यतो धर्मस्ततो जयः

ધર્મની ઉન્નતિથીજ દેશની ઉન્નતિ થાય છે માટે

" उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत. "

ઉઠો, જાગૃત થાઓ અને જાણવાનું છે તે જાણો.

# ભારતનો ધાર્મિક ઇતિહાસ.

( સ્વર્ગવાસી શાહ મણિલાલ લલ્લુભાઈના સ્મરણાર્થે )


લખનાર,તથા પ્રકાશક,

ઉમરેઠ નિવાસી:—શાહ દેવજી લલ્લુભાઈ.


"पुराणमित्येव साधु सर्वं,
न चापीदं नवमित्य वद्यम ।
सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते,
मूढः पर प्रत्ययनेय बुद्धिः ॥"

( [illegible] )

ભાવાર્થ:—જે કાંઈ જૂનું છે, તે સર્વ સારૂં છે એવું કહેવું તે ઠીક નથી. અને જે કાંઈ નવું છે તે સર્વ ખરાબ છે એવું કહેવું તે ઠીક નથી. સત્પુરૂષો પરીક્ષા દ્વારા સત્યાસત્યના ભેદને જાણીને એમાંથી જે ગ્રહણ કરવા યોગ્ય છે તે ગ્રહણ કરે છે; પરંતુ મૂર્ખ મનુષ્ય બીજાનું કહ્યું માની લે છે.




ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઈ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ.


કિમ્મત રૂ. ૧-૦-૦ પોસ્ટેજ જુદું.

સાર્વજનિક લાયબ્રેરીઓને ફક્ત પોષ્ટ ખર્ચ મોકલવાથી બક્ષીસ.



यतोऽभ्युदय निःश्रेयस सिद्धिः स धर्मः

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः

# પ્રસ્તાવના.

આદિ સમય થકીજ ભારત, સદ્ગુણોની ખાણ છે;
ધર્મરક્ષા ધર્મનિષ્ઠા, એજ તેનો પ્રાણ છે;
દીન દુઃખીપર દયા કરવી, એજ તેનું તાન છે;
બસ ! આજ પણ સંસારમાં, એથીજ એનું માન છે.

બંગાળાના પ્રસિદ્ધ વિદ્વાન રાજા રામમોહનરાયના શબ્દોમાં કહીએ તો "ધર્મોન્નતિ થયા સિવાય નિતિ, રાજ્ય, ઇત્યાદિ કોઇપણ વિષયમાં ઉન્નતિ થવાની નહિ" કારણકે પ્રાચિન સમયથીજ આ દેશની પ્રજા ધર્મનેજ પ્રાણ માનતી હોવાથી આપણી સર્વ ક્રિયાઓ અને પ્રવૃત્તિઓ ધર્મયુક્તજ છે. આપણા આચાર વિચાર, નિતિ ન્યાય, વહેપાર ઉદ્યોગ, રૂઢિ રિવાજ અને ટુંકામાં આપણા સંસારનું તમામ બંધારણ ધર્મની ઉપરજ અવલંબી રહેલું છે. મનુષ્ય માત્ર-તેમાં વિશેષે આર્યપ્રજાતો પોતાના ધર્મપંથના સિદ્ધાંતોને પ્રાણ સમાન ગણી તેને ચુસ્તપણે વળગી રહેવામાંજ માન માને છે. આપણા લોકોની આવી ધર્મ પ્રત્યે અભિરૂચિ હોવાથી ધર્મોન્નતિ સિવાય દેશોન્નતિ થવી અશક્યજ છે. માટે ધર્મોન્નતિ સારૂ પ્રથમ પ્રયત્ન થવાની જરૂર છે.

ઇશ્વર પ્રેરિત મનુષ્ય માત્રનો ધર્મ તો એકજ છે, પરંતુ સમય સંજોગાનુસારે તેમાં સુધારો વધારો થતાં અનેક સંપ્રદાય અને પેટા પંથો ઉપસ્થિત થયેલા છે. આજે સેંકડો મતપંથો દૃષ્ટિગોચર થાય છે તેનું એજ કારણ છે. એક પંથમાં અમુક વાતને ધર્મતત્વ માનવામાં આવ્યું છે, તે તત્વ સમય સંજોગાનુસારે પ્રતિકુળ લાગવાથી બીજા પંથમાં તેથી વિરૂદ્ધ વાત માલુમ પડે છે; માટે ધર્મનું યથાયોગ્ય સ્વરૂપ સમજવાને-ધર્મ તત્વોનો નિશ્ચય કરવાને-ધર્મના ઇતિહાસનું જ્ઞાન જરૂરી છે.

આપણી પૂર્વે ધર્મ સંબંધી વિચારો કરનારા જે જે મહાત્માઓ થઇ ગયા છે, તેમના ધર્મ સંબંધી કેવા મત હતા; અને દરેક ધર્મ, સંપ્રદાય અથવા મતપંથ સ્થાપન થતી વખતે દેશકાળ, સમયસંજોગો અને લોકસ્થિતિ કેવી હતી, વિગેરે જાણવામાં આવતાં, તેના ઉપર ન્યાય

દષ્ટિથી સ્વતંત્ર વિચાર કરવાથી ધર્મનાં સત્ય તત્વોનું જ્ઞાન થઇ ઉન્નતિના માર્ગની રૂપરેષા દષ્ટિ સમીપ ખડી થાય છે.

આપણા દેશનો રાજકિય ઇતિહાસ લખવામાં જેટલી અડચણો છે તેથી પણ વિશેષ અડચણો, ધાર્મિક ઇતિહાસ લખવામાં છે. કારણકે સાલવાર અનુક્રમે કોઇપણ ધર્મ, સંપ્રદાય અથવા મતપંથની હકીકત મળી શકતી નથી, અને જે મળે છે તે એક બીજાથી વિરૂદ્ધ તથા અચોક્કસજ માલૂમ પડે છે. કેટલાએક પોતાનાં પુસ્તકો ગુપ્તજ રાખે છે અને પોતાના મતાનુયાયી સિવાય બીજાને જોવા દેતા નથી, કેટલાંએક પુસ્તકોમાં એવી તો[1] અસંભવનિય હકીકત મળે છે કે તે માનવાને મન ના કબુલ કરે છે, કેટલાંએક પુસ્તકોમાં પાછળથી અનેક બાબતો ઘુસી ગયેલી છે તેથી તેમાંથી ખરી હકીકત શોધવી કઠણ પડે છે; જયારે કેટલાક મતપંથોની સ્થાપના કયારે અને કેવા સંજોગોમાં થઇ તથા તેના મુખ્ય સિદ્ધાંત કયા કયા છે વિગેરે હકીકત તે પંથના અનુયાયીઓ તો કદાપિ ન જાણે, પરંતુ તેના આચાર્યો પણ જાણતા નથી! આવી પરિસ્થિતિમાં અનુક્રમે હકીકત શોધી તેને ઇતિહાસરૂપે ગોઠવવામાં કેવી અડચણો આવે તે સમજવું કઠણ નથી. છતાં પણ વિવિધ ગ્રંથોના વાંચનથી અને વહેપારાર્થે ૮-૧૦ વરસ સુધી વિવિધ સ્થળોમાં મુસાફરી કરવાનું મળતાં જુદા જુદા પંથાનુયાયીઓ સાથે પડેલા પ્રસંગોને લીધે મળેલી માહિતીના આધારે આ ઇતિહાસ લખવાનું સાહસ કર્યું છે. તેમાં હું કેટલે દરજજે ફાવ્યો છું તે વિચારવાનું કામ વાંચકોનું છે.

આ પુસ્તક લખવામાં જે જે ગ્રંથોની મદદ લીધી છે, તે તે ગ્રંથોના કર્ત્તાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

દરેક ધર્મ, સંપ્રદાય અને મતપંથોના ગ્રંથોમાં કેટલીક જગ્યાએ એક બીજામાં વેરભાવ ઉપજાવે તેવી તથા સૃષ્ટિ નિયમ વિરૂદ્ધની અસંભવિત બાબતો થોડી ઘણી નજરે પડે છે; પણ તેવી તકરારી બાબતોને બનતા સુધી બાજુએ રાખી તે ઉપર ટીકા કરવાની નિતિ અખત્યાર

---

૧. પ્રાચિન કાળના પ્રત્યેક મહાપુરૂષોના જીવનચરિત્રમાં આગળ પાછળ અનેક ચમત્કારિક દંતકથાઓની ઘટનાઓનો શૃંગાર તેમના શિષ્યોએ લગાવેલોજ છે, તે એટલે સુધી કે તે મહાત્મા હતા, એમ નહિ પણ, પરમાત્મા હતા એમ ઠરાવવા સુધીની કોશિશો થયેલી છે! નવા ધર્મ, સંપ્રદાય અથવા મતપંથના સ્થાપક માત્રને એવું માન મળેલું છે. આપણા દેશમાં એમ થયું છે, એમ નથી, પરંતુ પશ્ચિમના દેશોમાં પણ એમ થયેલું જણાય છે.

કરી નથી. છતાં સત્ય શોધવાની ખાતર જરૂર જણાતાં એવા એકાદ બાબત ઉપર ટીકા થઇ ગઇ હોય તો તે માટે તેના અનુયાયીઓએ કોપ ન કરતાં ક્ષમા આપવાની ઉદાર કૃપા કરવા વિનતી છે.

ધર્મની બાબત ગહન, વિવાદગ્રસ્ત, અને કઠણ છે; તેમ મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, તેથી સમજફેર અથવા અન્ય કાંઇ કારણથી ભૂલ થવાનો સંભવ છે. આવી ભૂલ માટે જો સૂચના મળશે તો બીજી આવૃત્તિમાં ઘટિત ફેરફાર કરવા જરૂર લક્ષ આપીશું.

કોઇપણ ધર્મ, સંપ્રદાય અથવા મતપંથના ઉપર કટાક્ષ કરવાનો કે તેનો પક્ષપાત કરવાનો મ્હારો બિલકુલ ઉદ્દેશ નથી. ફક્ત તેમનાં મૂળ તત્વો દર્શાવી, એકજ મૂળ ધર્મનાંજ દેશકાળાદિના ભેદે, સમય-સંજોગાનુસારે થયેલાં રૂપાંતરરૂપે હાલમાં ચાલતા ધર્મ, સંપ્રદાય અને મતપંથો છે, એવું દર્શાવવાનોજ આ પ્રયાસ છે. કે જેથી એક બીજામાં ભ્રાતૃભાવની વૃદ્ધિ થઇ ધર્મને નામે જે દ્વેષભાવ છે તે નાશ પામે.

મ્હારા લઘુ બંધુ **મણિલાલ લલ્લુભાઇની** ( જેમના નામથી અમારી કાનપુરમાં કમિશન એજંટની પેઢી ચાલે છે તેમની ) આ પુસ્તક જલદીથી પ્રસિદ્ધ થાય એવી ઇચ્છા હતી, પરંતુ સંવત ૧૯૭૪ ના માગશર શુદી ૧૧ ને દિવસે કાનપુરમાં ૨૬ વર્ષની ભર યુવાવસ્થામાં તેમનો અકાળે સ્વર્ગવાસ થવાથી આ કામમાં ઢીલ પડી ગઈ. તેમની ઇચ્છાને માન આપવા ખાતર તેમના સ્મારક અર્થે જ્યાં સુધી આ પુસ્તક મ્હારી પાસે શિલક હશે ત્યાં સુધી ફક્ત પોષ્ટ ખર્ચ લેઇ જાહેર લાયબ્રેરીઓને મફત આપવા નિશ્ચય કર્યો છે.

**शिवमस्तु सर्व जगतः पराहित निरता भवन्तु भुतगणाः ।**
**दोषा प्रयान्तु नाशं सर्वत्र जनः सुखी भवतु ॥**

" સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણિ માત્ર પારકાના હિતમાં તત્પર થાઓ, સર્વ દોષો નાશ પામો અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ. " ઇત્યોમ્.

**શાહ મણિલાલ લલ્લુભાઇની પેઢી**
**કલેકટરગંજ—દાલમંડી—કાનપુર.**
**અક્ષય તૃતીયા—સંવત ૧૯૭૫.**

**લેખક.**



# ભારતનો ધાર્મિક ઇતિહાસ.

## પ્રારંભિક વિચાર.

सदसस्पतिमद्भुतंप्रियमिन्द्रस्यकाम्यम् । सनिंमेधामयासिषं ॐ स्वाहा ॥

( યજુ. અ. ૩૨ મં-૧૩)

"સત્યાચરણથી જ્ઞાનનું રક્ષણ કરવાવાળા; આશ્ચર્યકારક ગુણ, કર્મ અને સ્વભાવવાળા; ઇન્દ્રિયોના માલિક જીવની કામના પુરી કરવાવાળા હોવાથી તેના પ્યારા, સર્વાધાર પરમાત્માની ઉપાસના કરીને તે ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત કરૂં કે જેના વડે સત્યાસત્યનો નિર્ણય થઈ શકે."

### મનુષ્ય દેહની શ્રેષ્ટતા.

જગતનિયંતા પરમકૃપાળુ પરમાત્માએ સકળ જગત નિર્માણ કર્યું છે તેમાં અનેક જાતના પ્રાણિ પદાર્થાદિ ઉત્પન્ન કરેલાં છે, એ સર્વમાં મનુષ્ય પ્રાણિ સૌથી શ્રેષ્ટ છે. કારણકે અન્ય પ્રાણિઓ કરતાં તેને વિશેષ બુદ્ધિરૂપિ વિચાર કરવાનું બળવાન સાધન આપી જ્ઞાનયુક્ત કરેલા છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારે પશુ તથા મનુષ્યોમાં સામાન્ય છે, પણ સારાસાર વિચાર કરવાની વિવેક શક્તિ મનુષ્યમાં અધિક છે; માટે જે પોતાની બુદ્ધિનો સદ્‌ઉપયોગ કરી સારાસાર વિચાર કરતો નથી તે પશુ સમાન છે એમ [૧]નિતિશાસ્ત્રકારો કથે છે. માટે મનુષ્ય પ્રાણિને બુદ્ધિરૂપિ જે વિશેષ બક્ષીસ મળેલી છે, તેનો તેણે સદ્‌ઉપયોગ કરી મનુષ્ય દેહનું સાર્થક્ય કરવું ઘટે છે. કેમકે ધન, મિત્ર, સ્ત્રી વિગેરે સર્વ ફરી ફરી મળી શકે છે, પરંતુ આ મનુષ્યદેહ ફરી ફરી મળી શકતો નથી. મનુષ્ય દેહ મળવો ઘણો દુર્લભ છે. **મનનાન્મનુષ્યઃ** પર-

૧. ચાણાક્ય, ભર્તૃહરિ, વિગેરે.

મેશ્વરે સર્વ પ્રાણિયોમાં વિચાર કરવા યોગ્ય અવયવ રચના અને પર-માણુની ઘટના મનુષ્યમાંજ કરેલી છે, માટે મનુષ્યોએ ધર્માધર્મ અને કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિચાર કરવો જોઇએ.

## મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય શું છે?

ગુર્જર કવીશ્વર સ્વર્ગવાસી દલપતરામ ઠીકજ કહી ગયા છે કે—

મનુષ્ય દેહ દુર્લભ મળ્યો, અરે જીવ તું જાણ;
તે પામી પરલોકનું, કર નિશ્ચળ રહેઠાણ.

"હે જીવ! તને દુર્લભ એવો જે મનુષ્ય જન્મ મળ્યો છે. તેથી કદી ચલાયમાન ન થાય એવા પરલોકનું રહેઠાણ કરવા પ્રયત્ન કર."

આ વિશ્વમાં પ્રાણિ માત્રને સુખની ઇચ્છા છે, કોઇને પણ દુઃખની ઇચ્છા નથી. "હું સુખી થાઉં, મારી ઉન્નતિ તથા વૃદ્ધિ થાવ" વિગેરે સર્વ ભાવનાઓ સુખ, સુખ અને સુખનીજ હોય છે. એથી ઉલટું એટલે 'મને દુઃખ થાવ, મારી અવન્નતિ અથવા નાશ થાવ" વિગેરે વિપરિત ભાવનાઓ કરનાર આપણા જોવામાં કોઇ આવતું નથી. મતલબ કે સર્વને સુખમાં રાગ અને દુઃખમાં દ્વેષબુદ્ધિ હોય છે. ત્યારે સુખ અને દુઃખ શું છે? તે આપણે જાણવાની જરૂર છે.

જગતમાં વસ્તુ સંભવાદિ જે જે આપણા જોવામાં આવે છે અથવા જાણવામાં આવે છે તેનું શુભાશુભ ભાન કરાવનાર આપણા શરીરમાં એક ઇન્દ્રિય છે તેને ચિત્ત અથવા મન કહે છે. આ ચિત્તવૃત્તિમાં અનુકુળ લાગણીની પ્રતિતિ થતાં અંતરબાહ્ય આનંદનો અનુભવ થવો તે સુખ અને પ્રતિકુળ લાગણીની પ્રતિતિ થતાં અંતરબાહ્ય પરિતાપ થવો તે દુઃખ. ટુંકામાં આપણુને અનુકુળ તે સુખ અને પ્રતિકુળ તે દુઃખ. આ સુખના પણ ચઢતા ઉતરતા ભેદ છે, કેટલીક લાગણીઓ પ્રારંભમાં અનુકુળ જણાયા છતાં પરિણામે પ્રતિકુળ ભાસે છે.

પ્રાણી માત્રના જીવતરનો, ધનનો, યુવાનીનો, પુત્ર દારાદિક વિગેરે કોઇનો ભરૂસો નથી; કેમકે તે આજ છે ને કાલે નથી. મતલબ કે સંસારનાં સઘળાં સુખ પરિણામે વિકારીજ છે, માટે તેને વિષયી અથવા ક્ષણિક સુખ કહે છે. આ વિષયી એટલે ક્ષણિક સુખ આરંભમાં ગમે

તેનું સુખ ભાસતું હોય તોપણ તે વહેલું મોડું દુઃખમાંજ વિરમે છે. માટે વિવેક સમ્પન્ન જ્ઞાની પુરૂષો આ સુખને ખરૂં સુખ ન કહેતાં તેને **સુખાભાસ** કહે છે, અને તેઓ અન્ય જીવોની પેઠે આવા સુખમાં સંતુષ્ટ ન થતાં સત્ય સુખ શું હશે? તે જાણવા અને તે કેમ મળે તેવા પ્રયત્નમાં જોડાય છે. તત્વવિદ્ પુરૂષો ખરા સુખનું સ્વરૂપ જૂદુંજ કલ્પે છે. જે સુખ અથવા અનુકુળ લાગણી સર્વદા એક સ્વરૂપે અનુભવાય તેજ અક્ષય સુખ, એજ પામવું, એજ ઇચ્છવું, એજ શોધવું તે આ મનુષ્ય માત્રનું ખરૂં કર્તવ્ય છે. માટે અક્ષય સુખ સંબંધી વિશેષ જાણવાની જરૂર છે.

## અક્ષય સુખ એટલે શું?

અનુકુળ અથવા પ્રતિકુળ એટલે સુખ અથવા દુઃખ બન્ને જાતની લાગણીની પ્રતિતિ• આપણી ચિત્તવૃત્તિ એટલે મનનું દ્વિધા સ્વરૂપ છે અર્થાત સુખ અથવા દુઃખ એ આપણી મનોવૃત્તિનાજ વિકાર છે. જો આ ચિત્તવૃત્તિ બહિર્મુખ થવાનો સ્વભાવ છોડી દઈ અંતર્મુખ રહી અવિકારપણે સ્થિર થાય એટલે મન સદા સામ્યાવસ્થામાં રહી શકે તો પરમ સંતોષ, તેજ શાંતિ, તેજ નિત્ય સુખ અને તેજ અક્ષય સુખ. અહિં ચિત્તની શાંતિ એટલે જડતા અથવા મૂઢતા સમજવાનું નથી; પરંતુ આ વિશ્વમાં શુભાશુભ પ્રસંગો પ્રાપ્ત થતાં, જે સમયે જેવું મળે તેમાં અવિકારપણે નિભાવ કરી લેઈ સંતુષ્ટ રહી શકાય એવી મનની સ્થિતિને શાંતિ સમજવી. તેજ અક્ષય સુખ. શાસ્ત્રવેત્તાઓ આ અક્ષયસુખને મોક્ષ કહે છે. આવા સુખને પામવાની સર્વને પ્રબળ ઇચ્છા હોય છે. અક્ષય સુખ અથવા મોક્ષ માટે માણસ માત્રમાં જે સ્વભાવિક વૃત્તિ છે તેને સંતોષવા મહાન પુરૂષોએ માર્ગ શોધ્યા. આ માર્ગની શોધમાં તેમને અનેક વિચાર આવ્યા અને સ્વભાવિક રીતે જાણવાની ઇચ્છા થઈ કે મનુષ્યોમાં "હું શું? આ દેહ શું છે? આસપાસ દેખાતું આ સર્વ જગત વિગેરે શું છે? મનુષ્યોનો અને જગતનો સંબંધ શો? આ સર્વનો કોઈ નિયંતા હશે કે સ્વતંત્ર હશે? અન્ય આવું જગત હશે કે? હશે તો આવા સુખદુઃખાદિ બંને ગુણો વાળું હશે કે વિલક્ષણ હશે? આ વર્તમાન દેહની પૂર્વે આવો અથવા બીજી જાતનો દેહ હશે કે નહિ! અને પુનઃ આવો અથવા બીજી જાતનો દેહ પ્રાપ્ત થશે કે કેમ? આ જગતમાં કોઇ જન્મથી સુખી, કોઇ જન્મથી દુઃખી હોય છે તેનો કાંઇ

ખુલાસો હશે? વિગેરે " અનેક વિચારોનાં સમાધાન તેમને મળ્યાં અને તેમાં તેમણે પરમ સંતોષ અથવા નિત્યસુખ જાણી તે પ્રાપ્ત કરવા માર્ગ રચ્યા. આ માર્ગોને ધર્મ સંજ્ઞા મળી. આ પ્રમાણે ધર્મનું જે સ્વરૂપ બંધાયું તેને સામાન્ય ધર્મ કહેવો ઘટે છે, કારણકે આ જગતમાં એક કરતાં વધારે પ્રજા છે અને તેમના દરેકના ધર્મ જુદા જુદા હાલમાં જણાય છે; છતાં તે સર્વનો સામાન્ય હેતુ નિત્ય સુખ અથવા મોક્ષ પ્રાપ્તિ અર્થેજ છે. દરેક માણસને જ્ઞાન થવા માટે પરમકૃપાળુ પરમાત્માએ ઇન્દ્રિયો આપી છે જેથી માણસ સઘળું સમજી શકે છે. ઇશ્વરે દરેકની ઇંદ્રિયોમાં સરખા ગુણ સ્થાપેલા છે એટલે કે જીભને સ્વાદ લેવાનું, નાકને શ્વાસ લેવાનું, વિગેરે, વિગેરે. કોઇ આંખથી સ્વાદ લેઈ શકતું નથી, ત્યારે ઈશ્વરની પ્રેરણા તો દરેક માણસ માટે સરખી ગોઠવણની છે તો પછી ધર્મની પ્રેરણા જુદી કેમ હોય? ઈશ્વરપ્રેરિત મનુષ્ય માત્રનો ધર્મ એકજ છે. જો કે દેશ, કાળ અને બુદ્ધિના ભેદે આજે અસંખ્ય ભેદ દેખાય છે ખરા, પરંતુ સર્વ ધર્મ માત્રનું લક્ષબિંદુ તો માત્ર અક્ષય સુખ એટલે મોક્ષ મેળવવાના સાધન તરફજ છે.

## મોક્ષનું સાધન શું?

એવી ગણત્રી થઈ છે કે હાલમાં પૃથ્વિ ઉપર જુદા જુદા ધર્મોના મળી ૯૬૦૦૦ મતપંથો પ્રચલિત છે, તે પૈકી આ આર્યાવૃત્તમાંજ લગભગ ૮૦૦ જેટલા છે! આ દરેક ધર્મ, સંપ્રદાય અથવા મતપંથોનો પ્રાધાન્ય હેતુ કર્મ, જ્ઞાન અને ભક્તિરૂપ સાધનો પૈકી ઘણું કરીને એક, બે અથવા તમામ સાધનોથી મોક્ષ મેળવવાનો રસ્તો દર્શાવવાનો છે. દુનિઆમાં પ્રચલિત હરકોઈ ધર્મ, સંપ્રદાય અથવા મતપંથ આ ત્રણ સિવાય મોક્ષનું સાધન અન્ય જણાવતા નથી. માટે એ ત્રણ સંબંધી હકીકત આપણે સહુથી જૂના ધર્મને શોધી તે ઉપરથી જોતા આવીશું.

## સહુથી પ્રાચિન ધર્મ વેદ છે.

આ આર્યાવૃત્ત યાને હાલના હિંદુસ્તાનમાં જેટલા આર્ય એટલે હિંદુ ધર્મના સંપ્રદાય અને મતપંથો છે તે તો વેદને સહુથી પ્રાચિન માની તેનું શ્રેષ્ટત્વ સ્વિકારે છે. પરંતુ પૃથ્વિ ઉપર ચાલતા દરેક ધર્મ સંપ્રદાય અને મતપંથોનું મૂળ પણ વેદ છે, એમ હવે સિદ્ધ થઇ ચુક્યું છે. સર વિલિયમ જોન્સ, ફ્રેન્ચમેન બરનોફ, પ્રોફેસર મેક્ષમૂલર, બેરન

બ્નસન, પાદરી વાર્ડ, શ્રીયુત જ્ઞાનેશ્વર, મહર્ષિ દયાનંદ સરસ્વતી, રા. શંકર પાંડુરંગ, રા. ગોપાળ હરિ દેશમુખ, અને શાસ્ત્રી યજ્ઞેશ્વર, વિગેરે વિદ્વજ્જનોની સાથે પ્રસંગ પાડી પોતાની સર્વોત્તમ શોધકવૃત્તિ અને અવલોકન અનુભવાદિથી નિશ્ચય થયા બાદ થીઓસોફીકલ સોસાઇટીના પ્રખ્યાત શોધક બુદ્ધિના મરહુમ પ્રમુખ હેન્નરી આલ્કોટે મુંબાઇ, લાહોર અને કાશી વિગેરે સ્થળોએ જાહેર ભાષણોદ્વારા જણાવ્યું હતું કે "એતો હવે નિર્વિવાદ સિદ્ધ થાય છે કે આર્યાવૃત્તજ પ્રથમ વસ્તિનું [1]ઉત્પતિ સ્થાન છે, અને ત્યાંથીજ મિસર વિગેરે સ્થળોએ મનુષ્યની વસ્તી ગઈ હતી. હજારો વર્ષો પૂર્વે યૂરોપમાં જ્યારે કળા કૌશલ્યતાનું, પુસ્તકો લખી જાણવાનું કે વિદ્યાલયો સ્થાપવાનું ભાન થયું તેની પૂર્વે આર્યપ્રજા અને

---

૧. મૂળ વસ્તિના ઉત્પત્તિ સ્થાન માટે ઘણા મતભેદ છે. લો. મા. બાળગંગાધર તિલક ઉત્તર ધ્રુવ પાસે જણાવે છે. બંગાળના સુપ્રસિદ્ધ પંડિત ઉમેશચંદ્ર વિદ્યારત્ન મોંગોલિયા કહે છે, મેક્ષમૂલર અને વેબર વિગેરે લેમુરીયા કહે છે, કેટલાએક કાસ્પિઅન સમુદ્ર પાસે માને છે, મનુસ્મૃતિમાં કુરૂક્ષેત્ર જણાવેલું છે. વિલાસપુરના બી. સી. મજમુદાર ( મોડર્ન રિવ્યુ અગષ્ટ ૧૯૧૨ ) કહે છે કે આર્યો કોઇ બાહારથી આવ્યા નથી પણ અહિંનાજ નિવાસી હતા. અધ્યાપક મેકડાનલનો પણ તેવોજ મત છે અને જણાવે છે કે આર્યલોક આર્યાવૃત્તની બહારથી આવ્યા હોય તેવો વૈદિક મંત્રોથી બિલકુલ પત્તો લાગતો નથી. (જુઓ સરસ્વતિ જાનેવારી ૧૯૧૩ ) સર વિલ્યમ જોન્સ અને સર વોલ્ટર રેલે તો આર્યાવૃત્તજ જણાવે છે. યજ્ઞેશ્વર શાસ્ત્રીએ આર્યવિદ્યા સુધાકરમાં ચર્ચા કરી આર્યાવૃત્તજ આર્યોનું મૂળ ઉત્પત્તિ સ્થાન છે એમ સિદ્ધ કર્યું છે. મિસર દેશના દરિઆલ બાંહરીમાં હાસતોપની સમાધિનાં અને દેવળની ભીંતો ઉપરના લેખોથી માલુમ પડે છે કે તેઓ જે પવિત્ર ભૂમિમાંથી મિસરમાં આવ્યા તે પવિત્રભૂમિ આ આર્યાવૃત્તજ છે. પુરાણોમાં જે મિશ્રસ્થાન કહ્યું છે તેજ મિસર દેશ છે, એમ કેટલાક શોધકો કહે છે. મી. પોકોકની શોધ પ્રમાણે આર્યાવૃત્તજ મૂળ વસ્તિનું ઉત્પત્તિ સ્થાન છે અને ત્યાંથીજ જાવા, મિસર, ગ્રીસ વિગેરે સ્થળે મનુષ્યની વસ્તી ગઇ હતી. ન્યુયોર્કની ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ ડો. અલેકઝાંડર ડેલમાર કહે છે કે કોલમ્બસને અમેરિકાનાં સ્પેનમાં સ્વપ્નાં આવ્યાં તેની અતિ પૂર્વે હિંદુઓએ તેની શોધ કરી સંસ્થાનો સ્થાપી વસવાટ સુદ્ધાં પણ કર્યો હતો ( જુઓ ઇન્ડીયન રિવ્યુ સપ્ટેમ્બર ૧૯૧૨ ) આ બધી ચર્ચા ઉપરથી એવો સાર નીકળે છે કે મૂળ વસ્તીનું ઉત્પત્તિ સ્થાન આ આર્યાવૃત્તજ હોવું જોઇએ અને છે પણ તેમજ. મી. કાઉન્ટ જોજર્સ જેર્ના પોતાના હિંદુઓના દેવતાઓની વંશાવળી નામના પુસ્તકમાં લખે છે કે—આર્યાવૃત્ત કેવળ આર્ય ધર્મનું ઘર નથી, પરંતુ અખિલ સંસારની સભ્યતાનો આદિ ભંડાર છે.

તેમના રાજા મહારાજાઓ, વિદ્વાન, ગુણી, બુદ્ધિવાન અને સકળ સદ્‌ગુણ સંપન્ન તથા કળાકૌશલ્યતામાં સહુથી શ્રેષ્ટ પદે હતા. તે વખતે વર્તમાન કાળની પેઠે તેઓ સમાન જાતિના પ્રબંધમાં બંધાયલા નહોતા; પણ પોતે ગુણજ્ઞ, સુંદર આચાર વિચાર અને વ્યવહારથી સભામાં સર્વથી ઉચ્ચપદ પ્રાપ્ત કરી શકતા હતા, અને નીચ કર્મોથી પતિત અને ભ્રષ્ટ થતા, વિગેરે.” જૈન ગ્રંથોમાં પણ વારંવાર વેદનું નામ આવે છે. જરથ્રાસ્તી ધર્મ પણ આ આર્ય ધર્મનુંજ રૂપાંતર છે અને મહાત્મા ઈસુએ પણ અત્રેથીજ ધર્મશિક્ષણ મેળવી ક્રિશ્ચિયન ધર્મ સ્થાપ્યો હતો. ફ્રાન્સ દેશના પારિસ શહેરના પ્રખ્યાત શોધક મી. લોઈસ જેકોલીયેટ પોતાના “બાઈબલ ઈન ઈન્ડિઆ” નામના પુસ્તકમાં લખે છે કે—

“Soil of ancient India, cradle of Huminity hail! hail venerable & efficient nurse whom centuries of brulet invasions have not yet burried under the dust of oblivion. Hail! father land of faith, of love, of poetry, and of science! may we hail a revival of the post in our western fathers!”

“વૃદ્ધ ભરતખંડની ભૂમિ! પુરૂષતાનું પારણું તને વંદન છે. સેંકડો વર્ષના નિર્દય ઉપદ્રવ (હલ્લા) પણ જેને વિસ્મરણની ધૂળ નીચે દાટી શકયા નથી એવી પૂજય અને સમર્થ પાળક માતા! પ્રણામ. શ્રદ્ધા વા સત્યતાની, પ્રેમની, કવિતાની અને શાસ્ત્રની પિતૃભૂમિ! તને હું નમું છું. તહારો ભૂતકાળનો મહિમા અમારા પશ્ચિમના (યૂરોપાદિ) ભવિષ્યમાં સજીવન થાઓ એવું માગીએ છીયે.” તા. ૨૦–૨–૧૮૮૪ ના ડેલી ટ્રિબ્યુન નામના પત્રમાં ડી. ઓ. બ્રાઉને લખ્યું હતું કે “ જો અમે પક્ષપાત છોડીને સારી રીતે પરીક્ષા કરીએ તો અમારે કબુલ કરવું પડશે કે આર્ય લોકોજ સંસારભરના સાહિત્ય, ધર્મ અને સભ્યતાના જન્મદાતા છે.

આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે દુનિઆ ઉપરના તમામ ધર્મોમાં વેદધર્મ સૌથી શ્રેષ્ટ અને પ્રાચીન છે માટેજ મહર્ષિ મનુ ભગવાને પણ **वेदोऽखिलो धर्म मूलम्** કહ્યું છે.

## વેદ એટલે શું? અને તેમાં શું શું છે?

પરમકૃપાળુ પરમાત્માએ સૃષ્ટિની સુવ્યવસ્થા રહેવા માટે દરેક બાબતોને નિયમની દોરીથી બાંધી રાખેલી છે. આ નિયમોને કુદરતી

કાનુન અથવા ઇશ્વરી કાયદો કહીશું તો તે વ્યાજબીજ ગણાશે. આ ઇશ્વરી કાયદાનું દરેક માણસોને જ્ઞાન થવું ઘણું કઠીણ હોવાથી તેનું ઉલ્લંઘન થતાં તેઓ તેની શીક્ષાના ભોગ થઇ પડે, તેમાંથી તેમને બચાવવા માટે મહાન ઋષિમુનિઓએ અથાગ પરિશ્રમ કરી પોતાની સર્વોત્તમ બુદ્ધિનો ખર્ચ કરી સાક્ષાત અનુભવથી એ નિયમો શોધી કાઢી જન હિતાર્થે વેદરૂપે પ્રસિદ્ધ કરી દુનિઆની પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે. અર્થાત્ વેદ કોઇ પુસ્તક વાચક નથી, પરંતુ ભિન્ન ભિન્ન ઋષિ મહર્ષિઓના જ્ઞાનમાં પ્રતિત થયેલા અધ્યાત્મિક નિયમોના સંગ્રહનું નામ છે. વેદ એ શબ્દમાં **विद्** ધાતુ છે. **विद्** એટલે જાણવું, જ્ઞાન પામવું. મતલબકે આ દુનિઆમાં જન્મ લેઇને માણસોએ શી શી ફરજો બજાવવાની છે, કેવી રીતે વર્તવાથી ભૂતમાત્રને સુખ અને જન્મ લીધાનું સાર્થકય થઇ શકે, બ્રહ્મ અને જીવ શું છે? તેનો પરસ્પર સંબંધ કેવો છે? વિગેરે, વિગેરે, તમામ વિદ્યા જાણવાનું કે જે જાણ્યા પછી કાંઇપણ જાણવાનું બાકી રહેતું નથી તેવા સર્વોત્તમ જ્ઞાનના ભંડારનું નામ વેદ છે. **विन्दन्ति जानन्ति, विन्दन्ते भवन्ति, विन्दन्ते लभ्यन्ते, विन्दन्ते विचारयन्ति सर्वे मनुष्याः सर्वाः सत्य विद्याः यैर्येषुवा तथा विद्वांसश्च भवन्ति ते वेदाः** 'સર્વ મનુષ્ય જેથી વિદ્વાન થઇ શકે છે અથવા સર્વ મનુષ્ય જેની સહાયથી સર્વ વિદ્યા જાણી શકે છે. જ્ઞાન મેળવી શકે છે અને વિચાર કરે છે તે વેદ. વેદને શ્રુતિ પણ કહે છે.

**आदि सृष्टिमारभ्याद्य पर्यंत ब्रह्मादिभिः।**
**सर्वाः सत्य विद्याः श्रुयन्तेऽनयासाश्रुतिः ॥**

'સૃષ્ટિના આરંભથી તે આજ સુધી જેની સહાયથી સર્વ સત્ય-વિદ્યા બ્રહ્માદિકે સાંભળી તે શ્રુતિ છે."

વેદમાં સર્વ વિદ્યા બીજરૂપે રહેલી છે, સર્વજ્ઞતાનું સ્વરૂપજ વેદ છે, માટે તે ઇશ્વર પ્રેરીત અને અનાદિ છે. વેદમંત્રો જુદા જુદા ઋષિઓના જ્ઞાનમાં પ્રતિત થયા છે—દૃષ્ટ થયા છે. માટે તે ઋષિઓ મંત્ર-દ્રષ્ટા કહેવાય છે. વેદમાં લખેલા નિયમો એ ઇશ્વરી નિયમો છે, તેમાં કદાપિ પણ ફેરફાર થતો નથી તેમ તેનો આદિ અંત નથી; માટે તે અનાદિ અને નિત્ય છે. આ ઇશ્વરી નિયમો ભૂલી ન જવાય અને તેનો

કાળે કરી લોપ ન થાય તે સારૂ ઋષિ મુનિઓ તેને કંઠાગ્રે રાખતા અને શિષ્યોને શીખવતા, પાછળથી લેખનકળા ચાલુ થતાં પુસ્તકરૂપે પણ લખી રાખ્યા છે. સૃષ્ટિ પદાર્થની યોગ્ય યોજના જ્ઞાન સિવાય થઇ શકે નહિં માટે વેદરૂપિ જ્ઞાન ઇશ્વરે શરૂઆતમાંજ દર્શાવેલું છે, અને આ અનંત જ્ઞાન ઇશ્વરનું છે માટે **अनंता वैवेदाः** એવી શ્રુતિ છે. વેદજ્ઞાન લક્ષણથી એકજ છે. પરંતુ વિવિધ વિદ્યા ઉપર **ऋक्, यजुष्, साम** અને **अथर्वण** એવા [1]ચાર ભાગ છે. "**ऋग्भिरस्तुवंति**" એટલે ઋગ્વેદમાં સૃષ્ટ પદાર્થને યોગ્ય સંસ્કાર તથા ઉપયોગ કેવો કરવો તેનું કથન કરી સકલ પદાર્થ ગુણદર્શક ઇશ્વરસ્તુતિ કરી છે. "**यजुर्भिर्यजंति**" યજુર્વેદમાં સંસારમાં જરૂરી એવા વ્યવહારી પદાર્થનો ઉપયોગ સિદ્ધ કરી ભૂતદયા અને વિદ્યા વિજ્ઞાનાદિ વિધિપૂર્વક નિયમિત્ત ક્રિયા લોકો તરફથી થઈ તેમાં સુખ મળે એવું વૃત્તાંત છે. "**सामभिर्गायंति**" સામવેદમાં ખરૂં જ્ઞાન તથા આનંદવૃત્તિ પ્રાપ્ત થાય તેવું વૃત્તાંત છે. અને અથર્વ વેદમાં કૃતકર્મનો વિચાર કરી સંશયની નિવૃત્તિ થાય તેવું વૃત્તાંત છે. પ્રત્યેક વેદના સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્, અને પરિશિષ્ટ એવા [2] ભાગ માનેલા છે. તેમાં સંહિતા એજ [3]શ્રુતિભાગ પ્રાચિન છે. બ્રાહ્મણાદિક ગ્રંથ અર્વાચીન હોઇ કેવળ સંહિતા ઉપર અવલંબી રહેલા છે માટેજ બ્રાહ્મણાદિ ગ્રંથોની ભાષા મૂળ સંહિતાની ભાષાથી બહુજ ભિન્ન અને અર્વાચીન છે. તેમાં પ્રાચિન સંહિતાના અર્થ સ્પષ્ટ ખુલ્લા કર્યા છે, મતલબકે બ્રાહ્મણાદિ ગ્રંથ કેવળ પ્રાચિન સંહિતાની અર્વાચીન ટીકા અને અર્થ છે.

---

૧. ચારે વેદમાં ઋગ્વેદ સહુથી પ્રાચિન છે, અને તેના ઉપરથીજ વ્યાસ-મુનિએ તેના ચાર ભાગ કર્યા ( ભાગવત જુઓ ) છે. ઋગ્વેદ ગદ્યરૂપે છે, યજુર્વેદ પદબંધ છે અને તે ઋગ્મંત્રોને આધારે રચાયલો છે. સામવેદ ઋગ્વેદના નવમા મંડળને આધારે ગાનમય રચાયલો છે. અને અથર્વણવેદ ઋગ્વેદના દશમા મંડલનું વિવરણ હોય તેવો છે. બીજા ત્રણે વેદોમાં ઋગ્વેદનો આધાર છે તેથી ઋગ્વેદ પ્રાચિનજ છે.

૨. સંહિતામાં મંત્ર ભાગ એટલે છંદોબદ્ધ ઋચા, સુકત અને સ્તોત્ર છે. બ્રાહ્મણમાં યજ્ઞાદિ કર્મવિધિ છે. આરણ્યક અને ઉપનિષદમાં ભક્તિયોગ અને મૂક્તિ માર્ગ વિગેરે ઇશ્વરીજ્ઞાન ઉપર વિચાર છે.

૩. જે સંહિતા છે તેજ મૂળ વેદ. બ્રાહ્મણાદિ અન્ય ગ્રંથોને વેદ સંજ્ઞા કોઇ લગાડે છે, પણ તે ગ્રંથો સંહિતા ઉપર અવલંબી રહેલા છે અને તેના અર્થનું ફક્ત સ્પષ્ટિકરણ કરવાના ઉપયોગના છે. માટે તે ગ્રંથો વેદ એટલે શ્રુતિ નથી.

વેદમાં સર્વ વિદ્યા બીજ રૂપે રહેલી છે એ વાત આધુનિક કાળમાં ઇંગ્રેજી વિદ્યા મેળવી ફુલાતા પાશ્ચિમાત્ય સંસ્કારોવાળા મહાશયો માનશે નહિ અને સવાલ કરશે કે "આવા સુંદર તાર, રેલ્વે, વરાળયંત્રો વિગેરે વિદ્યા શું તેમાં છે?" બેશક છેજ. પણ તે બીજરૂપે હોવાથી તમને માલુમ પડતી નથી. જો પાશ્ચાત્ય પ્રજાની પેઠે બુદ્ધિનો યથાયોગ્ય ઉપયોગ કરી શોધકવૃત્તિથી સપ્રયોગ પ્રયાસ કરશો તો તાર, રેલ્વે અને વરાળયંત્રો તો શું? પણ, પશ્ચિમના મોટા મોટા વિદ્વાનો જેને માટે પરિશ્રમ કરી રહ્યા છતાં તેઓ નિપુણતા મેળવી શકયા નથી એવી મહાન વિદ્યાઓ તેમાંથી મળી શકે તેમ છે. રાવણ રાજાના સમયમાં તેની પાસે [2] પુષ્પ વિમાન હતું, તેનાથી તે ધાર્યા પ્રમાણે ટુંક સમયમાં મુસાફરી કરી શકતો હતો. પાંડવ પૈકીના અર્જુન અને કૃષ્ણ અશ્વતરી (અગ્નિ નૌકા) માં બેસી પાતાળમાં ગયા હતા. આર્યો આકાશમાં ઉડતા અને યુદ્ધો પણ કરતા હતા. પક્ષીની માફક તેઓ પવનમાં ઉડતા હતા. મહાભારતના સમયમાં અર્જુને એક સભાભૂવન[1] રચેલું હતું તેમાં જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ દેખાય તેવી કારીગરી કરવા ઉપરાંત સુક્ષ્મદર્શક યંત્ર, દુરદર્શક યંત્ર, ઘડીઆળો, યાંત્રીક ગાતા પક્ષીઓ વિગેરેની ગોઠવણ કરી હતી. [2]રામચંદ્રજીના શિલ્પી નળ અને અને નીલે યંત્રોની મદદથી સમુદ્ર ઉપર મહાન સેતુ (પુલ) બાંધ્યો હતો. આ ઇતિહાસ ફક્ત કર્મ, જ્ઞાન અને ભક્તિરૂપી બ્રહ્મવિદ્યા દરેક ધર્મ, પંથ અને સંપ્રદાયમાં કેવી રીતે રહેલી છે તથા અનેક મતમતાંતર રૂપિ પંથજાળ કયા કયા કારણથી કયા કયા સમયે કયા સંજોગોમાં ઉદભવેલ છે તે માટેજ લખવામાં આવ્યો છે, તેથી અન્ય બાબતો સાથે તેનો કાંઇ સંબંધ નથી માટે ફક્ત બ્રહ્મવિદ્યાની દષ્ટિથીજ લખાણ કરવામાં આવનાર છે; છતાં પણ વેદમાં જુદી જુદી વિદ્યાને લગતું બીજ રૂપે સાહિત્ય છે કે કેમ તેની થોડી નોંધ આ જગ્યાએ આપવી અયોગ્ય ગણાશે નહિ, એમ સમજીને થોડાંક દષ્ટાંતો નીચે આપીએ છીએ.

**आपश्च विश्व भेषजीः** (રૃગ્વેદ અષ્ટક ૧ મં. ૧ સુ. ૨૩) "સર્વ રોગ પરિહારક પાણી છે."

**गर्भो यो अपां गर्भो वनानां गर्भश्च स्थातां गर्भश्च स्थाताम्**

---

૧ જુઓ મહાભારત સભાપર્વમાં રાજસુય યજ્ઞના વિષયમાં ૨. જુઓ રામાયણ.

( રૂ. અ ૧ સુ. ૭૦ ઋ ૨) "અગ્નિ, પાણી, વન, જંગમ પ્રાણી તથા સ્થાવર વસ્તુમાં ગર્ભ રૂપે રહેલ છે.

**आगन् देव ऋतुभिः ।** ( રૂ. મં. ૪ સુ. ૫૩ ઋ ૮ ) "સૂર્ય ઋતુઓ સહિત આવો" મતલબ કે પૃથ્વી ઉપર સઘળી ઋતુ તથા દિવસ રાત્રીની વધઘટ પણ તેના સૂર્યને ફરી આવવાથી એક સૌર વર્ષમાં થાય છે.

**युवंपेदवेपुरुवारमश्विनास्पृधांश्वेतंतरुतारंदुवस्यथः ।**

**शर्यैरभिद्युंपृतनासुदुष्टरंचर्कृत्यमिन्द्रमिवचर्षणीसहम् ॥**

( રૂ. ૧-૮-૨૧-૧૦ )

વિદ્યુત ગુણથી યુક્ત વિદ્વાનોએ સ્વિકાર કરવા યોગ્ય શુદ્ધ ધાતુમાંથી બનાવેલો જેમાં વિદ્યુતનો પ્રકાશ શરૂ થયો હોય, રાજસૈન્યોમાં અતિદુસ્તર સર્વ ક્રિયાઓમાં વારંવાર વાપરવા યોગ્ય એવું તાર નામનું યંત્ર છે તે સર્વે મનુષ્યોએ બનાવવું જોઇએ. આ તારમાં ફરી ફરી જ્ઞાન અને પ્રેરણા થાય છે તેથી મોટી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ સૈન્યની સ્પર્દ્ધા વખતે શત્રુનો નાશ અને સ્વપક્ષનો વિજય કરવા માટે ઉપયોગી છે અને દુરથી સૂર્યની પેઠે કામ કરનારૂં છે માટે હે મનુષ્યો! તમે વિદ્યુતાદિ પદાર્થોને ઉત્તમ રીતે સિદ્ધ કરીને આ તાર નામનું યંત્ર તૈયાર કરો.

**त्रिर्नो अश्विना यजता दिवेदिवे परित्रिधातु पृथिवी मशायतम् ।**

**तिस्रो नासत्या रथ्या परावत आत्मेव वातः स्वसराणि गच्छतम् ॥**

( રૂ૦ ૧-૩-૬-૭ )

**वियेभ्राजन्ते सुमखास ऋष्टिभिः प्रच्यावयन्तो अच्युता चिदोजसा ।**

**मनो जुवो यन्मरुतो रथेष्वा वृष व्रातासः पृषतीरयुग्ध्वम् ॥**

( રૂ૦ ૧-૬-૯-૪

"અમારાં નૌકા, રથ અને વિમાન એ ત્રણે વાહનો યોજના કરેલા વિદ્યુતાદિ પદાર્થોવડે પ્રતિદિન પાણી, પૃથ્વિ અને આકાશમાં આનંદપૂર્વક સંચાર કરે તે વાહનોની ચોતરફ ત્રણ પ્રકારની ધાતુ ( લોહ, તામ્રાદિ ) હોવી જોઇએ આ ત્રણે વાહનો વિદ્યુત, અગ્નિ વિગેરે પદાર્થોના યોગથી તેમના રસ્તા ઉપરથી આત્મા, વાયુ અને મનના જેવી શિઘ્ર ગતિએ સુખપૂર્વક જાય" "પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં વાહનોમાં મનના જેવી શીઘ્ર ગતિ ઉત્પન્ન કરવા માટે વાયુની અને વાયુ તથા પાણીના સિંચનની યોજના કરવી. આવા પ્રકારની કળાઓથી જે યુક્ત હોય છે તે ઉત્તમ કૃત્યો કરે છે. તેમને હમેશાં સુખ પ્રાપ્તિજ થાય છે. કારણકે તેઓ વેગથી એક સ્થાનથી બીજા સ્થાનમાં જઇ પહોંચે છે."

**इयं वेदिःपरो अन्तः पृथिव्या अयं यज्ञो भुवनस्य नाभिः ।**

**अयꣳसोमो वृष्णो अश्वस्यरेतो ब्रह्मायं वाचः परमंव्योम ॥**

( યજુ. ૨૩–૬૨ ).

"આ વેદી ત્રિકોણ, ચતુષ્કોણ, ગોળ, શેનાકાર અથવા બીજા આકારવાળી છે. પૃથ્વિની જે ચારે બાજુની છેવટની હદ તે તેનો પરિઘ છે. પરિઘની બન્ને બાજુઓ જોડનાર લીટીને વ્યાસ કહે છે. આ લીટી તે પૃથ્વિની મધ્ય રેખાજ છે. ચંદ્રલોકને પણ એજ પ્રમાણે પરિઘ વ્યાસ હોય છે. વૃષ્ટિ કર્ત્તા સૂર્ય, વાયુ અને અગ્નિ એ વેગના હેતુઓને પણ એજ પ્રમાણે પરિઘ વગેરે હોય છે. તેમનું વિર્ય અને ઔષધિરૂપ સામર્થ્ય ચો તરફ પ્રસરેલું છે. આ મંત્રમાં વેદિનો આકાર, પૃથ્વિનો પરિઘ અને વ્યાસ એ શબ્દ રેખાગણિત સુચવે છે. બ્રહ્મવાણીથી પણ પર હોઇને સર્વની પરે વ્યાપક રહેલો છે."

**आयं गौः पृश्निरक्रमीद सदन्मातरंपुरः । पितरं च प्रयन्त्स्व ॥**

( યજુ. ૯–૬ )

"પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને અન્ય ગોળ આકાશમાં આક્રમણ કરે છે, તેમાંથી પૃથ્વી પોતાની જળ પરમાણુરૂપ આકાશસ્થ માતાને અને અગ્નિમય સૂય પિતાને પ્રાપ્ત થઇને પુનઃ પુનઃ જાય છે."

या गौर्वर्त्तनिं पर्येति निष्कृतं पयो दुहाना व्रतनीरवारतः।

सा प्रब्रुवाणा वरुणाय दाशुषे देवेभ्यो दाशद्धविषा विवस्वते ॥

( ऋ. ८–२–१०–१ ).

"પૂર્વોક્ત પૃથ્વિ પોતાના માર્ગમાં નિરંતર બિલકુલ અટક્યા વિના સૂર્યની આસપાસ ફરે છે. તે પૃથ્વિ વગેરે ગોળાઓના માર્ગ પરમેશ્વરે નિયત કરેલા છે. તે સર્વ પ્રકારનો રસ તથા ફળ મનુષ્યોને આપીને વારંવાર તૃપ્ત કરે છે. આ ભ્રમણરૂપ પોતાનું વ્રત તે નિયમપૂર્વક પાલન કરે છે, આ પૃથ્વિ દાન કરનારને શ્રેષ્ઠ કર્મ કરનારને અને વિદ્વાનોને સર્વ પદાર્થોથી સર્વ પ્રકારનું સુખ આપે છે. એટલુંજ નહિ પણ તે પૃથ્વિ પ્રાણિઓની વાણીની હેતુભૂત છે."

त्वं सोम पितृभिः संविदानोऽनु द्यावा पृथिवी आततंथ

( ઋગ્વેદ ૬–૪–૧૩–૩ ).

"ચંદ્ર પોતાના પાલન કરવા યોગ્ય ગુણોવાળા જેવો થઇ પૃથ્વિની આસપાસ ફરતાં ફરતાં સૂર્ય અને પૃથ્વિની વચ્ચે પણ કદિ કદિ આવે છે." આ મંત્રમાં પૃથ્વિની આસપાસ ચંદ્ર ફરે છે અને તે પૃથ્વિ તથા સૂર્યની વચ્ચમાં પણ આવે છે એમ કહેલું છે.

आकृष्णेन रजसा वर्त्तमानो निवेशयन्नमृतं मर्त्यं च।

हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥

( યજુ. ૩૩–૪૩ ).

"સૂર્ય સર્વ ગોળાઓની સાથે આકર્ષણ વડેજ સંબંધ રાખે છે. સૂર્ય જ્યોતિર્મય અને રમણ આનંદ ઇત્યાદિ વૃત્તિ ઉત્પન્ન કરનાર જ્ઞાન અને તેજથી યુક્ત છે, તે મનુષ્યાદિ મૃત્યુલોક અને સત્ય વિજ્ઞાન કિરણ સમુહ વિગેરેને વ્યવસ્થાથી પોતપોતાની કક્ષામાં રાખે છે તેજ પ્રમાણે પૃથ્વ્યાદિ લોક ઉપર જ્ઞાન, વૃષ્ટિ અથવા રસનું સિંચન કરે છે. આ પ્રકાશમાન સૂર્ય સર્વ લોકોનો આશ્રય છે અને સર્વ જગતના પદાર્થ માત્રનું સ્વરૂપ દેખાડતો દેખાડતો ગમન કરે છે."

**दिवो धर्ता भुवनस्य प्रजापतिः** ( ઋગ્વેદ મં. ૪ સુક્ત ૫૩ ).

"પ્રકાશ તથા વૃષ્ટયાદિએ કરી પાલન કરનાર સૂર્ય, ગૃહો તથા ભૂલોકને ધારણ કરનાર છે.

**सूर्यस्य सप्त रश्मिभिः ।** ( ઋગ્વેદ ૮ મં. ૭૨ સુક્ત ૧૬ ).

"સૂર્ય સાત કિરણોએ કરી"

**अग्निर्वा इतो वृष्टिमुदीरयति मरुतःसृष्टां नयन्ति यदा खलु वा असावादित्योन्यङ्रश्मिभिः पर्यावर्ततेऽथ वर्षति**

( યજુ. કાં. ૨ પ્ર. ૪ અ. ૧૦ ).

"અગ્નિજ વૃષ્ટિને પ્રેરે છે. અર્થાત આ પૃથ્વિમાંથી વરાળરૂપ પાણીદ્વારા આકાશમાં વૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેને વાયુ જુદે જુદે સ્થળે લઇ જાય છે અને જ્યારે આ સૂર્ય તીવ્ર કિરણોયે અતિશય તાપ કરે છે ત્યારે વર્ષે છે."

**दिविसोमो अधिश्रितः ।** ( અથવ. કાં. ૧૪ અ. ૧ મં. ૧ ).

"ચંદ્ર સૂર્યથી પ્રકાશિત થાય છે."

આ પ્રમાણે ખગોળ, સંગિત, શિલ્પ, યંત્રાદિ વિદ્યાઓ વેદમાં બીજરૂપે રહેલી છે, પણ આપણા દેશના લોકોમાં શોધકવૃત્તિનો અભાવ હોવાથી તે વિદ્યાઓનું ખરૂં સ્વરૂપ બહાર પ્રસિદ્ધિમાં આવતું નથી. કેટલાક વર્ષ ઉપર મુંબાઇમાં રા. શિવરામ બાપુજી તળપદે નામના એક ગૃહસ્થે વેદના આધારે વિમાન બનાવવાનો પ્રયત્ન શરૂ કર્યો હતો અને તેમાં તેમને યશ પ્રાપ્ત થાય એવી તેમણે કરેલા પ્રયોગો ઉપરથી ખાત્રી થઈ હતી, પરંતુ ધનાદિની પ્રતિકુળતાને લીધે તેમને અંતરાય નડવાથી તેઓ પોતાની ઇચ્છા પાર પાડવા અશક્ત નિવડયા હતા. આ ઉપરાંત રાજાપ્રજાના ધર્મ, પિતાપુત્રના ધર્મ, પતિપત્નિના ધર્મ, વિગેરે દરેક બાબતો વિશે વેદમાં વર્ણન છે.

વર્તમાન જમાનામાં વેદાદિના જ્ઞાનથી રહિત લોકો વેદત્રયીના નામથી ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણનુંજ ગ્રહણ કરે છે. અને ચોથા

અથર્વવેદને વેદ તરીકે સ્વિકારતા નથી, પરંતુ એમ માનવાવાળા ભૂલ કરે છે; કેમકે મહાભારતના શાંતિપર્વના અધ્યાય ૨૩૬ માં લખ્યું છે કે વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ બ્રહ્મવિદ્યાનાં અંગ સમાયલાં હોવાથી તેને ત્રયી કહેવામાં આવે છે અને **ऋक, साम, यजुर्** અને **अथर्व** એવા ચાર વેદ છે.

## કર્મ, ઉપાસના (એટલે ભકિત) અને જ્ઞાનનો અરસપરસ સંબંધ.

આપણે આગળ જોઇ ગયા કે પ્રાચિન ઋષિ મહર્ષિઓ વેદદ્વારાએ સંસારની ખટપટોમાંથી છુટકારો મેળવવા તથા આ લોકમાં સુખરૂપ જીંદગી ગુજારી છેવટે અક્ષય સુખ એટલે મોક્ષ મળે તે સારૂ (૧) કર્મ, (૨) ઉપાસના એટલે ભક્તિ અને (૩) જ્ઞાન એ ત્રણ માર્ગ બતાવી ગયા છે. શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય જણાવે છે કે "**नान्यः पन्था विद्यते कोऽपि मुक्त्या इत्याद्यैर्वै वेद वाक्यौ मुमुक्षोः** " (શં.દિ.૮૬). "જ્ઞાન વિના બીજો કોઈપણ મુક્તિનો માર્ગ નથી વિગેરે વેદવાકયોથી સિદ્ધ થાય છે કે કેવળ જ્ઞાનથીજ મોક્ષ એટલે કદાપિ નાશ ન થાય તેવા અક્ષય સુખનો સાક્ષાત અનુભવ થાય છે" અને કર્માદિ તેનાં અવાન્તર સાધન છે.

**न कर्मणा मनारंभान्नैष्कर्म्यं पुरूषोश्नुते** (ભ. ગી. અ. ૩ શ્લો. ૪)

"કર્મ કર્યા સિવાય જ્ઞાન થતું નથી" તેમજ જ્ઞાન સિવાય ભક્તિ પણ નકામી છે; કેમકે જાણ્યા સિવાય ભજાતું એટલે મનાતું નથી અને માન્યા એટલે ભજયા સિવાય જાણ્યું જણાતું નથી. જ્ઞાન થયા સિવાય સત્કર્મ થતાં નથી અને સત્કર્મ સિવાયની ભક્તિ નિરર્થક છે. આમ હોવાથી એ ત્રણેનો અરસપરસ કાર્યકારણરૂપ સંબંધ છે, તેથી તે એક બીજા વિના ટકી શકતાં નથી. જેમ શુદ્ધ પાન, કાથો અને ચુનાનો યથાયોગ્ય સંયોગ થવાથી સર્વોત્તમ લાલ રંગ પેદા થાય છે અને તે ત્રણ પૈકી એકાદ ચીજના અશુદ્ધપણાથી કે કમીપણાથી તેમાં ખામી રહે છે. તેમજ શુદ્ધ કર્મ, ભક્તિ અને જ્ઞાનનો યથાયોગ્ય સંયોગ થવાથીજ જીવનના સાફલ્યરૂપ શ્રેષ્ટપદ મોક્ષને પમાય છે; અને તે પૈકી એકાદના અશુદ્ધપણાથી અથવા કમીપણાથી તેમાં વિક્ષેપ થાય છે. માટે મોક્ષની ઇચ્છાવાળાને તો ત્રણે સાધનોની જરૂર છે. આ કારણથી સર્વ બાબતોનો વિચાર કરી ભગવાન મનુ મહારાજે કર્માદિ કરવાની આજ્ઞા

કરી છે. શ્રીમાન આદ્ય શંકરાચાર્યજી જ્ઞાનકાંડના ઉપદેશ કરનારા અને તેને ચુસ્તપણે વળગી રહેનારા હોવા છતાં પણ તેમણે[1] કર્મ કરવાં જોઇએ એવું કહ્યું છે.

ત્યારે હવે એટલું તો સિદ્ધજ થયું કે કર્મ, ભક્તિ અને જ્ઞાનના સંયોગ સિવાય મોક્ષની ઇચ્છા રાખવી મિથ્યા છે. માટેજ એ ત્રણે બાબતોનું વર્ણન વેદમાં સારી રીતે કરેલું છે. અતિ ગહન અને વિસ્તાર પામેલા વેદનું દરેક મનુષ્યને સહેજ જ્ઞાન ન થાય અને તેથી જીવનો અધર્મમાં પ્રવેશ થઇ જાય તે અટકાવવાના હેતુથી મહાત્માઓએ મૂળ વેદના રહસ્યને યથાયોગ્ય રીતે નહાના મ્હોટા ગ્રંથરૂપે સરળ કરી કેટલાંક શાસ્ત્રો રચ્યાં છે. જેમાં દર્શનો,[2] ઉપનિષદો,[3] [4]સુત્રો, સ્મૃતિઓ[5] અને ગીતાજી મૂખ્ય છે.

---

૧. જુઓ શંકર દિગ્વિજય ૧૦૩ ૧૦૪

૨. દર્શન શાસ્ત્રો ૬ છે. (૧) **ન્યાય-કર્ત્તા ગૌત્તમ**-તેમાં વિચાર કરવાના માર્ગ દેખાડ્યા છે. (૨) **વૈશેષિક-કર્ત્તા કણાદ**-તેમાં ધર્મ અને પદાર્થ માત્રનું જ્ઞાન વર્ણવેલું છે. (૩) **સાંખ્ય કર્ત્તા કપિલ**-તેમાં આસ્તિક નાસ્તિક મતનું વર્ણન કરી મોક્ષ જ્ઞાનથી થાય છે એમ જણાવેલું છે. (૪) **યોગ કર્ત્તા-પતંજલિ** તેમાં યોગમાર્ગનું નિરૂપણ છે. (૫) **વેદાંતસુત્ર-કર્ત્તા વ્યાસ**-તેમાં જગત્કાર્ય અને કારણ બ્રહ્મનું વિવેચન છે .(૬) **મિમાંસા-કર્ત્તા-જૈમુનિ**-તેમાં ધર્મ અને ક્રિયા-કર્મનું વિવેચન છે.

૩. આજ સુધી જણાયલાં ઉપનિષદોની સંખ્યા લગભગ ૨૫૦ સુધી થવા જાય છે, પણ તેમાંનાં બધાં પ્રાચિન નથી. એમાં ગોપાળનાં, **નરસિંહનાં** એમ ગમે તે દેવનાં ઉપનિષદ જણાય છે, એટલુંજ નહિ પણ અકબરના **સમયમાં** થયેલું એવું એક અલ્લોપનિષદ પણ દીઠામાં આવે છે. બૃહદારણ્યક, છાન્દોગ્ય, ઇશ.કેન, કઠ, માંડુક્ય, પ્રશ્ન, મુંડક. ઐતરૈય અને તૈત્તરિય એ દશ પ્રાચિન મનાય છે. આ સર્વ જ્ઞાનમાર્ગના ગ્રંથો છે અને ઘણું કરીને તેમાં જીવ. ઇશ્વર તથા જગત સંબંધી ઘણાજ ઉત્તમ વિચારો છે.

૪. કર્મકાંડને યથાર્થ રીતે સ્મરણમાં રાખવા માટે **નહાનાં**, ટુંકાં પણ ગુરૂઅર્થ-વાળાં પુસ્તકો તે સુત્ર ગ્રંથો છે. તેના બે ભાગ પાડેલા છે. **ગૃહ્યસુત્રો અને** ધર્મસુત્રો. આશ્વલાયન, બૌદ્ધાયન, લાટ્યાયન. કાત્યાયન, વૈતાન, માનવ, કૌશિક, ગોભિલ, પારસ્કર, આપસ્તંબ, ગૌતમ, વિષ્ણુ વિગેરે સુત્ર ગ્રંથો છે.

૫. વેદના અમુક મંત્રની આજ્ઞાઓ દર્શાવનાર ગ્રંથોને સ્મૃતિ કહે છે. મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્ક્ય, ઉશનસ, અંગિરસ, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બ્રહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌત્તમ, શાતાતપ અને વસિષ્ટ એ વીશ સ્મૃતિઓ છે. તેમાં ઘણે ભાગે **વર્ણાશ્રમ ધર્મનું** સારી રીતે વીવેચન છે.

# વેદકાળ અથવા જ્ઞાનયુગ.

## ઈ. સ. પૂ. ૧૯૭૨૯૪૭૧૦૧ થી ઇ. સ. પૂ. ૩૧૩૭ સુધી.

મહાભારત નામના ઇતિહાસિક કાવ્ય ગ્રંથમાં સૃષ્ટિના આરંભકાળના મહારાજા સ્વાયંભૂથી તે યુદ્ધિષ્ઠિર સુધીના ચક્રવર્તિ મહારાજાઓની વંશાવળી આપેલી છે. તે ઉપરથી માલુમ પડે છે. કે સૃષ્ટિના[1] આદિ સમયથી એટલે ઇ. સ. પૂ. ૧૯૭૨૯૪૭૧૦૧ થી તે ઇ. સ. પૂ. ૩૧૩૭ માં[2] મહાભારતનું ભયંકર યુદ્ધ થયું ત્યાં સુધી આર્યાવૃત્તના આર્યોનુંજ સાર્વભૌમ રાજય હતું. મહાભારતની લડાઈ પ્રસંગે ચીનનો ભગદત્ત, યુરોપનો બીડાલાક્ષ, અમેરિકાનો બભ્રુવાહન. ઇરાનનો શલ્ય, કંદહારનો શકુની, વિગેરે રાજાઓ આવ્યા હતા. તે વખતે પૃથ્વિ ઉપર નાનાં

---

૧. સૃષ્ટિના આરંભકાળ માટે ઘણા મતભેદ છે. યાહુદી અને ક્રિશ્ચિયન ધર્મના બાઇબલમાં ઇ. સ. પૂ. ૪૦૦૪ માં સૃષ્ટિનો આરંભકાળ જણાવી નોહના ત્રણ પુત્ર હેમ, શેમ અને જેફટ પ્રલય પછી એશિઆ, યૂરોપ અને આફ્રિકામાં ગયા અને તેમનાં સંતાનોથી એ દેશ વસ્યા એમ લખેલું છે. આ લખાયું હશે ત્યારે અમેરિકા ખંડ જણાયલો નહિ હોય તેથી નોહનો ચોથો પુત્ર કલ્પવો રહી ગયો હશે. ! ! ! મેજીઅન અને જરથોસ્તી ધર્મ પ્રમાણે ઉત્પત્તિ કાળનો સમય એક ઝાદ એટલે ૯ ઉપર ૨૧ મીડાં મૂકવા જેટલાં વર્ષ થાય છે. અજ્ઞાન તિમિર ભાસ્કર નામના જૈન શાસ્ત્ર પ્રમાણે ૨૯ ઉપર ૧૪૦ મીડાં મૂકીએ તેટલાં વર્ષ થાય છે. મુસલમાનો તો સૃષ્ટિની ઉત્પત્તિ સમય અનાદિ માને છે. અને બૌદ્ધ તો તેનો વિચાર કરવાનીજ ના પાડી છે ! ભૂસ્તર શાસ્ત્રવેત્તાઓની શોધ પ્રમાણે મનુષ્યોત્પત્તિનેજ થોડામાં થોડાં ૨૦૦૦૦ વર્ષ થયાં છે. ( જુઓ હિસ્ટરી ઓફ ક્રિએશન ) જે. એમ. કેનેડી પૂર્વના ધર્મો અને ફીલ્સુફીઓ નામના પુસ્તકમાં લખે છે કે આર્યોની ઉત્પત્તિ ઈ. સ. પૂ. ૬૦૦૦૦ વર્ષથી ઓછી તો નથીજ. આ બધી બાબતોને લક્ષમાં લેતાં આર્યકાળ ગણનાજ સત્ય માનવામાં કાંઈ હરકત નથી; કારણકે આર્યોમાં નિત્ય પ્રતિ સંધ્યા વિગેરે કાર્યોમાં કાળ ગણનાનો સંકલ્પ કરવો પડે છે, એ સંકલ્પના શ્લોકાર્થ પ્રમાણે સૃષ્ટિ તથા વેદનો આરંભકાળ ઈ. સ. પૂ. ૧૯૭૨૯૪૭૧૦૧ છે.

૨. મહાભારતનું યુદ્ધ થયા પછી ૩૬ વર્ષ યુદ્ધિષ્ઠિરે રાજ્ય કરી ગાદી પરીક્ષતને સોંપી હતી ત્યારથી તેમનો શક ચાલુ થયો હતો અને ૩૦૪૪ નો શક થયા પછી વિક્રમ સંવત શરૂ થયો છે. એ હિસાબે જોતાં (૩૦૪૪+૩૬+૫૭) એટલે ઇ. સ. પૂ. ૩૧૩૭ માં મહાભારતનું યુદ્ધ થયું હતું તે સિદ્ધ થાય છે. નેચર્સ ફાઇનર ફોરસીજના સુપ્રસિદ્ધ લેખક બાબુ રામપ્રસાદ એમ. એ. એમણે બંગાળી ભાષામાં આ બાબત એક લેખ લખી આ વાત સિદ્ધ કરી છે.

મ્હોટાં મળી ૮૪૦૦૦ રાજ્ય હતાં, અને તે તમામ હસ્તિનાપુરના[1] ચક્રવર્તિ મહારાજાના માંડળિક ( ખંડીઆં ) હતાં. આ ઉપરથી જણાય છે કે સર્વ ભૂમિમાં આર્યોનીજ વિજયપતાકા ફરકતી હતી. વિદ્યાકળામાં પણ આર્યાવૃત્ત સહુથી આગળ વધેલો હતો. અને દુર દુર દેશના રાજા મહારાજાઓ આ આર્યાવૃત્તમાંજ આવીને વિદ્યાકળા શિખી જતા હતા. વૈદક, રસાયન, સંગિત, શિલ્પ, ખગોળ, શસ્ત્રાસ્ત્ર, વિગેરે વિદ્યાઓ આજે પૃથ્વિમાં પ્રસિદ્ધ છે; તે તમામ આ પવિત્ર દેશમાંથીજ સર્વ સ્થળે ફેલાઈ છે. ટુંકામાં એટલુંજ કે પ્રાચિન સમયમાં અત્રેના આર્યો બળ, બુદ્ધિ, પરાક્રમ અને વિદ્યાકળામાં સર્વ દેશો કરતાં અગ્રપદે હતા, સર્વ ભૂમિના ગુરૂરૂપ હતા. તેમની રહેણી, કરણી, આચાર વિચાર અને નિતિ ધર્મ વખાણવા લાયક હતાં. એ બધા પ્રતાપ તેમની વેદના નિયમો પ્રમાણેની શુદ્ધ કર્ત્તવ્યપરાયણતાનોજ હતો. આહાહા ! એવા સર્વોત્તમ આર્યાવૃત્તની આજે કેટલી બધી અધમ દશા દૃષ્ટિએ પડે છે ! નામ મુદ્રાંની પણ અધમ દશા થઈ ગઈ છે. શ્રેષ્ટત્તાદર્શક આર્યાવૃત્ત મટીને આજે ગુલામ અને કાફરોના નિવાસ દર્શક[2] હિંદુસ્તાન નામથી ઓળખાય છે !!!

એકંદરે જોતાં મહાભારતના યુદ્ધ સમય સુધી તો આર્યાવૃત્તના આર્યો વેદની આજ્ઞાઓ પ્રમાણે વર્તતા હતા, સર્વનો એકજ ધર્મ ફકત

---

૧ जामलेच्छावधिकान् सर्वान् सभुक्ते रिपुमर्दनः । रत्नाकर समुद्रान्तां-श्चातुर्वण्यजनावृताम ॥ ( આદિ પર્વ અ. ६८–५ ) स तु वाजी समुद्रान्तां पर्यत्य वसुधा प्रियाम् ( અશ્વ. પ. અ. ૮૧ ] " રાજા દુષ્યન્તે જ્યાં મ્લેચ્છ રહેતા હતા અને જ્યાં બ્રાહ્મણાદિ વર્ણ રહેતી હતી તે સર્વ સમુદ્રના ટાપુઓમાં રાજ્ય કર્યું હતું. સમુદ્રની પારની પૃથ્વિ સુધી યુદ્ધિષ્ઠિરનો અશ્વ ફરતો ફરતો ગયો " આ અને એવા બીજા અનેક શ્લોકો મહાભારતાદિમાં છે જે ઉપરથી આર્યાવૃત્તના આર્ય રાજાઓનું સાર્વભોમ રાજ્ય હતું તેમ માલુમ પડે છે.

૨. પુરાણો થતાં પહેલાં આ દેશમાં પરદેશથી આવેલી તુરાની, શક વિગેરે પ્રજા સિંધુ ઉપરથી આ દેશના લોકોને હિંદુ અને દેશને હિંદુસ્તાન કહેતા હતા. અને તે નામ પુરાણકારોએ કાંઈ ખાસ હેતુથી કાયમ રાખ્યું હતું. ત્યારથી આર્યોને બદલે હિંદુ અને આર્યાવૃત્તને બદલે હિંદુસ્તાન કહેવાનો પ્રચાર થયો હતો. હિંદુ લોકો તે સમયમાં મૂર્તીપુજક થયા હતા, તેથી ત્યાર બાદ ફારસી કોષ રચનારે હિંદુઓ મૂર્ત્તિને પરમેશ્વર માની ગુલામ પ્રમાણે તેમની સેવા વિગેરે કરતા હોવાથી હિંદુ શબ્દનો અર્થ કાફર (નાસ્તિક) અને ગુલામ (દાસ) લખ્યો છે. આ કારણથી આર્ય સમાજીઓ પોતાને હિંદુ ન કહેતાં આર્ય તરીકે ઓળખાવવા પ્રયત્ન કરી રહ્યા છે.

વેદ હતો, અને સમય પણ શાંતિનો હતો. તેથી આટલા સમયને પુરાણકારો સત્યાદિ યુગના નામથી ઓળખાવે છે. આપણે આટલા સમયને વેદકાળ અથવા જ્ઞાનયુગ કહીશું. કારણ કે આ સમયમાં આર્યો વેદની આજ્ઞા પ્રમાણે વર્તી પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે યથા યોગ્ય ચાલતા હતા એટલુંજ નહિ પણ તેટલા સમયમાં તેમના વિદ્વાનોએ અથાગ પરિશ્રમ કરી લોક કલ્યાણ માટેજ અનેક પ્રકારની નવિન શોધ ખોળ કરી [1]દરેક

---

૧. દરેક વિદ્યાને લગતાં વેદકાળમાં અનેક પુસ્તકો લખાયાં છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અથર્વવેદ એવા ચાર ઉપવેદ; શીક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ છ વેદાંગ; ન્યાય, યોગ, સાંખ્ય, વૈશેષિક, મિમાંસા અને વેદાંતસુત્ર એ છ દર્શન; છાંદોગ્યાદિ મુખ્ય દશ ઉપનિષદ; આશ્વલાયનાદિ સુત્ર ગ્રંથો, મન્વાદિ વીશ સ્મૃતિઓ, વિગેરે. જેમાં દર્શનો, ઉપનિષદો, સુત્રો, અને સ્મૃતિઓની હકીકત આગળ આપી ગયા છીયે. બાકીનાની અત્રે આપીએ છીયે.

(૧) આયુર્વેદ–તેમાં શરીરનું આંતરીય જ્ઞાન, દિવસ રાત્રી તથા ઋતુ ઋતુમાં કેમ વર્તવું, વ્યાયામ; રોગનું નિદાન, સ્વરૂપ તથા ઔષધને લગતું વર્ણન છે. ચરક, સુશ્રુત, હારિત, વાગ્ભટ, વાત્સ્યાયનકૃત કામશાસ્ત્ર વિગેરે તેનાં અંતર્ગત છે.

(૨) ધનુર્વેદ–તેમાં શસ્ત્રાસ્ત્ર વાપરવાની રીત અને યુદ્ધ વિદ્યાને લગતું વર્ણન છે.

(૩) ગાંધર્વવેદ–તેમાં રાગરાગણી, નૃત્યકળા અને વાદ્ય વગાડવાની વિગેરે સંગીત વિદ્યાને લગતું વર્ણન છે. સામવેદ ગાયનમાંજ ગવાય છે. સંગિત રત્નાકરાદિ ગાયનના તથા કાવ્ય, નાટય અને અલંકારશાસ્ત્ર વિગેરે તેનાં અંતર્ગત છે.

(૪) અથર્વવેદ–તેમાં નિતિ, શિલ્પ, કૃષિ, પાક, ચોસઠકળા, નવરત્નપરીક્ષા, પશુ-વિદ્યા, ભૂગર્ભ વિદ્યા, પદાર્થ વિજ્ઞાન વિગેરે કળાકૌશલ્યતાને લગતું ધનપ્રાપ્તિના ઉપાય બોધક વિદ્યાઓનું વર્ણન છે.

(૫) શીક્ષા–કર્ત્તા પાણિની–તેમાં વેદના સ્વર તથા વર્ણના શુદ્ધ ઉચ્ચાર કરવાની રીત કહેલી છે. અનેક પ્રાતિશાખ્ય ગ્રંથો તેના અંતર્ગત છે.

(૬) કલ્પ–આ સુત્ર ગ્રંથો સંબંધી વર્ણન આગળ આવી ગયું છે. તેમાં વેદમાં કહેલા કર્મોના અનુષ્ઠાનની રીત કહેલી છે.

(૭) વ્યાકરણ–કર્ત્તા પાણિની–તેમાં શુદ્ધ લખવા તથા બોલવાની વિદ્યા છે. આના ઉપર કાત્યાયન તથા પતંજલીએ વાર્તિક અને ભાષ્ય લખ્યાં છે.

(૮) નિરૂક્ત—કર્ત્તા યાસ્કમુનિ—તેમાં વેદના કઠણ પદોના અર્થ સમજાવેલા છે. નિઘંટુ અને અમરકોશ તેના અંતર્ગત છે.

(૯) છંદ—કર્ત્તા પિંગલમુનિ—ગાયત્ર્યાદિ છંદોની રચનાનું તેમાં વર્ણન છે. વૃત્ત રત્નાકરાદિ ગ્રંથ તેના અંતર્ગત છે.

(૧૦) જ્યોતિષ—એમાં ગ્રહ, ઉપગ્રહની ગતિ, માપ વિગેરે ખગોળને લગતું જ્ઞાન છે. સૂર્ય સિદ્ધાંત, આર્ય સિદ્ધાંત, અને સિદ્ધાંત શિરોમણિ વિગેરે આના અંતર્ગત છે.

વિદ્યાને લગતાં વિવિધ પુસ્તકો રચીને દેશમાં કળા કૌશલ્યતાની અભિવૃદ્ધિ સાથે બળ, બુદ્ધિ, શ્રી, સરસ્વતિ, સંપ અને શુદ્ધ નિતિ–રીતિનો વધારો કર્યો હતો. જો કે ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય છે એ નિયમ પ્રમાણે તે સમયમાં પણ કેટલાક વેદવિરૂદ્ધ વર્તન કરનારા દેશમાં હશે, તેમને દસ્યુ (દાસ); રાક્ષસ, અસુરાદિના નામથી ઓળખવામાં આવતા હતા. તેઓ કોઇ કોઈ વખતે આર્યોની સામે થતા, પરંતુ તે લોકોની સંખ્યા ઘણીજ કમી હોવાથી ઉત્તમ ગુણયુક્ત બુદ્ધિશાળી નિપુણ આર્યોની સામે તેઓ ટકી શકતા નહિ, અને પરાજય પામી આર્યોથી દબાઇ તેમની આજ્ઞામાં રહેવાનીજ તેમને ફરજ પડતી હતી. પુરાણ વિગેરેમાં [1]દેવાસુર સંગ્રામોનાં વર્ણનો છે, તે કેટલાંક રૂપક છે તો કેટલાંક આર્યો તથા રાક્ષસોની લડાઇઓનીજ હકીકત દર્શાવનારાં છે.

વેદકાળમાં કર્મ, ઉપાસના (ભક્તિ) અને જ્ઞાનનું સ્વરૂપ કેવું હતું તથા આર્યો તે કેવી રીતે પાળતા તે જોવાની જરૂર છે. વેદ ઉપરાંત ઉપનિષદો, મનુસ્મૃતિ, અને [2]ગીતાજી વિગેરેથી તેના ઉપર સારૂં અજવાળું પડે છે.

---

૧. विद्वांसो हि देवाः (શ. કાં. ૩ પ્ર. ૫ બ્રા. ૬ ક. ૧૦) વિદ્વાન પુરૂષો તે દેવ, તેવીજ રીતે तेऽमी मानव राक्षसाः परहितं स्वार्थायनिघ्नन्तिये (ભર્તૃહરિ શતક) જે પોતાના હિત સારૂ પારકાના હિતનું હનન કરનારા મનુષ્યો તે રાક્ષસ. આ બંનેનું યુદ્ધ તે દેવાસુર સંગ્રામ.

આપણા લોકોનું એવું માનવું છે કે શીંગ, પુચ્છ વિગેરે વિચિત્ર બેડોળ આકારવાળાં હોય તેને રાક્ષસ કહેતા; આ તેમની સમજ ભૂલભરેલી છે. કારણકે રાક્ષસોમાં પણ સ્વરૂપવાન ઘણા હોય છે, અને તે બ્રાહ્મણાદિ આર્ય પ્રજામાંથીજ થયેલા હોય છે. દાખલા તરિકે–રાવણ બ્રાહ્મણ પુત્ર હતો અને વેદ પણ જાણતો હતો, તેણે વેદનું ભાષ્ય પણ કરેલું કહેવાય છે; તોપણ તે સ્વાર્થી અને લંપટ હોવાથી તેને રાક્ષસ ગણેલો છે. કાવ્ય ગ્રંથોમાં કવિ લોકોએ આવા દુષ્ટ સ્વભાવના એટલે વેદવિરૂદ્ધ વર્તન કરનારાઓના વિચિત્ર સ્વભાવોને લીધે તેમની શરીર રચના પણ વિચિત્ર અને ભયકારક વર્ણવી કાવ્યશક્તિને અલંકારાદિથી ચમકાવેલી છે, તેથી તેના અક્ષરે અક્ષરને સત્ય માની બેસવું યોગ્ય નથી.

૨. **શ્રીમદ્ ભગવદ્ગીતા**—મહાભારતના ભયંકર યુદ્ધ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કરેલા ઉપદેશનો સંગ્રહ શ્રી વ્યાસઋષિએ મહાભારતમાં વર્ણવ્યો છે, તેને ગીતાજી અથવા શ્રીમદ્ ભગવદ્ગીતા કહેવામાં આવે છે. આ ગ્રંથ અધ્યાત્મ વિદ્યાનો ભંડાર, સર્વ શાસ્ત્રનો સાર અને તત્વજ્ઞાનથી ભરપુર છે. માટેજ કહ્યું છે કેઃ—

## કર્મ એટલે વર્ણાશ્રમ ધર્મ.

સાધારણ રીતે એક ગતિમાંથી બીજી ગતિમાં પ્રવેશ કરવારૂપ ક્રિયામાત્રને કર્મ કહેવાય છે. તે મનુષ્યોમાં જન્મથીજ સંબંધ પામેલ છે, એટલે મનુષ્ય પોતાના દેહ અથવા મનવડે જે જે કાંઈ કરે છે અથવા આ બે સાધનોથી પ્રયત્ન અથવા અપ્રયત્નથી જેજે કાંઈ થાયછે તે સઘળાનો સમાસ કર્મ શબ્દમાં થાય છે. માટેજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાજીમાં કહ્યું છે કે,—

**नहि कश्चित्क्षणमपि जातुतिष्ठत्य कर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वैः प्रकृति जैर्गुणैः ॥**

(ભ. ગી. અ. ૩ શ્લો. ૫)

"કોઈપણ મનુષ્ય એક ક્ષણવાર પણ ખરેખર કર્મ કર્યા સિવાય રહી શકતો નથી; કારણ કે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને લીધે સર્વ મનુષ્યો પરાણે કર્મ કરે છે."

જેના ઉપર મનુષ્યની સત્તા ચાલતી નથી એટલે મનુષ્ય પ્રયત્ન કરી તે ગતિ રોકી કે ફેરવી શકતો નથી, જેવાં કે—શ્વાસોશ્વાસ ચાલવો, શરીરમાં લોહીનું ફરવું, નાડીનો ધબકારો, આંખોનાં પોપચાંનું ઉઘડવું બંધ થવું; બગાસું, છીંક આવવી, મળમૂત્રાદિની હાજત થવી વિગેરે

---

**सर्वोपनिषदो गावो दोग्धा गोपाल नंदनः ।**
**पार्थोवत्ससुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥**

સર્વ ઉપનિષદોરૂપિ ગાયોને ગોપાળ એવા શ્રીકૃષ્ણે દોહી (સાર ખેંચી) અર્જુનરૂપિ વાછરડાના નિમિત્ત સર્વ જીજ્ઞાસુ અધિકારીને પાવા સારૂ જ્ઞાનામૃતરૂપિ દુધ કાઢયું છે." મતલબ કે વેદવેદાંગ પારંગત શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનના નિમિત્ત આ જ્ઞાનામૃતનું પાન સર્વ જીજ્ઞાસુ અધિકારી સરળતામાં કરી શકે તે માટે તેમણે સર્વ શાસ્ત્રોનો સાર ખેંચી આ ગીતાશાસ્ત્રરૂપિ અમુલ્ય ગ્રંથ રચીને ઉપદેશનું રહસ્ય સમજાવ્યું છે. વેદના રહસ્યને અનુસરતું સર્વદેશી જ્ઞાન ટુંકામાં આપનાર તત્વજ્ઞાનના તમામ ગ્રંથોમાં આ ગ્રંથ સર્વોત્તમ અને છેવટનો છે. ગીતાશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ મોક્ષમાર્ગની પ્રક્રિયા જણાવી માણસને પ્રવૃત્તિ ધર્મમાંજ નિવૃત્તિ ધર્મનો માર્ગ બતાવવાનો છે. સર્વોત્તમ જ્ઞાનના ભંડારરૂપ ગીતાજી હોવાથી તે સર્વમાન્ય થવા ઉપરાંત પ્રસ્થાનત્રયમાં પણ તેને સ્થાન મળ્યું હતું. તેથી તેને મળતા નામની અર્જુનગીતા, શિવગીતા, બ્રહ્મગીતા, ગુરૂગીતા વિગેરે પાછળથી ગીતાનાં ૧૪ પુસ્તક બનેલાં છે.

અનૈચ્છિક કર્મો તે પણ કર્મ ગણાય છે ખરાં; પરંતુ તે મનુષ્યની સત્તા બહારનાં હોવાથી તેને ઇંદ્રિયોના ધર્મમાં ગણ્યા છે. આ કર્મો મનુષ્ય પ્રયત્ન કરી રોકી શકતો નથી માટે જ શ્રીમદ્ ભગવદ્ગીતાજીમાં કહ્યું છે કે "**इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन्** (અ. ૫ શ્લો. ૯) "ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયમાં વર્તે છે એમ માનવું" માટે તે કર્મ રોકવા પ્રયત્ન કરવોજ નહિ. એ સિવાયનાં તમામ કર્મો જેવાં કે મનની સ્ફુર્ણા, હાલવું, ચાલવું, સુવું, બેસવું, ધંધો, રોજગાર કે નોકરી કરવી; ખાવું પીવું, કુટુંબાદિનું પોષણ કરવું, વિગેરે તમામ ક્રિયામાત્ર તે કર્મ. એ સારાં નરસાં એમ બે પ્રકારનાં છે. ધર્મ પરિભાષામાં કર્મના ચાર વિભાગ થઈ શકે છે.

(૧) **નિત્ય**—શૌચ, સ્નાન, સંધ્યા, ખાવું, પીવું, સુવું, નિદ્રા લેવી વિગેરે.

(૨) **નૈમિત્તિક**—પ્રસંગવશાત્ આદર, સત્કાર, સંસ્કાર, યજ્ઞાદિક વિગેરે કરવાં તે.

(૩) **કામ્ય**—પોતાના તથા પોતાના સ્નેહી સંબંધીઓની શારીરિક સ્થિતિ સાચવવી, તેમની રક્ષા કરવી અને તેમના ગુજરાન માટે ન્યાય નીતિયુક્ત ધંધા રોજગારાદિથી દ્રવ્યોપાર્જનાદિ સ્વાર્થસિદ્ધિ માટે કાર્યો કરવાં તે.

(૪) **પ્રાયશ્ચિત**—જાણે અજાણે થયેલાં કર્મનો પ્રત્યુપકાર યા માફી માગવી તે.

એ સિવાયનાં દુઃખદાયક તથા ધર્મનીતિ (વેદ) વિરૂદ્ધ કર્મ નિષિધ હોવાથી તે હમેશાં ત્યાજ્ય છે માટે તેને કર્મમાં ગણતા નથી. જે કર્મ કરતાં હૃદયમાં ભય, સંશય અને લજ્જા ઉત્પન્ન થાય છે તે સઘળાં નિષિદ્ધ કર્મ છે, માટે તે કર્મ કદાપિ કરવાં નહિ. દરેક માણસમાં સરખા ગુણ સ્વભાવ હોતા નથી માટે અધિકાર ભેદ પ્રમાણે કર્મ પણ જુદાં જુદાં હોવાં જોઇએ એ સ્પષ્ટ છે. આ નિયમને ધ્યાનમાં લેઇ અધિકાર પ્રમાણે કેવાં કેવાં કર્મ કરવાં જોઇએ તેની યથાયોગ્ય વ્યવસ્થા રહેવા સારૂ વેદકાળમાં દરેક આર્યના ગુણ, કર્મ, સ્વભાવાદિની પરીક્ષા કરી અધિકાર પ્રમાણે ચાર વર્ણ અને તેજ પ્રમાણે

આયુષ્યના ચાર ભાગ પાડી આશ્રમ વ્યવસ્થા ઠરાવેલી હતી. વર્ણ અને આશ્રમ પ્રમાણે દરેક આર્યે પોતપોતાના અધિકાર પ્રમાણે કેવાં કર્મ કરવાં જોઇએ તેનું વર્ણન વિસ્તારપૂર્વક મનુસ્મૃતિમાં આપેલું છે, માટે સંપૂર્ણ વિગત જાણવાની ઇચ્છાવાળાઓએ તેનો અવશ્ય આશ્રય લેવો, અત્રે તો માત્ર સારરૂપે કેટલુંક વિવેચન આપવામાં આવ્યું છે.

**वर्णियावरितुमही गुणकर्माणिच दृष्ट्वा यथा योग्यं वियन्ते ये ते वर्णाः** સ્વભાવ અને ગુણ કર્મ કેવા છે તે જોઈ તેના ગુણ કર્માનુસારે ઠરાવવામાં આવે તે વર્ણ. **यथे मां वाचं कल्याणी मा वदानि जनेभ्यं** ( યજુ. ૨૬–૨ ) આ વૈદિક વિજ્ઞાન હું કોઈપણ પ્રકારના ભેદ સિવાય દરેક મનુષ્યને માટે કહું છું. એવા સ્પષ્ટ શબ્દોમાં પરમાત્માએ પણ પોતાનો આશય સમજાવ્યો છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્ઞાન ક્રિયાદિ શ્રેષ્ટતાને લીધે[1] બ્રાહ્મણત્વ અને ઋષિત્વને પામવાનો અને વેદાધ્યયન કરવાનો અધિકાર સઘળી વર્ણના સ્ત્રી પુરૂષોનો હતો, એટલુંજ નહિ પણ જો [2]બ્રાહ્મણ કુળોત્પન્ન ગુણ કર્મ સ્વભાવાદિથી વિમુખ થતો તો તે અધમતાને પામી

---

૧. સ્વર્ગ૰ રોમેશચંદ્ર દત્તે લખ્યું છે કે 'આખા વેદમાં એક પણ દાખલો જણાતો નથી કે જનસમુહના વંશપરંપરાના જ્ઞાતિ વિભાગ પાડવામાં આવ્યા છે.

**न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।** ( મહાભારત શાંતિપર્વ ) જ્ઞાતિભેદ છેજ નહિ, આ આખી દુનિઆ ઈશ્વરે ઉત્પન્ન કરી છે.

**जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते ।**
**वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्मजानाति ब्राह्मणः ॥**

જન્મથી સર્વ શુદ્ર છે, સંસ્કારે દ્વિજ થાય છે, વેદનો અભ્યાસ કરે તો વિપ્ર અને બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે.

એ સિવાય મનુસ્મૃતિ, ગીતાજી, મહાભારત વિગેરેમાં અનેક શ્લોક એવા છે કે જેના ઉપરથી ગુણ કર્મ સ્વભાવ પ્રમાણે વર્ણ ગણવી જોઇએ, એમ સૂર્યપ્રકાશવત્ દેખાઈ આવે છે. વિશેષ જાણવા ઇચ્છનારે શ્રીયુત્ ગંગાપ્રસાદ એમ. એ. એમ. આર. એ. એસ. કૃત જ્ઞાતિબંધારણ નામનો ઇંગ્રેજી નિબંધ જોવો.

**૨ ब्राह्मणः पतनीयेषु वर्तमानो विकर्मसु ।**
**दांभिको दुःष्कृतः प्राज्ञः शूद्रेण सदृशोभवेत् ॥**

( વનપર્વ અ. ૨૧૬. ૧૩ ).

જે બ્રાહ્મણ હલકટ કુકર્મમાં પડે છે અને જે દાંભિક, પાપી અને અજ્ઞાન હોય તે શુદ્ર ગણાય.

તેના ગુણ કર્મ સ્વભાવ પ્રમાણેની વર્ણમાં ગણાતો. જે મૂઢબુદ્ધિના અભણ માણસોને શુદ્ર ગણવામાં આવતા તેઓ અજ્ઞાની હોવાથી વેદાધ્યયન કરી શકતા નહોતા, તેથી તેમના સિવાય ત્રીવર્ણને દ્વિજ ગણવામાં આવતી હતી. અજ્ઞાત કુળોત્પન્ન[1] જાબાલ, ક્ષત્રી કુળોત્પન્ન[2] વશિષ્ટ, વૈશ્ય કુળોત્પન્ન[3] વસુકરણ અને [4]તુલાધાર, ચંડાળ કુળોત્પન્ન માતંગ અને [5]ધર્મવ્યાધ્ર, શુદ્ર કુળોત્પન્ન [6]કવષ, ઐલુષ, દાસીપુત્ર[7] કક્ષીવાન, વિગેરે ઉત્તમ ગુણ કર્મ સ્વભાવને લીધે ઋષિપદને પામ્યાના દાખલાઓ પ્રસિદ્ધ છે. તેમજ [8]મૈત્રેયી, [9]લોપામુદ્રા, [10]ગાર્ગી, વિગેરે સ્ત્રીઓએ પણ વેદાભ્યાસ કર્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. મતલબકે વેદકાળમાં ગુણ, કર્મ અને સ્વભાવ પ્રમાણે વર્ણ ગણાતી અને વેદાદયયનનો અધિકાર સર્વ વર્ણની સ્ત્રી પુરૂષોનો હતો.

શુદ્ર લોકો અજ્ઞાનતાને લીધે સ્વચ્છતાના નિયમો ખરેખર પાળતા નહિ અને વેદવિરૂદ્ધ વર્તન કરી અભક્ષ્યનું ભક્ષ્ય કરતા, માટે તેમની સાથે રોટી બેટીનો વ્યવહાર રાખવાથી, સંગનો રંગ બેસી જતાં સ્વભાવાદિમાં ફેરફાર થઇ જઇ, પરિણામે પોતાની ભવિષ્યની પ્રજામાં ખોટા સંસ્કાર પડી જવાનો સંભવ હોવાથી, તેમ ન થાય તે સારૂ, તેમની સાથેનો રોટી બેટી વ્યવહાર બંધ રાખવાનું ઇષ્ટ સમજી બાકીની ત્રીવર્ણ ( બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય ) જે દ્વિજ નામથી ઓળખવામાં આવતી તેમનો અરસપરસ[11] રોટી બેટી વ્યવહાર હતો. યયાતિ રાજા

---

(૧) જુઓ છાંદોગ્ય ઉપનિષદ. (૨) રામાયણ. (૩) રૂગ્વેદ અ૦ ૮ અ૦ ૨ સુ. ૬૫–૬૬ ના ઋષિ. (૪) આ તુલાધાર વૈશ્ય પાસેથી બ્રાહ્મણોએ શિક્ષણ લીધું હતું જુઓ મહાભારત શાં. ૫. અ. ૨૬૩. (૫) ધર્મવ્યાધ્ર ચંડાળે કૌષિક રૂષિને ઉપદેશ કર્યો હતો જુઓ વનપર્વ અ. ૨૦૬ થી ૨૧૬ (૬) રૂગ્વેદ મં. ૧૦ અ. ૩ સુક્ત ૩૦ થી ૩૪ ના ઋષિ. (૭) ઋગ્વેદ મં. ૧ અ. ૧૭ સુ. ૧૧૬ થી ૧૨૬ ના ઋષિ. એ અંગદેશના રાજાની દાસીનો પુત્ર હતો જુઓ સાયણભાષ્ય તથા મહાભારત. (૮) યાજ્ઞવલ્કય ઋષિની પત્નિ. (૯) રૂગ્વેદ મં. ૧. અ. ૨૩. સુ. ૧૭૯ ની પ્રચારિકા. ( ૧૦ ) આ ગાર્ગીએ યાજ્ઞવલ્કય સાથે શાસ્ત્રાર્થ કર્યો ત્યારે યાજ્ઞવલ્કયે ઉત્તર આપીને છેવટે કહી દીધું કે ' હવે મને વધારે ન પૂછો. ' જે વિદુષિ બાઇની વિદ્વતાથી યાજ્ઞવલ્કય જેવા ઋષિને પણ વિસ્મીત થઈ ઉપરોક્ત જવાબ દેવાની ફરજ પડી તે સ્ત્રી કેટલી વિદ્વાન હોવી જોઇએ, તેણે કેટલો વિદ્યાભ્યાસ કર્યો હશે ? શુદ્રો અને સ્ત્રીઓને વેદાભ્યાસ નહિ કરવાનું કહેનારા આ તરફ આંખ ઉઘાડી જોશે કે ? !

૧૧. નેપાળ રાજ્યની હિંદુ (આર્ય) પ્રજામાં હજુ પણ એ રિવાજ ચાલુજ છે.

ક્ષત્રી છતાં દેવહુતી નામની બ્રાહ્મણ કન્યાને અને અગસ્ત ઋષિ બ્રાહ્મણ હોવા છતાં પણ લોપામુદ્રા નામની ક્ષત્રી કન્યાને પરણ્યા હતા. શુદ્ર પણ ઉત્તમ પ્રકારના ગુણ કર્મ અને સ્વભાવાદિથી દ્વિજ કોટીમાં આવી જતો, તો તેને પણ દ્વિજ જેટલાજ અધિકાર પ્રાપ્ત થતા.

મહાભારતના શાંતિપર્વના અધ્યાય ૧૮૯ માં કહ્યું છે કેઃ—જેનામાં સત્ય, દાન, અદ્રોહ, લજ્જા, દયા તથા ઇંદ્રિય નિગ્રહ દેખાતાં હોય તે બ્રાહ્મણ; જે યુદ્ધ કર્મમાં પ્રવિણ, યુદ્ધ વિદ્યા શીખેલો, દાન આપવામાં તથા પ્રજા પાસેથી રક્ષણ બદલ પોતાનો હક લેવામાં પ્રિતિવાળો હોય તે ક્ષત્રી; જે વહેપારી, પશુ પાળનાર, ખેતીની કળામાં નિપુણ, પવિત્ર તથા વિદ્યાભ્યાસ કરેલો હોય તે વૈશ્ય; અને જે અભક્ષ્યનું ભક્ષણ કરનાર, અપવિત્ર, મૂર્ખ, આચાર વિચાર વગરનો અને બીજાની સેવા કરનારો તે શુદ્ર જાણવો.

મનુસ્મૃતિ અ. ૧ શ્લો. ૮૮–૮૯–૯૦–૯૧ માં જણાવેલું છે કેઃ—

બ્રાહ્મણનાં અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ; ક્ષત્રીનાં અધ્યયન, યજન, દાન, પ્રજારક્ષણ અને શૌર્યતા; વૈશ્યનાં અધ્યયન, દાન, યજન, ગૌરક્ષા, કૃષિ અને વિવિધ પ્રકારની વિદ્યાકળાઃ તથા શુદ્રનાં ત્રીવર્ણની સેવા એ કર્મ છે.

૧. **અધ્યયન**—વેદાદિ સત શાસ્ત્રો વાંચવાં, સાંભળવાં અને તેમાંના ઉપદેશ પ્રમાણે વર્તવું.

૨. **અધ્યાપન**—વેદાદિ સત શાસ્ત્રો ભણવાં અને બીજાને ભણાવવાં.

૩. **યજન**—સંધ્યા, પ્રાણાયામ, પંચમહાયજ્ઞો અને સંસ્કારાદિ કર્મ કરવાં તે.

(૧) **સંધ્યા**—પાછલી ચારઘડી રાત્રી રહે ત્યારે પથારીમાંથી ઉઠી શૌચ, દાતણ, સ્નાનાદિ ક્રિયાઓ કરી શુદ્ધ થયા પછી એકાંત, નિર્ભય, અને સ્વચ્છ સ્થળમાં બેસી પોતાના વેદ પ્રમાણે વિધિસહ ઇશ્વર સ્મરણ કરવું તે પ્રાતઃસંધ્યા, અને તેજ પ્રમાણે સંધ્યાકાળે કરવું તે સાયંસંધ્યા.

(૨) **પ્રાણાયામ**—પ્રાણને સ્વાધિન કરવો તે પ્રાણાયામ. સંધ્યા કર્મ કર્યાબાદ પદ્માસન વાળીને શરીર સરળ રાખી બંને હાથ ખોળામાં ચત્તા રાખી આંખ બંધ કરી અથવા તો ઉઘાડી રાખી સ્થિર ચિત્તે બેસવું. પછી શરીરની અંદરનો શ્વાસ બહાર-

કહાડી નાશિકાના ડાબી તરફના દ્વારથી ધીમે ધીમે અંદર ખેંચી, જેટલો વખત ખેંચતાં થયો હોય તેનાથી ચાર ગણો વખત યથાશક્તિ હૃદયમાં રોકયા બાદ નાશિકાના જમણા-દ્વારથી ધીમે ધીમે ( ખેંચતાં જેટલો વખત લાગ્યો હોય તેથી બમણો વખત લાગે તેવી રીતે ) બહાર કાઢવો. આ ક્રિયા કરતી વખતે મનમાં ૐ અથવા ગાયત્રીનો જપ કરતા રહેવું જોઇએ. આમ કરવું તે એક[1] પ્રાણાયામ થયો કહેવાય. સંધ્યા કર્યા પછી ત્રણ પ્રાણાયામ તો દ્વિજ માત્રે કરવાજ જોઇએ; કારણકે પ્રાણાયામ કરવાથી મન સ્થિર, શાંત અને પવિત્ર થાય છે.

(૩) **પંચમહાયજ્ઞો**—દરેક ગૃહસ્થના ઘરમાં ખાંડણીયો, ચૂલો, ઘંટી, સમાર્જની, અને પાણીઆરૂં એ પાંચ જગ્યાએ જાણે અજાણે જીવહિંસા થવાનો સંભવ છે, માટે તેના દોષ પરિ-હારાર્થે બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, અતિથિ યજ્ઞ, અને ભૂત યજ્ઞ એ પ્રમાણે પાંચ યજ્ઞ દરરોજ દ્વિજ માત્ર કરતા.

(क) **બ્રહ્મયજ્ઞ**—વેદ વિદ્યાજ્ઞાનના ઋણથી મુક્ત થવાનો. બ્રહ્મચર્ય પૂર્વક આચાર્યની સેવા કરી તેમની પાસેથી વેદાદિ સત્ય શાસ્ત્રોનો ઉપદેશ સાંભળવો તે.

(ख) **દેવયજ્ઞ**—કેસર, કસ્તુરી, ગળો, ઘી, રાંધેલા ચોખા, સુખડ, ગુગળ, લોબાન, વિગેરે સુગંધી પદાર્થો પૈકી જેટલા શક્તિ મુજબ સંપાદન થાય તેટલાને મેળવીને નિત્ય સંધ્યા પ્રાણા-યામ કર્યા પછી ધુમાડા વગરના અગ્નિમાં—હવન કુંડમાં-વેદોક્ત વિધિ પ્રમાણે હોમ કરવો.

(ग) **પિતૃયજ્ઞ—सत्य विद्यादि ज्ञानदानेन जनान् पान्ति रक्षन्ति ते पितरः** જે સત્ય વિદ્યા શીખવે છે, જ્ઞાનદાન આપે છે અને દુઃખી સ્થિતિમાં પાલન કરે છે તે પિતૃ.

---

૧. આટલી હકીકત જાણવાથી પ્રાણાયામ કરવા મંડી જવું એ જોખમકારક છે. કારણકે આ ક્રિયા ઘણી કઠણ અને વિધિ પ્રમાણે ન થાય તો રોગ ઉત્પન્ન કરે છે. માટે કહ્યું છે કેઃ—દેખાદેખી સાધે યોગ, પડે પિંડ કે વાધે રોગ.” પ્રા-ણાયામને અંગે યમ, નિયમ, આસન, અને બંધ વિગેરે માહિતિની જરૂર છે. માટે કોઈ સદ્ગુરૂ પાસેથી શિક્ષણ લીધા પછી એ ક્રિયા કરવી શ્રેયસ્કર છે.

અર્થાત્ માતા, પિતા, ગુરૂ, આચાર્ય, અને વિદ્વાન એ પિતૃ ગણાય છે. તેમની યોગ્ય આજ્ઞા મુજબ વર્તી તેમને અન્ન, જળ, વસ્ત્રાદિ જરૂરિઆતની ચીજો શક્તિ મુજબ શ્રદ્ધાપૂર્વક આપી તેમને તૃપ્ત કરવા. તેમના મર્ણ બાદ પણ તેમને આપેલી સદ્‌શિક્ષા મુજબ વર્તી તેમને મેળવેલી સદ્‌કિર્તિમાં વધારો કરવો અને તેમની આબરૂને ધક્કો કે દુષણ લાગે તેવું કાર્ય કરવું નહિ; એટલુંજ નહિ પણ તેમની મર્ણ તિથિએ તેમના નિમિત્તે યથાયોગ્ય શક્તિ અનુસાર દાન વિગેરે કરવું તે.

(ઘ) **અતિથિયજ્ઞ**—જેને આવવાની તિથિ નકી નથી તે અતિથિ. અતિથિ જ્યારે આવે ત્યારે તેમને તેમના અધિકાર મુજબ સત્કારપૂર્વક આસન આપી અન્ન, જળ, વસ્ત્રાદિથી સંતોષી તેમના કાર્યમાં મદદ કરવી તે અતિથિ યજ્ઞ. અતિથિ વિદ્વાન કે વડીલ હોય તો તેમની પાસેથી જ્ઞાન મેળવવા હરકત નથી, બાકી અતિથિ પાસેથી કાંઇપણ લેવાનો અધિકાર કોઇને નથી.

(ङ) **ભૂતયજ્ઞ**—પ્રાણિમાત્રને ભૂત કહે છે. ગાયો, કૂતરાં, વિગેરે ઉપયોગી જીવ અને ભૂખ્યાં પ્રાણીને યથાશકિત અન્ન, જળ, તૃણાદિથી તૃપ્ત કરવાં તે ભૂતયજ્ઞ.

આ પાંચ યજ્ઞ કરતાં વધેલું અન્ન તે યજ્ઞશેષ કહેવાય છે. ગીતાજીમાં કહ્યું છે કે—

યજ્ઞશેષ ખાનાર સૌ, પાપોથી મૂકાય;
રાંધે પોતા માટ તે, પાપી પાપજ ખાય. ( અ૦ ૩ શ્લો. ૧૩)

(૪) **સંસ્કાર**—આગળ કહી ગયા કે જેમ ચાર વર્ણ છે તેવીજ રીતે જીંદગીના ચાર ભાગ પાડી આશ્રમ વ્યવસ્થા વેદકાળમાં હતી. અમુક સ્થિતિમાં અમુક ધર્મ સહિત રહેવું તે એકએક આશ્રમનું સામાન્ય સ્વરૂપ છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એવા ચાર આશ્રમ છે. ચારે આશ્રમમાં ચારે વર્ણનો અધિકાર નથી, પણ ત્રીવર્ણને છે. ગુણ, કર્મ, સ્વભાવ પ્રમાણે વર્ણ વ્યવસ્થા ઠરાવાતી હોવાથી શુદ્ર જે નીચ ધંધો કરનાર, મૂઢ, અભણ, અજ્ઞાની અને મલીન હોવાથી તેમને

એવો અધિકાર ન હોવો જોઇએ એ વાસ્તવિક છે; નહિતો ભ્રષ્ટાચાર ફેલાત. ચાર આશ્રમની વ્યવસ્થામાં પણ ક્રમની ઉપેક્ષા ઉપનિષદ વાળાઓએ માની નથી અને જ્યારે વૈરાગ્ય થાય ત્યારે સંન્યાસ લેવાની રજા આપેલી છે. પરંતુ મનુષ્યની ઈંદ્રિયો ઘણી બળવાન હોવાથી આમ એકદમ કુદીને જતાં કદાચ વચ્ચે અંતરાય ( મોહ ) થતાં **अतो भ्रष्ट ततो भ्रष्ट** થઇ પડવાનો સંભવ રહે છે, માટે તેમ ન થાય તેટલા સારૂ ક્રમ પ્રમાણે ચાલવાનું વધારે વ્યાજબી ગણી તે પ્રમાણે કરતા. આશ્રમોને અનુકુળ થઇ પડે તેટલા સારૂ ૧૬ સંસ્કારની વ્યવસ્થા ગોઠવેલી હતી. સંસ્કાર એટલે જેથી કાંઈ ફેરફાર થાય અથવા નવું થાય તે. બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યને દ્વિજ એટલે બે વાર જન્મેલા કહેતા, તેનું કારણ એ કે જન્મ પામવો તે એક અને અમુક પ્રકારની શુદ્ધિ એટલે સંસ્કાર પામવો તે બીજો. સંસ્કારો પ્રસંગવશાત કરવાના હોવાથી તે નૈમિત્તિક કર્મમાં ગણાય છે. આશ્રમ અને સંસ્કારોને નિકટનો સંબંધ હોવાથી બન્નેનું વર્ણન એક સાથેજ આપવામાં આવ્યું છે.

(क) **જાતકર્મ સંસ્કાર**—બાળક જન્મે તે પ્રસંગે કરવામાં આવતો. બાળક જન્મે કે તુરતજ નાળ વધેરતા પહેલાં તેનો પિતા સ્નાન કરી વિધિપૂર્વક હોમ હવનાદિ ક્રિયા કર્યાબાદ પત્થર ઉપર ઘી તથા મધ નાંખી તેમાં સુવર્ણનો કટકો ઘસી તેજ કટકાથી સુવર્ણરજ સહિત તેને ચટાડતા.

(ख) **નામકરણ સંસ્કાર**—બાળકના જન્મ્યા પછી અગીઆર કે બારમે દિવસે કરવામાં આવતો. નામ કેવું પાડવું તે નકી કરેલું હતું. બ્રાહ્મણનું મંગળવાચક અને છેડે શર્મા; ક્ષત્રીનું બળવાચક અને છેડે વર્મા; વૈશ્યનું ધન વાચક અને છેડે પાળ, વસુ, ગુપ્ત કે કરણ; શુદ્રનું દાસત્વ વાચક અને છેડે દાસ તથા સ્ત્રીઓનું પ્રિતિવાચક નામ રાખતા. ગુણકર્મ અને સ્વભાવ પ્રમાણે વર્ણ વ્યવસ્થા હોવાથી વિદ્યાલયમાં પરીક્ષા થતાં ગુરૂ તરફથી જે વર્ણનો અધિકાર મળે ત્યારે નામ પાડતી વખતે ઉપરનો નિયમ લક્ષમાં લેતા. પ્રાચીન રાજા, મહારાજા અને ઋષિઓ વિગેરેના નામ તેમના ગુણ પ્રમાણે જણાય છે તેનું કારણ એજ હોવું જો-

છીએ. આ પ્રમાણે નામ પાડતા પહેલાં નામકરણ સંસ્કારથી કોઇ પણ સામાન્ય નામથી વ્યવહાર ચલાવવામાં આવતો હતો.

(ग) **નિષ્ક્રમણ**—બાળકના કુમળા શરીરને બહારની હવા વિગેરે લાગવાથી નુકશાન થવાનો સંભવ હોવાથી ત્રણ માસનું થાય ત્યાં સુધી તેને ઘર બહાર કહાડવામાં આવતું નહિ. ચોથે મહિને પોતાના ગૃહસુત્રોક્ત પ્રમાણે વિધિ સહ સંસ્કાર કરી બહાર કાઢવામાં આવતો.

(घ) **અન્નપ્રાશન સંસ્કાર**—બાળકને છઠે મહિને અન્ન ખવરાવવાનું શરૂ કરતી વખતે વિધિ સહ આ સંસ્કાર કરાવતા.

(ङ) **ચૌલ સંસ્કાર**—બાળકનું મગજ કુમળું હોવાથી તેને ઓછામાં ઓછાં ત્રણ વરસ સુધી હજામત કરાવતા નહિ. ત્યારબાદ ગમે તે યોગ્ય વખતે તેનું પહેલ વહેલું માથું મુડાવતી વખતે આ સંસ્કાર કરાવતા.

(च) **ઉપનયન અથવા વ્રતબંધ**—પુત્રનું મગજ ૮ મે વરસે અને પુત્રીનું મગજ ૫ મે વરસે શીખેલું ધારણ કરી શકવા લાયક થાય છે, આ વૈદશાસ્ત્રનો મત ધ્યાનમાં લેઇ તેટલી ઉમ્મર થયે પુત્ર પુત્રીને તેનો પિતા ગાયત્રી મંત્રનો ઉપદેશ આપી ભણવા સારૂ પુત્ર હોય તો પુરૂષ શિક્ષકની વિદ્યાલયમાં અને પુત્રી હોયતો સ્ત્રી શિક્ષકની વિદ્યાલયમાં ગુરૂને સોંપી આવતા; તે વખતે આ સંસ્કાર તેમને કરાવતા હતા. **उप**—સમિપ અને **नयन**—પ્રાપ્ત કરવું અર્થાત્ વિદ્યા ભણાવનારની પાસે વિદ્યાર્થીને લેઇ જવો તે. ગુરૂ તેને (૧) બ્રહ્મચારી રહેજે (૨) સત્ય બોલજે (૩) સંધ્યા વંદનાદિ કરજે અને (૪) વેદાદિ વિદ્યા શ્રદ્ધા પૂર્વક શીખજે આ ચાર વ્રતનો ઉપદેશ કરી આ સંસ્કારનાચિન્હ તરીકે ઉપનયન (જનોઇ) આપી પોતાની પાસે રાખતા.

(छ) **વેદારંભ**—ઉપર મુજબ ઉપનયન સંસ્કાર કર્યા પછી ગુરૂ તેને વેદાદિ વિદ્યા શિખવવાનો આરંભ કરતી વખતે આ સંસ્કાર કરતા. ગુરૂ તેને ઉપરોકત ચાર વ્રત પળાવી ઓછામાં ઓછાં ૧૨ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરાવતા હતા. આવી સ્થિતિમાં રહેવું તેનું નામ બ્રહ્મચર્યાશ્રમ.

મનુષ્ય શરીરને કાંઇ વિઘ્ન ન આવે તો વૃદ્ધિનો નિયમ ૪૦ થી ૫૦ વરસ સુધી અને તે પછીનાં ૫૦ વરસ સુધી ક્ષયનો નિયમ

લાગુ પડે છે, તે ઉપરથી મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું નિર્માણ થયેલું લાગે છે. આ આયુષ્ય સંપૂર્ણ ભોગવાય તે સારૂ પ્રાચીન આર્યો તેનો ચોથો ભાગ એટલે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળતા હતા. સારી રીતે સંભાળ રાખી બ્રહ્મચર્ય પળાવેલ પશુ અંગે દઢ થવાથી તે પોતાનું આયુષ્ય કાંઇ વિઘ્ન ન આવે તો સંપૂર્ણ ભોગવી શકે છે, તેમજ પહેલી અવસ્થામાં સારી રીતે સાચવી બ્રહ્મચર્ય પાળેલ મનુષ્ય પણ અંગે દઢ થવાથી કાંઇ વિઘ્ન ન આવે તો ૧૦૦ વર્ષનું સંપૂર્ણ આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી થાય એમાં સંદેહ નથી. વળી [૧]પુરૂષમાં પુરૂષત્વ ૨૫ મે વર્ષે અને સ્ત્રીમાં સ્ત્રીત્વ ૧૬ મે વર્ષે આવે છે. માટે ત્યાં સુધી તેને બ્રહ્મચર્ય પળાવવુંજ જોઈએ કે જેથી તેમનામાં બળ બુદ્ધિ ટકી રહે. આ નિયમ ધ્યાનમાં લેઇનેજ તેમની તેટલી ઉમ્મર થતા સુધી વિદ્યાભ્યાસ કરવા સારૂ ગુરૂગ્રહે રાખતા હતા.

(ज) **સમાવર્તન**—બ્રહ્મચર્યાદિ ચાર નિત્યવ્રત પાળી પરીક્ષા આપી વર્ણનો અધિકાર પામી ગુરૂની રજા લઈ ઘેર આવતાં આ સંસ્કાર કરાવતા. આ સંસ્કાર થયા પછી બ્રહ્મચર્યાશ્રમની સમાપ્તિ ગણતા અને ઈચ્છા હોય તો વિવાહ વિગેરે કરી ગૃહસ્થાશ્રમમાં જોડાતા.

(झ) **વિવાહ**—યુવાવસ્થા પ્રાપ્ત થતાં સ્ત્રી પુરૂષોએ લગ્ન કરવાની જરૂર છે. કારણ કે એ અવસ્થામાં સ્વભાવથીજ ઇંદ્રિયો એટલી તો બળવાન થાય છે કે કોઈથી પણ તે નિયમમાં રાખી શકાતી નથી: જેથી બ્રહ્મચર્ય પાળવું ઘણું કઠિણ થઈ પડે છે. કામનો વેગ સ્થાવર જંગમાત્મક સર્વ પ્રાણીઓમાં યુવાવસ્થા પ્રાપ્ત થતાં સ્વભાવથીજ ઉત્પન્ન થાય છે. તેવા સમયમાં લોહ તથા ચુંબકની પેઠે તે તે જાતિનાં નરનારી કાંઇ વિલક્ષણ આકર્ષણ શક્તિના બળથી પરસ્પર ખેંચાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ આકર્ષણ શક્તિથીજ થયેલી છે ને તેની સ્થિતિ પણ એજ શક્તિથી રહી છે. સર્વ પદાર્થ એજ શક્તિના યોગથી પોતપોતાના ગુણને ધારણ કરી રહ્યા છે. જડની પેઠે જંગમ પ્રાણિયોની ક્રિયા પણ એજ શક્તિથી થાય છે. નર તથા નારી જાતિનો સંયોગ, ગર્ભાશયે ગર્ભને ધારણ કરવું, ગર્ભે પોતાને યોગ્ય પોષણ મેળવી વૃદ્ધિ પામવું, જન્મ

---

૧. જુઓ સુશ્રુત ગ્રંથના સુત્ર સ્થાનનો ૩૫ મો અધ્યાય.

પછી પોષણની વસ્તુ મળ્યાની ઈચ્છા ને તે પ્રાપ્ત થતાં તેનું પાચન થઇ રૂધિરાદિ થઈ શરીરની પુષ્ટિ તથા વૃદ્ધિનું થવું ઇત્યાદિ સર્વ આકર્ષણથીજ થાય છે. સ્થાવર પ્રાણિયોમાં પણ એના જેવી સર્વ ક્રિયા બીજી રીતે થતી જણાય છે. બારીકીથી જોતાં સૃષ્ટિનો સર્વ વ્યવહાર આકર્ષણ શક્તિથીજ ચાલે છે. જ્યાં એ શક્તિનું સત્વ ઘટે છે ત્યાં ક્રિયા થતી બંધ પડવા માંડે છે. માટે સ્વભાવથીજ થતા કામરૂપ આકર્ષણને તોડવું ઘણું કઠણ છે. તેથી સ્ત્રી પુરૂષે યુવાનીમાં પરણવુંજ જોઇએ, જો ન પરણે તો તે આડે રસ્તે ખેંચાઈ જવા સંભવ છે. વળી બળાત્કારે બ્રહ્મચર્ય પાળવામાં આવે તોપણ ગૃહસ્થોમાં તે સંબંધી પ્રતિષ્ઠા રહેતી નથી, એટલુંજ નહિં પણ વખતે કામના વેગને બળાત્કારે રોકવા જતાં શરીરમાં તે સંબંધી વ્યાધિ થવાનો સંભવ છે. આ સઘળી બાબતો લક્ષમાં લઇનેજ યુવાવસ્થામાં પરણવાની જરૂર આર્યોએ સ્વિકારેલી છે. વિવાહ કોની સાથે અને કેવી રીતે કરવો જોઇએ એ માટે મનુસ્મૃતિ, સુશ્રુત સંહિતા અને ૠગ્વેદમાં લંબાણથી વિવેચન છે. **वधुरियं पति मिच्छन्त्येति** (ૠગ્વેદ ૫–૩૭–૩) "કન્યાએ પોતાના લાયક યોગ્ય વર શોધી તેની સાથે લગ્ન કરવું." **युवं ब्रह्मने अनुमन्यमानो** ( અથર્વ ૧૪–૨–૪૨ ) "તરૂણ વર કન્યાએજ પરણવું જોઇએ." ઉપર મુજબ વેદાજ્ઞા હોવાથી વેદકાળમાં સ્ત્રી પુરૂષનાં લગ્ન મોટી ઉમરે અને ઘણે ભાગે એક બીજાને પસંદ કરીને કરતા. સ્ત્રીમાં સ્ત્રીત્વ પુરૂષ કરતાં ૯ વર્ષે વહેલું આવે છે માટે તેમની ઉમ્મરમાં ઓછામાં ઓછું તેટલું અંતર હોવું જોઇએ. તેમ એક ગોત્રની કન્યા સાથે પરણવું ન જોઇએ. સ્ત્રી પુરૂષ પોતાની પસંદગીથી લગ્ન કરે નહિં, અને કન્યાના માબાપે તેનું લગ્ન કરવું હોય તો તેણે રોગરહિત, વિદ્વાન, ભરણ પોષણ કરવામાં સમર્થ અને શુભ કુળ એટલે ઉત્તમ આચાર વિચારવાળો તથા કન્યાથી ઓછામાં ઓછા ૯ અને વધુમાં વધુ ૧૮ વર્ષ મોટા વર સાથે પરણાવવી. તેવીજ રીતે પુત્રના બાપે પણ કન્યા રોગરહિત, ઉત્તમ શીક્ષા પામેલી, સુઘડ, શુભ ગુણવાળી અને પોતાના પુત્ર કરતાં ૯ થી ૧૮ વર્ષ સુધી નાની કન્યા હોય તેની સાથે તેનાં લગ્ન કરવાં. વર કન્યાનાં લગ્ન થતા પહેલાં ( મોટી

ઉમરે લગ્ન થતાં હોવાથી ) તેઓ પરસ્પર યોગ્યતા જોતાં હતાં. યોગ્યતામાં મુખ્ય કરીને વિદ્યા, વય, વિનય, વિવેક અને નિરોગીપણું અવશ્ય તપાસી યોગ્ય લાગતાં લગ્ન સંબંધથી જોડાતાં હતાં.

(ज) **ગૃહસ્થાશ્રમ**—વિદ્યાભ્યાસ કરી આવ્યા બાદ યોગ્ય કન્યા સાથે લગ્ન કર્યા પછી સ્ત્રી સહ સતપુરૂષાર્થમાં પ્રવર્તે એટલે ગૃહસ્થમાં ગણાતા.

ગૃહસ્થે સર્વ પ્રકારથી સ્ત્રીનું અવશ્ય પાલન કરવું, કેમકે તેના સંસારના સુખનો આધાર સ્ત્રી છે. નિર્વાહ માટે સદા ઉદ્યોગમાં તત્પર રહેલાને કાર્ય કરવામાં જે શ્રમ થાય તે ઘરમાં આવતાંજ સ્ત્રીના પ્રેમમય આશ્વાસનથી ટળી જાય છે. જેના ઘરમાં સ્ત્રી છે તેને ઘર સંબંધી કાંઇ ચિંતા રહેતી નથી. વળી તે કોમળ અને મૃદુ સ્વભાવની હોવાથી તેની રક્ષા કરવી યોગ્ય છે. એ ઉપરાંત બાળકોને વિદ્યાભ્યાસ કરાવવો, ન્યાય નિતિયુક્ત ધંધા રોજગારાદિથી દ્રવ્યોપાર્જન કરવું, કુટુંબની રક્ષા અને પોષણ કરવું; માતા પિતા, ગુરૂ, અતિથિ, વિદ્વાન વિગેરે આપ્ત મંડળની સેવા કરવી તેમને મદદ કરવી, સગાં સ્નેહીમાં પ્રેમપૂર્વક વર્તી તેમને સહાય કરવી તથા વર્ણાશ્રમને અનુસરી ધર્મ કાર્ય કરવાં વિગેરે તેનાં મુખ્ય કર્તવ્યો મનુસ્મૃતિમાં વિસ્તારથી વર્ણવેલાં છે. તેમજ સ્ત્રીએ પતિ સેવા કરવી, બાળકોની રક્ષા તથા સંભાળ કરવી, તેમને વિદ્યાભ્યાસ કરાવવો, ગૃહકાર્ય સંભાળવું, પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમના કાર્યમાં સહાયભૂત થવું, મર્યાદાથી વર્તવું અને પતિનેજ દેવ, ગુરૂ માની પ્રસન્ન રાખવા પ્રયત્ન કરવો એ તેનાં મુખ્ય કર્તવ્ય ગણાતાં. ગૃહસ્થાશ્રમીને ગૃહસ્થ થયા બાદ ૩ સંસ્કાર કરવાનો પ્રસંગ આવે છે.

(ટ) **ગર્ભાધાન**—પત્નિની સોળ વર્ષની ઉમ્મર થયા બાદ જયારે તેને રજો દર્શન થાય, ત્યાર પછી, રજો દર્શનના ચાર દિવસ તજતા અને તે પછી પણ શાસ્ત્રે નિષેધ કરેલી પુર્ણિમા, અમાવાસ્યા વિગેરે પણ તિથીઓ તજતા. એ સિવાયના કોઇ દિવસે ( સોળ દિવસની અંદર ) પોતાના ગૃહય સુત્રોક્ત પ્રમાણે હોમાદિ વિધિ કર્યા બાદ રાત્રીના સમયે ગર્ભાધાન-સંયોગ કરતા. આને ગર્ભાધાન સંસ્કાર કહે છે.

(ઠ) **પુંસવન**—પત્નિને ગર્ભ ધારણ થયો છે એવી ખાત્રી થયા પછી ત્રીજે મહિને પોતાના ગૃહસુત્રોક્ત મુજબ વિધિથી ગર્ભમાં વિર્ય, પરાક્રમ સ્થાપવા માટે આ સંસ્કાર કરતા.

(ડ) **સિમંતતોન્નયન**—ચોથે, છઠે કે આઠમે મહિને ઘણુંકરીને ગર્ભ રહ્યા પછી પાંચમે મહિને ગર્ભણી તેમજ તેના ગર્ભની શુદ્ધિ તથા રક્ષા કરવા માટે કરતા. પોતાના ગૃહ્ય સુત્રોક્ત મુજબ વિધિ પ્રમાણે હોમાદિ કરી, જેનાં બાળકો જીવતાં હોય તેવી સૌભાગ્યવંતી સ્ત્રીઓ પાસે ગર્ભણીને મંગળાચાર કરાવવો. મતલબ કે ગર્ભ તથા ગર્ભણીની રક્ષા તથા શુદ્ધિ માટે આ સંસ્કાર કર્યા પછી ખુબ કાળજી રાખવામાં આવતી. ગર્ભણીને આનંદમાં રાખવાની. તેને મ્હેનત નહિ આપવાની, તથા ગર્ભ પુષ્ટ થાય તેવો ખોરાક આપવાની અને સત્ શાસ્ત્રો જાણુવા સાંભળવાની ગોઠવણો વિગેરે કરી આપતા.

(ઢ) **વાનપ્રસ્થાશ્રમ**—૫૦ વરસની ઉમ્મર થયા બાદ જેને ગૃહસ્થાશ્રમમાં જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય, ત્યારે તે સંસાર વ્યવહારનો ભાર પોતાનાં સંતાનો ઉપર નાંખી, એકલા અથવા સ્ત્રી સાથે ધર્મ કાર્ય સાધવા માટે વનમાં જઇ રહેતા. તેને વાનપ્રસ્થાશ્રમી કહેતા. વાનપ્રસ્થમાં દાખલ થયા પછી તેમણે જીતેન્દ્રિય રહી, ફળાહાર કરી, સંત સમાગમ કરી તત્વ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો અને લોક કલ્યાણ માટે પોતાનાથી થાય તેટલો પ્રયત્ન કરવો; એ આ આશ્રમવાળાઓનું મુખ્ય કર્તવ્ય કર્મ ગણુવામાં આવતું.

(ણ) **સંન્યાસાશ્રમ**—વાનપ્રસ્થાશ્રમમાં રહી સંત સમાગમથી સારી રીતે જ્ઞાન મેળવ્યા બાદ જ્યારે સંસારની સર્વ વસ્તુ વૈભવાદિ ઉપરથી અભાવ થઇ જાય અને કોઇ પણ બાબતની ઇચ્છા ન રહે, સર્વમાં આત્મભાવ અનુભવે એવા પૂર્ણ વિદ્વાન, રાગદ્વેષ રહિત અને સર્વ પ્રાણીઓ ઉપર જેને ઉપકાર કરવાની ઇચ્છા હોય તેવા મહાપુરૂષો [1]સંન્યાસી થઇ આ આશ્રમમાં દાખલ થતા. તેઓ એકાંત સ્થળમાં રહી ફળમૂળાદિ જે મળી શકે તે ઉપર નિભાવ કરી લેતા.

---

૧. સંન્યાસીઓના ધર્મ તથા દંડ કમંડળુ અને ભગવાં વસ્ત્ર ધારણાદિ બાહ્યોપચાર પ્રસિદ્ધ છે; પરંતુ ખરો દંડ તો મન, વાણી અને કર્મની એકતારૂપ ત્રીદંડ છે, તે છે. સર્વ કર્મનો ન્યાસ કરવો તેનું નામ સંન્યાસ.

અને પોતાનો કાળ સ્થળે સ્થળે ભ્રમણ કરી લોકોને સદુપદેશ આપી જન સેવા કરી યોગાભ્યાસથી ઇશ્વર સ્મરણમાં ગાળતા.

(ત) **અંત્યેષ્ટી**—આ છેલ્લામાં છેલ્લો સંસ્કાર છે. અને તે મરનારને તેના સગાં સંબંધીએ કરવાનો છે. સંન્યાસી હોય તો તે જે ગામમાં મરણ પામે તે ગામના લોકોએ કરવાનો છે. અંત્યેષ્ટી સંસ્કારના ત્રણ પ્રકાર છે. (૧) જળદાહ (૨) ભૂમિદાહ અને (૩) અગ્નિ-દાહ. એ ત્રણેમાં અગ્નિદાહ સર્વમાં ઉત્તમ ગણતા. જળદાહની વિધિ એવી છે કે મરનારને નદી કીનારે લેઇ જઇ સુખડ, ઘી, તથા થોડાં લાકડાંથી અગ્નિદાહ દેઇ, શબ થોડું બળી જાય એટલે વહેતા પાણીમાં નાંખી દેતા, જેને નદીમાં રહેતા હિંસક પ્રાણીઓ ખાઈ જતા. આ દાહ વિશેષે કરીને થોડાજને કરવામાં આવતો. અન્ન ખાવા શીખ્યું ન હોય એવાં બાળકોને અને સંન્યાસીને ભૂમિદાહ કરતા. તેનો વિધિ એવો છે કે ગામથી દુર મેદાનમાં કેડપુર ઉંડો ખાડો ખોદી તેમાં સુખડ લોબાનાદિ સુગંધી દ્રવ્યો અને મીઠું નાંખીને ઉપર શબને સુવાડી ખાડો બરોબર પુરી નાંખતા. બાકી-નાઓને અગ્નિદાહ કરવામાં આવતો. તેનો વિધિ એવો છે કે મરનારને ગામની બહાર મેદાન ( સ્મશાન ) માં લેઇ જવો. અને લાકડાંની ચીતા ખડકી તેમાં તેને ચત્તો સુવાડવો, તેના મુખ ઉપર ઘી તથા સુગંધી દ્રવ્યો મૂકવાં. અને પછી તેના ઉપર સુખડાદિ સુગંધીવાળાં લાકડાં તથા તે ન બની શકે તો જળાઉ લાકડાં ગોઠવી દેઈ તેના મુખ આગળથી પ્રથમ અગ્નિ પ્રક-ટાવવો. અને શબ તદન બળી જાય ત્યાં સુધી પોતાની શક્તિ અનુસાર ઘી, સુખડ, કોપરાં, તલ, અબીલ વિગેરે સુગંધી દ્રવ્યો નાંખતા જવું. આ ક્રિયાને અંત્યેષ્ટી સંસ્કાર કહેતા. મરનારની પછવાડે રોવા કુટવાનો તે સમયમાં સખ્ત પ્રતિબંધ હતો.

ઉપર મુજબ સોળ સંસ્કાર તથા ચાર આશ્રમના મુખ્ય કર્તવ્ય ટુંકમાં જણાવ્યાં છે તે પ્રમાણે આર્યો કરતા હતા.

૪. **યાજન**—આ કામ ફકત બ્રાહ્મણો એટલે વિદ્વાનોનું છે. ત્રીવર્ણને યજનનાં કાર્ય વિધિપૂર્વક કરાવવાં એનું નામ યાજન છે.

૫. **દાન**—પોતાના ભાગમાંથી કોઇ સુપાત્રને કાંઇ પણ યોગ્ય વસ્તુ આપવી તેનું નામ દાન છે; પણ કુપાત્રને આપવું અને સુપાત્રને

અનુચિત વસ્તુ આપવી તે દાન કહેવાય નહિ. સ્વશક્તિ અનુસાર તન, મન, અને ધનથી સત્કાર પૂર્વક સહાયતા કરવી તેનું નામ દાન.

(૧) વિદ્યાદાન—વિદ્યાના જીજ્ઞાસુને વિદ્યાદાન આપતા, તથા શક્તિ અનુસાર વિદ્યા કળાની વૃદ્ધિ થવા માટે વિદ્યાલયો વિગેરે સ્થાપવામાં મદદ કરતા તેનું નામ વિદ્યાદાન.

(૨) અન્નદાન—અશક્ત, અનાથ, નિર્ધન વિગેરેને રાંધેલા અન્નનું દાન આપતા તે અન્નદાન.

(૩) યોગ્યદાન—વિદ્વાન બ્રાહ્મણ, ઉપદેશક, સંન્યાસી, આચાર્ય, અતિથિ, અને વિદ્યાર્થી, વિગેરેને આપત્તિકાળમાં તેની યોગ્યતા પ્રમાણે અન્ન વસ્ત્રાદિ આપતા તે યોગ્યદાન.

(૪) જીવિત દાન—દુ:ખી, રોગી, ઘાયલને ઓસડાદિ સગવડ કરી આપતા તે જીવિતદાન.

(૫) ગુપ્તદાન—માબાપ વિનાનાં બાળક, અનાથ વિધવા, અને નિર્ધન આબરૂવાળાઓને માગ્યા વગર ગુપ્ત રીતે આપતા તે ગુપ્તદાન.

(૬) અભયદાન—શરણાગતને શરણે રાખતા તે અભયદાન.

(૭) ફળદાન—લોકહિત માટે અને તેમની ઉન્નતિ થાય તે સારૂ કૂવા, વાવ્ય, ધર્મશાળા, વૃક્ષવાટિકા, કન્યાશાળા, પાઠશાળા અને હુન્નરશાળા વિગેરે બનાવવામાં તથા દેશના લોકોમાંથી કુચાલાદિ બંધ થવા માટે પ્રયત્ન કરવામાં યથાશક્તિ મદદ આપતા તે ફળદાન.

(૮) કલ્યાણદાન—પાખંડી, નીચ, કુપાત્ર, દુષ્ટ અને અન્યાયીને શિક્ષા આપતા અથવા અપાવતા તેનું નામ કલ્યાણદાન.

જેમને દાન આપવાથી દેશને નુકશાન થાય અને આળસુ લોકો વધે તેવા મફતખાઉ, અનુદ્યમિ, ઢોંગી, હિંસક અને મૂર્ખને દાન આપતા નહિ. આવાને દાન આપવાથી પાપ થાય છે એવું તેઓ સમજી પાત્ર જોઇને દાન આપતા. ગીતાજીમાં કહ્યું છે કે—

દેશ, કાળ ને પાત્રમાં, અનુપકારીને જોઇ;
દેવું, એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ. (અ. ૧૭–૨૦).

૬. પ્રતિગ્રહ—વિપત્તિ કાળમાં દાન લેવું તેનું નામ પ્રતિગ્રહ. શુદ્ધ આચાર વિચારયુક્ત વિદ્વાન બ્રાહ્મણો કે જેઓ કાંઇપણ ઉદ્યોગાદિ

ન કરતાં પોતાનો વખત લોક કલ્યાણાર્થે વિદ્યા ભણાવવામાં, ત્રીવર્ણને કર્માદિ કરાવવામાં અને ઉપદેશાદિ કરવામાં વ્યતિત કરતા તેઓજ પોતાના શરીર અને કુટુંબના નિભાવ માટે ગુજરાન પુરતું જે દાન લેતા તે. અન્ય બ્રાહ્મણાદિ ભીક્ષા કદાપિ પણ લેતા નહોતા.

૭. **પ્રજા રક્ષણ**—પ્રજાને પોતાના પુત્રવત સમજી તેમનું દુષ્ટોથી રક્ષણ કરવું, વિદ્વાન બ્રાહ્મણાદિની યથાયોગ્ય મદદ વિગેરે લેઇ ગુન્હેગારોને તેમના ગુન્હા પ્રમાણે શીક્ષા કરવી. પ્રજાનું હિત થાય તથા તેમનામાં શ્રી અને સરસ્વતિની વૃદ્ધિ થાય તેવા ઉપાયો કરવા, એનું નામ પ્રજા રક્ષણ.

૮. **શૌર્યતા**—ચોર, લુંટારા, અધર્મિ, વગેરેથી પ્રજાનું રક્ષણ કરવા માટે શુરાતનની જરૂર છે. માટે ક્ષત્રીપુત્રો નાનપણમાંજ યુદ્ધ વિદ્યા શીખતા, દુષ્ટ પ્રાણીઓનો શિકાર કરતા અને ઘોડા ઉપર બેસવાની, પાણીમાં તરવાની, વિગેરે ઉપયોગી વિદ્યા શીખી સમય પરત્વે પ્રજા કલ્યાણ માટે પ્રાણની પણ આહુતિ આપતા.

૯. **ગૌરક્ષા**—[૧] ગાય, ભેંસ, બળદ વિગેરે ખેતીનાં ઉપયોગી પશુઓનું પાલન તથા રક્ષણ કરવું તે.

૧૦. **કૃષિ**—ખેતી કરવા તથા કરાવવામાં કુશળતા મેળવવી તે.

૧૧. **વ્યાપાર-કળા**—દેશમાં સંપત્તિ વધે અને લોકોને જરૂરિઆત ચીજો મળી શકે તે સારૂ વિવિધ પ્રકારની હુન્નરકળાદિનો વધારો થાય તેમ કરવું તે. અર્થશાસ્ત્ર, ખગોળ, ભૂગર્ભ, શિલ્પ, ગણિત, નૌકા, વિમાનાદિ વિદ્યા શીખી શોધક બુદ્ધિથી દિનપ્રતિદિન તેમાં

---

હરિગીત.

૧. તૃણ ખાય તોએ તેનું તન, તેનાં કરોથી તર કરે;
પદ-પુચ્છ, તુચ્છ પવિત્રને, મળમૂત્ર પણ મહિમા ભરે;
પય પ્યાઈ પોષણ કારી, જેમાં વિર્યની વૃદ્ધિ કરે;
હત્યાગી હિંદુ! કોણ? ને નહિ સુરભીનું સેવન કરે!
(કવિ બાઈશંકર.)

આ ઉપરથી ગૌરક્ષા કેટલી જરૂરી છે તે સહેજ સમજાશે.

સુધારો કરી, નવનવિન હુન્નરકળાનો વધારો કરી દેશ [1]પરદેશમાં જઇ વેપારાદિથી દેશમાં સંપત્તિનો વધારો કરતા.

૧૨. **સેવા**—આ કામ શુદ્રોનુંજ છે. રસોઈ કરવાનું, કપડાં ધોવાનું, હજામત કરવાનું, કપડાં શીવવાનું, પશુપક્ષી સાચવવાનું, વિગેરે મહેનતનું કામ કરી ત્રીવર્ણની સેવા કરવી તે.

## ઉપાસના એટલે ભક્તિ.

અમુક માણસની અમુક પદાર્થ અથવા માણસ ઉપર પુષ્કળ ભક્તિ છે; એમ કહેવામાં આવે તો ભક્તિનો અર્થ વિશ્વાસ, પૂજ્યભાવ અથવા પ્રીતિ એવો થાય છે. વેદમાં ભક્તિ શબ્દ વપરાયલો જણાતો નથી, પણ તેને બદલે ઉપાસના શબ્દ વપરાયલો છે. ભક્તિ શબ્દનો અર્થ વ્યુત્પત્તિ દષ્ટિએ જોઇએ તો 'ભજન શીલત્વ' થાય છે. શાંડિલ્ય સુત્રકારે ભક્તિ શબ્દની મિમાંસા કરતાં "**अथातो भक्ति जिज्ञासा**" એવું પ્રથમ સુત્ર મુકી "**सापरानुरक्तिरीश्वरे**" એ સુત્ર મૂકયું છે. ટીકાકારોએ પરા શબ્દની વ્યાખ્યા બે ત્રણ પ્રકારે કરી છે, પરંતુ ઈશ્વર પ્રત્યે **परा** એટલે અત્યંત અનુરક્તિ યાને પ્રીતિ તેનું નામ ભક્તિ

---

૧. **वसन्वा यत्र तत्रापि स्वाचारं न विवर्जयेत्**

(પારાશર સ્મૃતિ ૧–૪૭)

બ્રાહ્મણ પોતે ગમે તે દેશમાં રહે, પણ પોતાનો આચાર તેણે તજવો નહિ.

**वणिग्यथा समुद्रा द्वै यथार्थं लभते धनम्**

(શાંતિપર્વ અધ્યાય ૨૯૯).

"વેપારી લોકો સમુદ્રયાત્રા કરી ધનોપાર્જન કરતા હતા"

**समुद्रं गच्छ स्वाहा ॥** (યજુ ૬–૨૧)

"સમુદ્રની યાત્રા કર અને સુંદર વચન બોલ."

**मनो निविष्ट मनु संविशस्व यत्र भूमेर्जुषसे तत्र गच्छ ॥**

(અથર્વ. વે. કાં. ૧૮ સુ, ૩).

"હે મનુષ્ય ! જ્યાં તારી ઈચ્છા હોય ત્યાં તું ખુશીથી જા, કારણ કે આ સઘળી પૃથ્વી તારે રહેવા માટે છે."

દક્ષિણ અમેરિકાના પેરૂ પ્રાંતમાં એક સૂર્ય મંદિર છે તેનો આકાર દતિયા સ્ટેટના ઉનાવ ગામના સૂર્ય મંદિરને બીલકુલ મળતો છે. વળી આ દેશમાં રામચંદ્રજીનો મહિમા પણ પ્રચલિત છે. જાવામાંથી પણ વેદની પ્રત મળી છે.

આ ઉપરથી વેદકાળમાં આર્યો દેશ પરદેશમાં જતા હતા એ નિશ્ચય છે.

કહી છે. અર્થાત્ ખરા અંતઃકરણથી સર્વ સાધનોના આપનાર પરમકૃપાળુ જગતનિયંતા પરમાત્માને વિનયપૂર્વક વિનતી કરી શુદ્ધ બુદ્ધિ માગવી તેનું નામ ભક્તિ. શુદ્ધ બુદ્ધિ માગવાનું કારણ કે બુદ્ધિ શુદ્ધ થાય તો ઇશ્વરની પવિત્ર આજ્ઞાઓ જે વેદરૂપે પ્રસિદ્ધ છે તે પ્રમાણે વર્તણુંક થઈ શકે અને તેથીજ આ મનુષ્ય દેહનું સાર્થક્ય થાય. ભક્તિ શબ્દની વ્યાખ્યા અને ભક્તિ કરવાની રીત હાલમાં તો દરેક સંપ્રદાય અને મતપંથોએ પોતપોતાને અનુકુળ થઇ પડે તેવી બતાવી છે. જેનું વર્ણન આગળ ઉપર આવશે. અત્રે તો વેદકાળમાં ભક્તિ કેવી રીતે કરતા તેનોજ માત્ર વિચાર કરીશું.

વેદમાં ઉપાસના, પ્રાર્થના અને સ્તુતિના ઘણા મંત્રો છે, તે સઘળામાં ગાયત્રી મંત્ર મૂખ્ય છે.

ॐ भूर्भुवः स्वः तत्स वितुर्वरेण्यं भर्गो देवस्य धी महि।

धियो योनः प्रचोदयात् ॥ ( યજુ. અ. ૩–૩૫ )

અર્થાત્—"જે વિવિધ જગતના પ્રકાશ કરવાવાળા, અનંત બળવાન, સર્વ શક્તિમાન સ્વામિ અને ન્યાયકારી છે. જે સંપૂર્ણ જગતના જીવન, સર્વને નિયમમાં રાખવાવાળા, સચ્ચિદાનન્દ સ્વરૂપ છે. તેને અમે હૃદયમાં ધારણ કરી ધ્યાન કરીએ છીએ કે તે પરમાત્મા અમારી બુદ્ધિને સદા ઉત્તમ કર્મોમાં પ્રેરે."

આવી મતલબના તમામ સ્તુતિના મંત્રો છે. [1]કપિલદેવજીએ ભક્તિના સ્વરૂપનું વર્ણન કરતાં કહ્યું છે કે "વિષયોનું ગ્રહણ થવા ઉપરથીજ જેઓના અસ્તિત્વનું અનુમાન થાય છે એવી ઇંદ્રિયો વેદમાં કહ્યા પ્રમાણે ચાલે અને તેઓની વૃત્તિઓનું રહેવું ભગવાનમાંજ થાય તેજ નિર્વિકાર મનવાળાની નિષ્કામ અને સ્વભાવિક ભગવદ્‌ભક્તિ છે, તે મુક્તિ કરતાં પણ શ્રેષ્ટ છે કે જે ભક્તિ અગ્નિ જેમ ખાધેલા અન્નનો ક્ષય કરી નાંખે છે તેમ લિંગ શરીર (વાસના) નો ક્ષય કરે છે."

ગીતાજીના ભક્તિયોગ નામના બારમા અધ્યાયમાં કહ્યું છે કે "જેઓ અવિનાશી, અવર્ણનિય, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિન્ત્ય, અવિકારી, અચળ અને નિત્ય એવા પરમકૃપાળુ પરમાત્માને ભજે છે તથા

૧. જુઓ શ્રીમદ્ ભાગવતપુરાણ.

ઇંદ્રિય સમુહનો નિગ્રહ કરી સર્વત્ર સમાન બુદ્ધિ રાખીને જેઓ સર્વના હિતમાં રાજી થાય છે, જે કોઈ પણ પ્રાણી સાથે દ્વેષ રાખતો નથી, જે સર્વ સાથે મિત્રતા અને કરૂણા રાખે છે, જેણે મન જીત્યું છે, જેનાથી કોઇ પણ પ્રાણીને ઉદ્વેગ થતો નથી, જેને કોઇપણ ચીજની ઇચ્છા નથી; જે પવિત્ર, કર્તવ્ય કર્મ ( વર્ણાશ્રમ ધર્મ ) ને ત્વરાથી કરનારો છે, જે શત્રુ તથા મિત્ર તરફ. માન તથા અપમાનમાં, ટાઢ તથા તડકામાં અને સુખ તથા દુઃખમાં સમાન છે: જે નિંદા તથા સ્તુતિને સમાન ગણે છે, જે શાંત અને સંતોષી છે, તે ભક્ત કહેવાય.

આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે ભક્તિ કરનારમાં ઉપરોક્ત સદ્ગુણો હોવા જોઇએ. એ સદ્ગુણો જ્ઞાન મેળવ્યા સિવાય આવતા નથી માટેજ યોગશાસ્ત્રમાં ભક્તિનાં સાધન તરીકે વેદાદિ શાસ્ત્રો સાંભળવા (શ્રવણ), તથા મનન કરવાનું કહ્યું છે, એ ઉપરાંત [1]યમનિયમાદિ સાધનો સાધવાનું કહ્યું છે. સારાંશ કે આપણને બુદ્ધિ વગેરે સર્વ સાધનો આપનાર પરમકૃપાળુ પરમાત્માના પ્રીતિપૂર્વક ખરા અંતઃકરણથી ગુણાર્વિંદ ગાવા અને તેમની કરૂણા માગી વેદાજ્ઞા પ્રમાણે વર્તવું તેનેજ ભક્તિ ગણતા હતા.

## જ્ઞાન.

પરમાણુથી લેઇ જીવ, પ્રકૃતિ અને ઇશ્વર પર્યંત સર્વ પદાર્થોદિના યથાયોગ્ય ગુણ, કર્મ–સ્વરૂપ, સ્વભાવ વિગેરે જે જેવા છે, તેવા જાણવા તેનું નામ જ્ઞાન. જે જેવું છે તેને તેવું જાણ્યા સિવાય તે સંબંધી યથાયોગ્ય ક્રિયા કે કાર્ય થઇ શકતું નથી. ખરૂં જ્ઞાન થયા સિવાય યથાયોગ્ય કર્મ કે ભક્તિ પણ થઇ શકે નહિ, માટેજ કર્મ અને ભક્તિ કરતાં જ્ઞાન શ્રેષ્ટ ગણવામાં આવે છે. શુદ્ધ કર્મ અથવા ભક્તિ કે અન્ય

---

૧. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યમનિયમાદિ સાધનો છે. અહિંસા, સત્ય અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપ્રતિગ્રહ એ પંચપ્રકારના યમ; શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન એ પંચ નિયમ; સ્થિર અને સુખે કરીને જેમાં લાંબો સમય બેસી રહેવાય ( એવા પદ્માસન વિગેરે ) તે આસન; પ્રાણાયામ સંબંધી આગળ આવી ગયું છે; ઇંદ્રિયોને વિષયમાંથી પાછી વાળવી તેનું નામ પ્રત્યાહાર, ઇશ્વરમાં મનને સ્થિર કરવું તે ધારણા અને તેનામાં અંતઃકરણને રોકવું તેનું નામ ધ્યાન છે, પરમાત્મામાં તદાકાર થયેલી ચિતવૃત્તિની અવસ્થાનું નામ સમાધિ છે.

પણ કાંઈ કર્તવ્ય યથાયોગ્ય કરવા માટે તે તે બાબતને લાગતા યથા-યોગ્ય જ્ઞાનની જરૂર છે, તેથી દરેકે જ્ઞાન મેળવવું જોઇએ. જ્ઞાન સદ્ગુરૂ સિવાય થતું નથી, માટે સદ્ગુરૂ એટલે આચાર્ય કરવા. **आचार्यः कस्मात् आचारं ग्राहयति आचिनाति अर्थात् आचिनोति बुद्धिमिति:** ( નિરૂક્ત ૧–૪) જે આચાર સદાચાર શીખવે છે; વિદ્યા એટલે જ્ઞાન આપે છે અને બુદ્ધિને સંસ્કૃત કરે છે તેનું નામ આચાર્ય." આવા આચાર્ય એટલે સદ્ગુરૂ દ્વારાએ જ્ઞાન મેળવવું. "**सन्तः परीक्ष्यान्यतरद्भजन्ते मुढः परं प्रत्ययनेय बुद्धि** "સત્ય પુરૂષો ખરા ખોટાનો બુદ્ધિપૂર્વક વિચાર કરી તેના ભેદને પામીને ગ્રહણ કરવા યોગ્ય છે તેને ગૃહણ કરે છે; પરંતુ મૂર્ખ મનુષ્ય બીજાનું કહ્યું વગર વિચારે માની લે છે" મતલબ કે ગુરૂ કહે તેજ સત્ય એવું અંધશ્રદ્ધાથી માનવું નહિ, પણ બુદ્ધિનો ઉપયોગ કરી સત્યનિર્ણય જે જણાય તેજ કબુલ કરવું. આર્યશાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે શ્રુતિ (વેદ) નાં વાક્ય યુક્તિથી બંધ બેસવાં જોઇએ, અને તે યુક્તિથી કરેલો નિર્ણય અનુભવથી સિદ્ધ થતો હોવો જોઇએ, તોજ તે સત્યનિર્ણય કહેવાય. આવી રીતે જે સત્ય નિર્ણય કરતાં જે જેવું છે તેને તેવુંજ જાણવું તેનું નામ જ્ઞાન. જ્ઞાન થયા પછી તે પ્રમાણેનું શુદ્ધ વર્તન રાખવું તેનુ નામ **જ્ઞાન યોગ.**

ઉપર મુજબ જ્ઞાન, કર્મ અને ભક્તિનું યથાર્થ સ્વરૂપ સમજી વેદકાળમાં આર્ય લોક પ્રથમ અવસ્થામાં ( બ્રહ્મચર્યાશ્રમમાં ) ૨૫ વરસની ઉમર થતા સુધી યથાયોગ્ય બ્રહ્મચર્યાદિ પાળી ગુરૂગૃહે રહી વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવતા; બીજી અવસ્થામાં ( ગૃહસ્થાશ્રમમાં ) લગ્નાદિ કરી સંસાર વ્યવહારમાં જોડાઇ યોગ્ય કર્માદિ કરી સર્વનું પોષણ કરતા; ત્રીજી અવસ્થામાં ( વાનપ્રસ્થાશ્રમમાં ) સંસારથી વિરક્ત રહી વધુ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરી લોકકલ્યાણ સાધતા અને ચોથી અવસ્થામાં ( સંન્યાસાશ્રમમાં ) સર્વત્ર આત્મભાવ પ્રકટાવી, યોગાભ્યાસ કરી ઇશ્વરમાં મનને જોડતા અને પ્રસંગોપાત દેશપરદેશ વિચરી લોકોને સદુપદેશ આપતા.

આવી રીતે યથાયોગ્ય વેદાજ્ઞા પ્રમાણે વર્તન કરતા હોવાથી આર્યો શરીરે સુદઢ, નીરોગી અને બળવાન રહી લાંબુ આયુષ્ય ભોગવતા; બળ, બુદ્ધિમાં સૌથી શ્રેષ્ટપદે વિરાજતા હતા; સ્ત્રીઓ વિરપુત્રોનો જન્મ આપતી;

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રો પોતપોતાના વર્ણાશ્રમ મુજબ વર્તતા, તેથી દિનપ્રતિદિન નવનવિન વિદ્યાકળાની વૃદ્ધિ થઈ આર્યાવૃત્ત શ્રી અને સરસ્વતિનું નિવાસસ્થાન થઇ રહ્યું હતું અને તેથી જ તેને સૂવર્ણભૂમિ કહેતા હતા. મહાભારતના યુદ્ધ સમયે આર્યાવૃત્તમાં વિદ્યાજ્ઞાનનો સૂર્ય ચૈત્ર મહિનાના દિવસના મધ્યાન્હકાળ જેવો પૂર્ણકળાએ પ્રકાશી રહ્યો હતો; પરંતુ આર્યોના કમભાગ્યે ઉદયાસ્તનો નિયમ તેને પણ લાગુ પડયો ! મધ્યાન્હ પછી જેમ જેમ સમય જતો જાય છે તેમ તેમ ક્રમે ક્રમે સુર્યપ્રકાશ ન્યુન થતો થતા જેમ રાત્રી પડે છે, તેજ નિયમ પ્રમાણે થોડે થોડે વિદ્યાજ્ઞાન ન્યુન થતાં થતાં છેક અંધકાર થઇ ગયો ! રાત્રી પડી ગઇ !!! અને હજુ સુધી પણ રાત્રી જેવુંજ છે. જો કે ના. બ્રિટિશ સરકારનું શાંતિ ભરેલું રાજ્ય થતાં પ્રાચીન વિદ્યાની શોધખોળ થવા લાગી છે, જેથી પૂર્વવત્ સમય આવવાની આશા રખાય છે; આપણી આશા કેટલે દરજ્જે ફળીભૂત થાય છે, તે તો સમય આવે જણાશે. હાલ તો **ઈશ્વરેચ્છા બલીયસી** કહી સંતોષ માનીશું.

## બ્રાહ્મણકાળ.

### બ્રાહ્મણ ધર્મ—વેદને નામે ખેદકારક વિધાનોનું પ્રસરવું.

ઇ. સ. પૂ. ૩૧૩૭ થી તે ઈ. સ. ની શરૂઆત સુધી.

એક કવિએ કહ્યું છે કે “ મહાભારત કેરી લડાઇ; થઇ હિંદને બહુ દુઃખદાઇ ” એ વાક્ય વિચાર કરતાં તદન સત્યજ લાગે છે. આ ભયંકર યુદ્ધમાં મહાન મહાન વિદ્વાનો, રાજા મહારાજાઓ, અને ઋષિ-મુનિઓ ખપી ગયા હતા; જેથી વિદ્યા અને વેદોક્ત કર્મનો થોડો થોડો પ્રચાર કમી થતાં માંહોમાંહે ઇર્ષા, દ્વેષ અને અભિમાન રૂપિ અગ્નિ સળગ્યો હતો; મહારાજા યુદ્ધિષ્ઠિરના પછી લગભગ ૨૦૦–૨૫૦ વર્ષ તો ઠીકઠાક પસાર થયાં, પણ પાછળથી તેણે મહાન રૂપ લીધું હતું. જે બળ-વાન હોય તે દેશને દબાવી રાજા બની બેસવા પ્રયત્ન કરતો હતો અને તેથી દેશમાં દંગા, ફિતુર અને બંડખેડા ઉઠયા. જેના હાથમાં જેટલું આવ્યું તેટલું તે દબાવી રાજા કહેવડાવવા લાગ્યા. અને આર્યાવૃત્તમાંજ અસંખ્ય ન્હાનાં ન્હાનાં રાજ્યો સ્થાપન થવા લાગ્યાં; વળી કોઇ બળ-વાન નીકળતો, તો તે બીજાને દબાવવા પ્રયત્ન કરતો; આથી વખતો વખત દંગા, ફિતુર અને બંડખેડા ચાલુ રહેતાં દેશમાં દિનપ્રતિદિન અશાંતિ વૃદ્ધિંગત થવા લાગી તેથી—

(૧) રાજાઓનો ઘણો સમય બંડ, ફિતુરાદિ દાબી દેવાના પ્રયાસમાં રોકાવા લાગ્યો, જેથી તેમનાથી દ્વિપ દ્વિપાંતરની વ્યવસ્થા તરફ લક્ષ અપાયું નહિ, તેથી ત્યાંના રાજાઓ સ્વતંત્ર થઈ ગયા.

(૨) બ્રાહ્મણોને રાજાશ્રય મળતો હતો તે બંધ થયો, જેથી તેમને નિરાશ થઇ પોતાની પ્રાચીન વિદ્યા ભણવા, ભણાવવાનું અને ઉપદેશ આપવાનું કાર્ય પડતું મૂકી દેઇ ગુજરાન ચલાવવાની રીત શોધવાની ફરજ પડી. તેથી તેઓ વેદાદિ વિદ્યા અર્થ સહિત ભણવાનો પ્રચાર હતો તે છોડી દેઇ કેવળ જીવિકાર્થે પોષણ પુરતી વિદ્યા ભણી ફક્ત પાઠ કરવા લાગ્યા. સમય જતાં વેદમંત્રોના અતિ ગહન અને પારમાર્થિક અર્થો ન સમજાયાથી કે સ્વાર્થ માટે ફેરવી પોતાની સ્વાર્થ સિદ્ધિ થાય તેવા અર્થ કરી પ્રજાને સમજાવવા લાગ્યા, અને પોતાનો આવો સ્વાર્થમય હેતુ પકડાઇ ન જાય માટે વૈશ્ય, ક્ષત્રી અને સ્ત્રીઓ વિગેરેએ વેદવિદ્યા શીખવી જોઇએ નહિ,[૧] જો શીખે તો તેઓ પાપી થાય એમ સમજાવવા લાગ્યા.

(૩) દેશપરદેશ સાથેનો વહેપાર વ્યવહાર બંધ પડી ગયો. અશાંતિનો સમય હોવાથી પોતપોતાના જાનમાલના રક્ષણ કરવામાં લક્ષ આપવું પડતું તેથી ક્ષત્રી અને વૈશ્યોએ વેદવિદ્યા શીખવા તરફ લક્ષ આપ્યું પણ નહિ.

(૪) પરદેશમાં વ્યાપારાદિ અર્થે ગયેલા વૈશ્ય વિગેરે લોકો દેશમાં આવી શકયા નહિ. તેથી તેઓ ત્યાંને ત્યાંજ રહી ત્યાંના નિવાસી થઇ

---

૧. સ્ત્રી શુદ્રોનાધિયેતામ્ એ સુત્રનો ઉપયોગ કરી સ્ત્રી અને શુદ્રોને વેદાધ્યયનથી વિમુખ કર્યા. એક પુસ્તકમાં તો એટલે સુધી લખ્યું છે કે વેદ સાંભળનાર શુદ્રના કાનમાં સીસાનો રસ રેડવો ! હિંદુ પદ ધારી આર્યો, મેકસમૂલર અને એન્નીબિસાંટ જેવા પરધર્મી લોકો કે જેમને તેઓ મલેચ્છની ઉપમા આપે છે, તેમને વેદ ભણવાનો અધિકાર છે કે નહિ તે વાત તો બાજૂએ રહી પણ તેમણે કરેલા વેદાર્થ સર્વથા સત્ય માનીતે પ્રમાણે પોતે ભણે છે. ઉપરાંત તેમને मोक्ष मूलरः ( मोक्षस्य मूलं राति अर्थात् गृहणाति ) એવી પદવી પણ આપવાને ચૂકતા નથી. એન્નીબિસેન્ટ—અન્નાબાઈ વસંતી બની સર્વને પૂજનિય થાય છે, અને તે પોતે મહાન અવતારી બની બીજા અવતારોની પ્રાદુર્ભાવ કરનારી બની જાય છે ! ! ! ભોગ, બિચારા, ભારતવાસી સ્ત્રી શુદ્રોનાજ ! ! હિંદુ પદ ધારી આર્યો ! ધન્ય છે, તમારી બુદ્ધિને ! શું, કરે બિચારા ! સીસું રેડવા જાય તો ચતુર્ભુજ બની દંડ દેવાની કે વખતે જેલજાત્રાની મોજમઝા મેળવવાની ફરજ પડે ! ! !

ગયા. તેઓને અત્રેથી જે ધર્મજ્ઞાન મળતું હતું તે બંધ પડી જવાથી તેમણે સમય સંજોગોનો વિચાર કરી તે દેશના હવાપાણી, અને નિતિરૂઢિને લાયક ધર્મસ્વરૂપની રચના કરી ઇલાયદો ધર્મ પાળવા લાગ્યા. અને સમય જતાં ત્યાંના લોકો સાથે ભળી ગયા.

આવી રીતે અશાંતિના પ્રભાવે અને શિક્ષણના અભાવે લોકોમાં લોભ, મોહ, દ્વેષ અને અભિમાન વિગેરે દુર્ગુણોએ વાસ કર્યો. સર્વની સ્વાર્થ તરફ દૃષ્ટિ દોડી અને પ્રાચીન રિવાજ મુજબ વેદાજ્ઞા પ્રમાણેનાં ધર્મ કર્મને ધોકો લાગ્યો ! વર્ણવ્યવસ્થા તુટી. ગુણકર્મ સ્વભાવ પ્રમાણે જાતિ મનાતી તે બંધ થઇ; અને જન્મ પરત્વે માનવાનો રિવાજ શરૂ થતાં કાયમની ચાર વર્ણ બંધાઇ ગઈ ! ! લોકોની અજ્ઞાનતાનો લાભ લેઈ બ્રાહ્મણોએ વેદના કર્મકાંડનો લોકોને જુદીજ રીતે અર્થ સમજાવવા માંડયો. કર્મ તે ક્રિયા માત્રને બદલે સંસ્કાર વખતે, શુભઅશુભ પ્રસંગે, અને યજ્ઞ યાજ્ઞાદિ ક્રિયા કરાવવામાં આવે તેનેજ ગણાવા લાગ્યા. બ્રાહ્મણોએ પણ "**ब्रह्म वाक्य जनार्दन**" "**वर्णानाम् ब्राह्मणो गुरुः**" આવા આવા છુટક અર્દ્ધપાદ શ્લોકો ફેલાવી આર્યોમાં પોતે સર્વથી શ્રેષ્ટ હોવાનો પ્રયત્ન કર્યો.

**ब्राह्मणोस्य मुख मासीद् बाहू राजन्यः कृतः ।**
**ऊरू तदस्य य द्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

( યજુ. અ. ૩૧ મં. ૧૧ )

ઉક્ત શ્લોક આખી આર્યપ્રજાનું એક શરીર ગણીને તેમાં સહુથી શ્રેષ્ટ અને વિદ્વાન હોવાથી બ્રાહ્મણને મુખની, બળવાન હોવાથી ક્ષત્રીને હાથની, સર્વનું પોષણ કરનાર હોવાથી વૈશ્યને ઉદરની અને સર્વની સેવા કરનાર હોવાથી શુદ્રને પગની ઉપમા આપી છે. આવો તેનો સત્યાર્થ છોડી દેઈ બ્રાહ્મણોએ પોતાની સ્વાર્થ સિદ્ધિ સારૂ મારી મચરડીને "બ્રાહ્મણો પરમાત્માના મુખમાંથી, ક્ષત્રીઓ બાહુમાંથી, વૈશ્યો ઉદરમાંથી અને શુદ્રો પગમાંથી થયા, માટે બ્રાહ્મણો એ પરમાત્માનું મુખ છે !" આવો અર્થ ફેલાવ્યો. તેવીજ રીતે નિત્યકર્મનો પિતૃયજ્ઞ જે હયાત માબાપ, ગુરૂ, વિગેરે વડીલોની આજ્ઞાઓ પાળી તેમને જરૂરિઆત ચીજો જેવી કે અન્ન વસ્ત્રાદિક શ્રદ્ધાપૂર્વક અર્પિ તેમને તૃપ્ત કરવા તેને **શ્રાદ્ધ** તથા **તર્પણ** ગણવામાં આવતા તેને બદલે મૃતપિતૃ વિગેરેનું શ્રાદ્ધ

કરી પરમાત્માનું મુખ બની બેઠેલા બ્રાહ્મણોને મિષ્ટાન્નાદિથી તૃપ્ત કરવા તેનું નામ **શ્રાદ્ધ અને તર્પણ** ઠરાવ્યાં!! આવી રીતે અનેક વેદમંત્રો અને ક્રિયાકર્મમાં ગુંચવાડો કરી અજ્ઞાન પ્રજાને સમજાવી પોતાનો[1] સ્વાર્થ સિદ્ધિ થાય તેવાં વિધાનો ફેલાવવા પ્રયત્ન કર્યો. જોકે તેઓ ઉપર પ્રમાણે ઉલટા સુલટા અર્થો સમજાવી સ્વાર્થસિદ્ધિ કરતા હતા ખરા, પરંતુ એમ કરીને પણ તેઓ ક્ષત્રી, વૈશ્ય વિગેરેને સંસ્કાર, લગ્ન, મર્ણ વિગેરે સમયે વિધિસહ કર્મ કરાવતા હતા. જેથી રૂપાંતરે પણ કર્મ કરવાનો પ્રચાર ચાલુ રહ્યો હતો. એમ છતાં પણ મનુ મહારાજે જણાવેલ–

धृतिःक्षमा दमोस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥

એ ધર્મનાં સામાન્ય દશ લક્ષણો આર્યોના અંતરમાંથી અલગ થયાં નહોતાં; પરંતુ વેદવિદ્યા ભણવાનું તેમનાથી બનતું નહોતું, તેથીજ વેદના નામે ગમે તેવા સંસ્કૃત શ્લોક બોલી જઇ ગમે તેવો તેમને કોઇ અર્થ સમજાવે તો તે કબુલ કરતા; જેથી ભૂલેચુકે તેમનાથી પાપાચાર થઈ જતો તોપણ સત્ય ઉપર તેઓ વધુ ભરૂસો રાખતા હતા. ત્રીવર્ણની અજ્ઞાનતાનો લાભ લેઈ સ્વાર્થિ બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થ સારૂ યજ્ઞ અને વિવિધ આચારોમાં ગુંચવાડો કરી દઈ પોતે બ્રહ્મ થઈ બેઠા અને પ્રજા પણ કર્મમાત્ર તેમના સિવાય બીજું કોઇ કરાવનાર રહ્યું નહિ, તેથી તેમને તેવી રીતે માની તેમનું માન સન્માન કરી જરૂરી ચીજોથી સંતોષવા લાગી. આવું જોઇ રાક્ષસોને પણ બ્રાહ્મણ થવાનું મન થયું!!!

[2]પૂર્વે લંકાનો પ્રસિદ્ધ રાજા રાવણનો અમલ આફ્રિકા, આસ્ટ્રેલીઆ, આફ્રિકા અને આસ્ટ્રેલીઆની આસપાસ આવેલા બેટો અને દક્ષિણ હિંદુસ્તાનમાં હતો. આ મુલકોમાં સર્વ રાક્ષસ એટલે વેદવિરૂદ્ધ વર્તન કરનારા સેમેટિક મલેચ્છ રહેતા હતા. આ લોકોનું મૂળ સ્થાન આફ્રિકા અને આસ્ટ્રેલીઆ હતું, પણ તેમને વાજીંત્રાદિની નોકરી પેટે આર્યાવૃત્તનો દક્ષિણભાગ આપી રાવણે તેમને દક્ષિણ હિંદુસ્તાનમાં[3] વસાવ્યા હતા. આ

---

૧. જુઓ છાંદોગ્ય ૧ અધ્યાય, ૧૧ ખંડ. જૈમિનિય મીમાંસા ૧ અધ્યાય, ૩ પાદ, ૩ જું તથા ૪ થું સુત્ર.

૨. પંડિત બાલાજી વિઠ્ઠલ ગાવસ્કર કૃત મરાઠી અહિંસા ધર્મ પ્રકાશના આધારે આ હકીકત લખી છે. ૩. જુઓ રામાયણ

લોકો લિંગ યોનીને પુંજનારા; અભક્ષ્યનું ભક્ષ્ય કરનારા અને મનુષ્ય પશુ વિગેરેનો બળી દેનારા જંગલી લોકો હતા. તેઓ યજ્ઞાદિ ક્રિયા કરતી વખતે તથા વાનપ્રસ્થાશ્રમ ભોગવવા સારૂ એકાંત અરણ્યમાં જઇ રહેનારાઓને વખતોવખત ઘણો ત્રાસ આપતા હતા. ઋગ્વેદમાં **या शिश्न देवा अपि गुर्ऋतं नः** ( ઋ. ૭–૨૧–૫ ) "લિંગને દેવ માનનારા અમારા યજ્ઞમાં ન આવો." એવું કહ્યું છે, તેનું કારણ પણ એજ. રાવણના મરણ બાદ સમય જતાં આર્ય લોકોના ગૌત્તમ, અગસ્ત, પરશુરામ, પાંડવ, વિગેરે ઉપદેશ, રાજ્ય, વસાયત અને લઢાઇ વિગેરે સારૂ ઉત્તરમાંથી દક્ષિણમાં ગયેલા; તેમના ઉપદેશાદિના પ્રભાવથી તેઓ કાંઇક સુધર્યા અને આર્યોની ચાલ, રીતભાત તથા ધર્મનો કાંઇક ભાગ સ્વિકારવા લાગ્યા; પરંતુ તેમનો જાતિ સ્વભાવ કેમ જાય? મૂળથીજ આફ્રિકા વિગેરે સ્થળે રહેનારા આ રાક્ષસો ગૌમાંસાદિ અભક્ષ્યનું ભક્ષણ કરનારા, મનુષ્ય પશુ વિગેરેનું બળી દેનારા અને લિંગયોનીની પુંજા કરનારા હતા, તે તેઓએ મુકયું નહોતું. ગ્રીક કવિ કયાટિકામ્સે જે નામ ગણાવ્યાં છે, તેવા સો બળી દેનાર મરી ગયા પછી દેવતારૂપ થાય છે એવી તેમની સમજુત હતી. હાલમાં જેમ દેશનિકાલની સજાવાળાઓને આન્ડામાન મોકલવામાં આવે છે, તેવીજ રીતે વેદકાળમાં વેદાદિ વિરૂદ્ધ વર્તન કરનારાઓને રાક્ષસોના નિવાસ સ્થાન દક્ષિણ ભાગમાં મોકલવામાં આવતા. વિશ્વામિત્રના[1] ૫૦ પુત્રોને તેમના પિતાશ્રીની આજ્ઞાભંગ કરવાથી, સગર રાજાએ પોતાના પિતાના શત્રુ[2] કેરલ, શક, યવન અને કાંબોજ વિગેરેને, તથા બીજા નહુષ રાજાના પુત્ર યયાતિએ પોતાના પુત્ર[3] તુર્વસુને પોતાની આજ્ઞાભંગ કરવાથી દક્ષિણમાં મોકલવામાં આવ્યા હતા. આવી રીતે અનેક કારણોથી વેદભ્રષ્ટ થયેલા અનેક બ્રાહ્મણ, ક્ષત્રી, વિગેરેને મ્લેચ્છ ગણી દક્ષિણમાં કાઢી મુકેલા તેઓ ત્યાંના માંસાહારી અને અગમ્યગામી એવા સેમેટિક મ્લેચ્છ લોકોમાં જઇને ભળ્યા, અને તેમના સંસર્ગથી તેઓ પણ લિંગપુજક, માંસાહારી અને અગમ્યગામી બન્યા હતા. આ રાક્ષસો અને તેમાં ભળેલા વેદભ્રષ્ટ થઇ આવેલા આર્યોના વંશજોએ આ અશાંતિનો લાભ લેઇ પોતાનો હેતુ સિદ્ધ કરવા અને દ્વેષબુદ્ધિથી વેદનાશાર્થે વેદરૂપિ જ્ઞાનના સત્યાર્થ વિરૂદ્ધ વિપરીત માંસભક્ષણ અને જાર-

(૧) રૂગ્વેદ એતરીય બ્રાહ્મણ ૨૯. (૨) મહાભારત અનુશાસન પર્વ ૨૧૦૫–૨૧૦૬, હરીવંશ પર્વ ૭૮૦–૭૮૩ અને વિષ્ણુ પુરાણ અં૦ ૪ અ. ૩–૧૮–૨૧, (૩) મહાભારત આદિ પર્વ ૩૪૭૮–૩૪૭૯–૩૪૮૦.

કર્મવર્દ્ધક પશુત્વ પ્રવૃત્તિને અનુસરતાં તત્વો દાખલ કરી અવાચ્ય અને અમંગળ ગ્રંથો બનાવી વેદને નામે લોકોમાં પોતાની જંગલી કલ્પનાઓ ફેલાવવા પ્રયાસ કરવા લાગ્યા.[૧] પ્રથમ તેઓએ ૠગ્વેદાદિ સંહિતાના કોઇ કોઈ[૨] મંત્ર અને બ્રાહ્મણગ્રંથોના કાંઈક શ્લોકો લેઇ તેમાં પોતાનો હેતુ સિદ્ધ થાય તેવો વર્ણાદિનો ફેરફાર કરી તૈત્તિરીય નામક યજુર્વેદનો એક ભાગ નવિન બનાવ્યો; અને તે લોકો વેદ તરીકે સ્વીકારે તે સારૂ તિત્તર પક્ષીની એક કલ્પિત વાર્ત્તા ઉપજાવી કાઢી એવું ગોઠવ્યું કે "પ્રારંભે વ્યાસજીએ મંદમતિના મનુષ્યોને સમજવા સારૂ વેદના ૠગ્વેદાદિ ૪ ભાગ કરી પૈલ, વૈશંપાયન, જૈમિનિ, અને સુમંતુ એ નામના પોતાના ચાર શિષ્યોને અનુક્રમે આપ્યા; તેઓ પોતપોતાના શિષ્યોને પોતપોતાનો વેદ શીખવતા હતા. એક વખતે વૈશંપાયને કાંઈક કારણથી ક્રોધાયમાન થઇ પોતે શીખવેલો વેદ પોતાના શિષ્ય યાજ્ઞવલ્કયને પાછો આપવા કહ્યું! તે ઉપરથી યાજ્ઞવલ્કયે વેદ ઓકર્યા અને તે વૈશંપાયનના શિષ્યો તિત્તરપક્ષી બની ખાઇ ગયા!! માટે તેનું યજુર્વેદનો તૈત્તિરીય ભાગ એવું નામ પડયું. પછી યાજ્ઞવલ્કયે દુઃખી થઈ સૂર્ય પાસે વેદ શીખ્યા તે યજુર્વેદનો શુકલ ભાગ જાણવો. આવી અસંભવિત વાર્ત્તા ગોઠવી મૂળના ખરા યજુર્વેદના તૈત્તિરીય અને શુકલ એ બે ભાગ છે એમ ઠરાવવા પ્રયત્ન કર્યો! આ તેમની યુક્તિને લીધે તે સમયની વેદવિદ્યાથી અજ્ઞાન પ્રજા યજુર્વેદના એ બે ભાગ માનવા લાગી. અને હજુ પણ માને છે!! પણ એ માન્યતા ભૂલભરેલી છે. પૂર્વે વેદાંગ નામે થયેલા ભાષ્યકારે જણાવ્યું છે કે સાંપ્રત શુકલ

---

૧. સંહિતા એ વેદનું અપૌરૂષેય (અયોની સંભવ પુરૂષ કૃત) ભાગ છે, તેની અનુક્રમણિકા ગ્રંથમાં અક્ષરશઃ ગંઠેલી હોવાથી તેમાં ફેરફાર કિંવા સ્વકપોલ કલ્પિત નવાં વિધાનો તેઓ ઘુસાડી શકયા નથી; ફકત ભાષ્યમાં વર્ણ વિપર્યાસ અને વિપરિત અર્થ તેઓએ કર્યા છે, તોપણ મૂળ તરફ તેમનું કાંઇ ચાલ્યું નથી. તેથીજ આજ ખરા વેદ મળી શકે છે.

૨. **इमानारीर विधवाः सुपत्नि राजनेनसर्पिषासंविषन्तु अनश्रवोऽनमीवाः सुरत्नारी हन्तु जनया योनिमग्रे**" આ ૠગ્વેદના ૧૦ મંડલમાંનો મંત્ર આ નવિન બનેલા તૈત્તિરીય વેદના આ. પ્ર. ૬ અ. ૨૦ માં લેઈ તેમાં છેવટના **अग्रे** શબ્દને બદલે **अग्ने** શબ્દ કરી સતિ પ્રવૃતિમાં ચાલુ કર્યો છે. માત્ર દાખલા તરીકે આ શ્લોક આપ્યો છે, પણ એવા ઘણા દાખલા શોધકોને શોધ કરવાથી મળી આવે તેમ છે.

યજુર્વેદ છે તેજ મૂળ ૪૦ અધ્યાયનો ખરો યજુર્વેદ છે. અને તૈત્તિરીય એ યજુર્વેદ નથી; માટેજ તેને કૃષ્ણ ( કાળો–રાત્રીના જેવો–અજ્ઞાનરૂપી અંધકારથી ભરેલો ) અને ઓકારી કાઢેલો એટલે ઉચ્છિષ્ટ–ગ્રહણ ન કરવા યોગ્ય કહેલો છે. તેની રચના પણ ઋગ્વેદાદિ ચાર વેદ વિરુદ્ધ છે. ચારે વેદમાં સંહિતા એટલે મંત્ર તથા સ્તોત્ર અને બ્રાહ્મણ એટલે કર્મ તથા પ્રયોગ એ સ્પષ્ટ અને જુદા જુદા છે, ત્યારે આ તૈત્તિરીય વેદમાં મંત્ર, સ્તોત્ર, કર્મ, અર્થ, વાદ, પ્રયોગ વિધિ એ સર્વની એકત્ર ખીચડી છે! એટલુંજ નહિ પણ કૌલોપનિષત્; તૈત્તિરીય બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્; યુપલક્ષણ, છાગલક્ષણ; પ્રતિજ્ઞા, અનુવાક સંખ્યા, ચરણવ્યુહ, શ્રાધકલ્પ, પાર્શદ, ઋગ્યજુંષી, ઇષ્ટકા-પુરણ, પ્રવરાધ્યાય, ઉકથશાસ્ત્ર, ક્રતુસંખ્યા, નિગમ, યજ્ઞપાર્શ્વ, હૌત્રક, પ્રસવોત્થાન, કુર્મલક્ષણ એવાં ૧૮ પરિશિષ્ટો આ વેદના ગ્રંથ ભાગ છે; તે સર્વની શુદ્ધ અર્વાચીન ભાષા છે. એ પરિશિષ્ટોમાં લખ્યું છે કે યજુર્વેદમાં ૧૮૦૦૦ સ્તોત્ર તથા કર્મ છે તે સર્વ પાઠ કરવા. હવે એને ૧૮૦૦૦ સ્તોત્ર કર્ન કહ્યાં છે તેમાં સ્તોત્ર અમુક, અમુક પ્રકારનાં અને કર્મ અમુક, અમુક પ્રકારનાં એવો કોઈજ ઉલ્લેખ નથી; તેમને ઓળખવા માટે કાંઈ ચિન્હ પણ બતાવ્યું નથી. મંત્રને કર્મ અને કર્મને મંત્ર આ પ્રમાણે જેને જેવું શીખવ્યું હશે તે તેવું કહે છે! આ પ્રમાણે તેમાં સર્વ ગડબડાધ્યાય છે. મૂળ ખરો યજુર્વેદ જેની સાંપ્રત શુકલ યજુર્વેદ સંજ્ઞા છે, તેની મંત્ર સંખ્યા ૧૯૦૦ ગણેલી છે, અને ઋગ-વેદાદિ પ્રમાણે તે ઉપલબ્ધ અને પ્રસિદ્ધ છે; તેવી રીતે આ તૈત્તિરીય વેદની મંત્ર સંખ્યા ગણેલી નથી તેથી તેમાં મંત્ર કર્મની ખીચડી છે અને તે પણ સર્વ ઉપલબ્ધ નથી. હાલમાં આ ખીચડી થોડી થોડી છપાઈ બહાર પડવા લાગી છે. સહુથી વિશેષ ધ્યાન આપવા જોગ તો આ વાત છે કે–" **ऋग्वेदेनहोता करोति** " "**यजुर्वेदेनाध्वर्युः**" '**साम-वेदेनोद्गाता** " અને " **अथर्ववेदेन ब्रह्मा** " આ પ્રમાણે હોતા, અ-ધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા એવા ઋગ્વેદાદિ અનુક્રમે પ્રત્યેક વેદના ૪ પુરોહિત યજ્ઞમાં જોઈએ, અને તેમણે પોતપોતાના વેદોક્ત મંત્રોચ્ચારાદિ વિધિ કરવો એવી વેદાજ્ઞા છે. તે પ્રમાણે પહેલાં હરિશ્ચંદ્ર રાજાએ યજ્ઞ કર્યો તેમાં વિશ્વામિત્ર, જમદગ્નિ, અગસ્ત અને વશિષ્ટ; યુધિષ્ઠિર રાજાએ રાજસુયયજ્ઞ કર્યો તેમાં યાજ્ઞવલ્ક્ય, વશિષ્ટ, બ્રહ્મદેવ અને વ્યાસ એ ચાર પુરોહિત હતા. આમ દરેક યજ્ઞમાં જુદા જુદા વેદના જુદા જુદા

પુરોહિત હોય તો પોતાનો મદ્ય માંસ સેવન અને યજમાન પત્નિગમન કરવાનો હેતુ સાધ્ય થવો કઠિન જાણી આ વેદના રચનારાએ સર્વ પુરોહિતોનો મંત્રોચ્ચારાદિ વિધિ આ નવીન એકજ વેદાંતમાં સર્વ સામિલ કરી ચરકાચાર્ય નામનો સ્વતંત્ર પુરોહિત ઠરાવ્યો છે! પુરાણ વિગેરેમાં મોટા મોટા રાજા લોકોએ અનેક યજ્ઞો કર્યાનું વર્ણન છે, તેમાં ચરકાચાર્ય નામના પુરોહિતનો કોઇ જગ્યાએ ઉલ્લેખ નથી. ઉપરોક્ત તિત્તર પક્ષીની વાર્તા ઉપરથી વૈશમ્પાયન તૈત્તિરીય વેદના હતા એવું સ્પષ્ટ થાય છે. તેમના યજમાન જનમેજય રાજાએ બે યજ્ઞ કર્યા હતા. તેમાં તો શુકલ યજુર્વેદનાજ [1]પુરોહિત હતા. જો આ તૈત્તિરીય વેદ હોત તો જનમેજયે પોતાના ગુરૂ કે જેના મુખથી સર્વ ભારત સાંભળ્યું હતું તે વૈશમ્પાયનના મત પ્રમાણે યજ્ઞ કરી શુકલ યજુર્વેદી અધ્વર્યુને બદલે તૈત્તિરીયવેદી ચરકાચાર્યને નીમ્યો હોતજ; પણ તે પ્રમાણે બન્યું નથી. આવા અનેક[2] પુરાવા ઉપરથી આ તૈત્તિરીય વેદ એ લોકોએ ફક્ત પોતાનો હેતુ સિદ્ધ કરવાના અર્થેજ બનાવ્યાનું સિદ્ધ થાય છે. દરેક પુરાણમાં વર્ણન છે કે ઘંટાકર્ણ, મહાકાળ અને મહાસુર વિગેરે રાક્ષસો બ્રાહ્મણોનું રૂપ લઇ બ્રાહ્મણોને મારતા અને અધર્મ ફેલાવતા. બ્રાહ્મણોને ઘેર ફોગટ ચાકરી કરતા અને સમય પરત્વે પોતાનો હેતુ સિદ્ધ કરવા તૈત્તિરીય વેદ લોકોને સમજાવતા હતા. હેમાદ્રિ રામાયણમાં આ હિંસા યજ્ઞની શરૂઆતના સંબંધમાં લખ્યું છે કે પૂર્વે [3]મરૂત રાજા પાસે પર્વત્તક નામે બ્રહ્મકુળોત્પન્ન પણ મલેચ્છના સંસર્ગથી ભ્રષ્ટ થયેલ વિદ્વાન આવ્યો, ત્યારે તેને રાજાએ સ્વર્ગ પ્રાપ્તિનો માર્ગ પૂછયો, તેના જવાબમાં પર્વત્તકે રાજાને યજ્ઞમાં બળી દેવાનું કહ્યું. એટલામાં ત્યાં નારદ આવી ચઢયા, તેમણે રાજાને કહ્યું કે આ પર્વતક બ્રાહ્મણ છતાં મલેચ્છની સંગતથી ભ્રષ્ટ થઇ સ્વમત પુષ્ટિકરણાર્થે દેશે દેશ જઈ અના-

---

૧. મત્સ્ય પુરાણ (૨૮૨ ૨૭૩) માં પણ એજ મતલબનું વર્ણન છે.

૨. જૈનમતના ગ્રંથોએ આ વેદને અનાર્ય વેદ કહેલ છે.

૩. આ પૈરાણિક કથા છે તેથી ચમત્કાર અને અલંકારથી તેનું વર્ણન કરેલું છે. તો પણ તેનું સત્ય તત્વ એ છે કે આ હિંસા યજ્ઞની શરૂઆત પર્વતકેજ શરૂ કરેલી છે એમાં સંશય નથી. આ બાબત કયા સમયમાં બની તે ચોક્કસ કરવું કઠણ છે. પણ તે આ અશાંતિના સમયમાંજ બની હશે એમ સમજાય છે. કારણકે વેદકાળમાં રાક્ષસોનું પ્રબળ નહોતું અને તેઓ આર્યોથી દબાયલાજ રહેતા હતા. તેથી તેઓ આવા હિંસા યજ્ઞ ભાગ્યેજ કરી શકતા હશે.

ચારની પ્રવૃત્તિ કરે છે. એના બાપ ખીરકદમ જે અભિચંદ્ર રાજાના ઉપાધ્યાય હતા તેમની પાસે રાજપુત્ર વસુ, હું અને આ પર્વતક વિદ્યાભ્યાસ કરતા હતા. ગુરૂએ અમારા જ્ઞાનની પરીક્ષા જોવા સારૂ અમોને એક એક અડદના લોટનું બકરૂં બનાવીને આપી કહ્યું કે 'જ્યાં કોઇ જોનાર ન હોય ત્યાં તેનું ગળું મચરડીને આણો' તેથી આ પર્વતક અને રાજપુત્ર બંને જણે એક ભાગેલા ઘરના તળેના ભાગમાં જઈ ત્યાં કોઇ જોનાર નથી એવું સમજી બકરાને મરડી નાંખી ગુરૂ પાસે આણ્યું, ત્યારે તેમની ભ્રષ્ટતા બાબત ગુરૂની ખાત્રી થઈ. આ બાજુએ હું એક પર્વતની ગુફામાં ગયો, ત્યાં હું જાતે જોનાર છું માટે પોતાની આંખો બંધ કરી તેને મારવાની તૈયારીમાં હતો; એટલામાંજ સર્વજ્ઞ, સર્વવ્યાપક પરમાત્મા જોનાર છે એવો વિચાર આવવાથી હું જેવું ને તેવું પુતળું ગુરૂ પાસે લાવ્યો. ગુરૂએ મારી પ્રશંસા કરી અને પોતાના છોકરાને વિદ્યા શીખવી રાખમાં ઘી હોમ્યા પ્રમાણે થયું, તે માટે રાજા તથા ગુરૂએ પોતાના પુત્રો બાબત પશ્ચાતાપ કરી મુનિ દીક્ષા લીધી. જેથી વસુ રાજા અને પર્વતક ઉપાધ્યાય થયા, પછી શું પૂછવું ? આ પર્વતક પોતાના મતની પુષ્ટિ કરણાર્થે ખોટા ગ્રંથ રચી યજ્ઞ નિમિત્તે મદ્ય માંસ સેવન કરવા લાગ્યો. એક દિવસે **अज** એટલે **बकरो** હોમવો એવો અર્થ કરી વિદ્યાર્થીઓને વેદ શીખવતો હતો, તે વખતે હું ત્યાં ગયો અને કહેવા લાગ્યો કે તમારા પિતાજી જે આપણા ગુરૂ હતા તેમણે **अज** એટલે ન ઉગે એવી ત્રણ વરસની જુની ડાંગેરના ચોખા, તથા તેના આટાથી યજન કરવું એવું કહેલું છે, અને કોશમાં પણ તેનો તેવોજ અર્થ છે, છતાં તું ભલતોજ અર્થ કરી લોકોને અનાચારી કરે છે એ મોટું પાપ છે. તે ઉપરથી "આપણે વસુ રાજાને પૂછવું, તે કહે તે સત્ય માનવું, અને જો મારૂં કહેવું ખોટું ઠરશે તો હું જીભ કાઢી આપીશ" એવું પણ તેણે કર્યું. પછી તેણે વસુ રાજાને એકાંતમાં મળી **अज** એટલે બકરો કહેવાનું તેમની પાસેથી વચન લેઇ લીધું. એક દિવસે પૂર્ણ રાજ્યસભા ભરાયલી જોઇ હું ત્યાં ગયો અને મેં વસુ રાજાને **अज** નો અર્થ પૂછયો; વસુ રાજાએ એકાંતમાં પર્વતકને વચન આપેલું હોવાથી તેમણે તેનો અર્થ બકરો કર્યો. આવો ખોટો અર્થ કર્યા ઉપરથી દેવોએ ( રાજ સભામાં બીરાજેલા વિદ્વાનોએ ) તેને સિંહાસન ઉપર પછાડી મારી નાંખ્યો, અને પ્રજાએ આ પર્વતકની પાછળ પડી તેને ગામ બહાર હાંકી કાઢયો હતો, જે મહાકાલ નામના રાક્ષસને મળ્યો. એક રાજ્ય-

કન્યાના સ્વયંવરના સંબંધમાં સગર રાજાને મારી નાંખવા માટે આ અસુરે પર્વતકને પોતાની સાથે લેઈ સગર રાજાને ઉલટ સુલટ સમજાવી તેને યજ્ઞના નિમિત્તે હિંસાદિ અધર્મમાં પ્રવર્તાવ્યો. હજારો હિંસા કરી છેવટે સગર પોતાના પુત્રને ગાદી આપી યજ્ઞમાં પતિ્નસહ બળી મૂઓ. જે નરકમાં ગયો એવું પુરાણમાં લખેલું છે. આ પ્રમાણે હિંસા યજ્ઞની પ્રવૃત્તિ મ્લેચ્છ સંગતથી આ પર્વતકે ચાલુ કરી." આ હકીકત ભરત રાજાને કહેવાથી તેણે પર્વતકને કેદમાં નાંખ્યો અને મેધ્યપશુ જે ચોખા અને તેના લોટથી હવન કરી સેંકડો યજ્ઞ કર્યા" આવી રીતે આ રાક્ષસોએ બ્રાહ્મણરૂપે વેદના નામે લોકોમાં હિંસા યજ્ઞ ફેલાવ્યા. પોતાનો મદ્યમાંસ સેવનાદિ હેતુ સિદ્ધ થાય તે સારૂ યોનિતંત્ર, લિંગતંત્ર, સુંદરીતંત્ર એવાં સેંકડો નરકમાં ડુબાડનારાં તંત્રો; ધર્મસિંધુ, નિર્ણયસિંધુ, એવા અજ્ઞાનમાં ડુબાડનાર મતલબ સિંધુ–સમુદ્ર; તથા નારાયણભટ્ટી, અનંતભટ્ટી, ગાંગાભટ્ટી એવી દારૂની ભઠ્ઠીઓ જેવી સેંકડો ભઠ્ઠીઓ જેવા અસંખ્ય વેદનિષેધ ગ્રંથ રચી, આર્ય લોકોમાં ભળી જઈ હિંસાદિ નીચ કર્મ ચાલુ કર્યા અને પોતે પણ બ્રાહ્મણ[1] થઇ બેઠા.

બ્રહ્માંડમાં સંચાર કરનાર વાયુ આ જીવોનો હેતુ છે, માટે તેને શુદ્ધ રાખવા સારૂ યજ્ઞકુંડમાં [2]હવ્ય પદાર્થોનો નિયમિતપણે હોમ કરવાથી તેમાંનાં દુર્ગંધી તત્વો નાંશ પામી તે આરોગ્યતા ઉત્પન્ન કરે છે. આરોગ્ય તેજ સ્વર્ગ (સુખ), આ કારણથી આર્ય લોકોમાં વેદકાળથી સામાજિક નિયમ હતો કે પ્રત્યેક મનુષ્યે પ્રાતઃકાળે અને સંધ્યાકાળે સ્નાનાદિથી શુદ્ધ થઇ સુગંધી દ્રવ્યોની બાર બાર આહુતિઓ આપવી. રાત્રીના મળમૂત્રાદિ દુર્ગંધનો સવારના હવનથી અને દિવસની દુર્ગંધીનો

---

૧. આ રાક્ષસોમાંથી જે બ્રાહ્મણો થયા તે કયા કયા એ સંબંધમાં અમે અત્રે કાંઇપણ લખવું ઉચિત ધારતા નથી. જેને જાણવાની ઇચ્છા હોય તેમણે પંડિત બાલાજી વિઠલ ગાવસ્કર કૃત મરાઠીમાં અહિંસા ધર્મ પ્રકાશ નામનું પુસ્તક છે તે જોવું. હાલમાં પણ જે બ્રાહ્મણ જ્ઞાતિમાં મદ્યમાંસાદિનું સેવન કરવામાં બાધ ગણાતો નથી, તે જ્ઞાતિઓ આ લોકોમાંથી થએલી છે એમ તેમણે સિદ્ધ કર્યું છે.

૨. હવ્ય પદાર્થોની વિગતઃ— (૧) પુષ્ટિકારકઃ—ઘી, દુધ, બદામ, વિગેરે (૨) મધુર–સાકર, ખીર, વિગેરે (૩) સુગંધી–ચંદન, વાળો, અબીલ, કેસર, કસ્તુરી, અગર, બાલછડ, વિગેરે (૪) અન્નાદિક–ચોખા, જવ, તલ, વિગેરે (૫) રોગનાશક–ગળો, ગુગળ, જાવંત્રી, બ્રાહ્મી, લોબાન વિગેરે.

સંધ્યાકાળના હવનથી પરિહાર થાય છે. આ ઉપરાંત દર અમાવાસ્યા અને પૂર્ણિમાએ સર્વ આર્યાવૃત્તમાં ગામે ગામ મોટા મોટા યજ્ઞ થતા, જેથી વાયુ શુદ્ધ થઈ તેનો જળવૃષ્ટિ સાથે નિકટ સંબંધ હોવાથી વરસાદની વૃષ્ટિ સારી થઇ સર્વ પ્રકારે ચરાચરમાં આબાદાની અને સુખ થાય, એજ મુખ્ય યજ્ઞોદ્દેશ લક્ષમાં રાખીનેજ ઉપર પ્રમાણે હવ્ય પદાર્થો ઠરાવેલા હતા.

મનુષ્ય, પશુ, વિગેરે પ્રાણિ અમેધ્ય એટલે અપવિત્ર છે તે છોડી દેવાં. અને પશુ એટલે ઉત્પન્ન માત્ર પદાર્થ હોઈ યજ્ઞમાં અન્ય સુગંધી હવનોપયોગી પદાર્થો સાથે મૂખ્ય ચીજ જૂની ડાંગેરના ચોખા છે તે મેધ્ય હવનાર્હ પશુ છે. તેના ભિન્નભિન્ન ભાગને વપા, માંસ, અસ્થિ એવાં પારિભાષિક નામ બ્રાહ્મણ ગ્રંથોમાં સ્પષ્ટ કરેલાં છે. આવી રીતે હવન વિધિથી કોણે કોણે યજ્ઞ કર્યા અને તે સમયમાં પુરોહિત કોણ કોણ હતા તે બાબત રૂગ્વેદ ઐતરીય બ્રાહ્મણ પંચક ૮ ખંડ ૨૧–૨૨ માં ઉલ્લેખ પણ છે.

" **हरिः ॐ सयं पुरुष मालभंत । स किं पुरुषोऽभवद्यावश्वंच गाच तोंगौश्च गवयश्चा भवतां यवि मालभंत । सकष्टोऽभवद्य मज मालभंत सञरभोऽभव स्तस्मा देते षां पशूनां नाश्नि तव्यमप क्रांत मेधा हे ते पशवः ॥**

" **हरिः ॐ सर्वेषां वा एष पशूनां मेघो यद्व्रीहि यवौ....**

" મનુષ્ય, ઘોડા, બળદ, મેંઢા, ઊંટ, બકરાં, સરભ વિગેરે પ્રાણીનાં શરીર શુક્ર શોણિતજન્ય હોવાથી પ્રાણાન્તે અપવિત્ર થાય માટે માણસોએ તેનો ભક્ષ કરવો નહિ. સૃષ્ટિ પદાર્થોમાં ત્રણ વરસની જૂની ડાંગેરના ચોખા અને યવ વિગેરે શુદ્ધ ધાન્ય હવનાર્હ છે. તેજ યજ્ઞમાં નાંખવા " એટલું જ નહિ પણ વેદમાં—

" **मित्रस्य चक्षुषा सर्वाणि भूतानि समीक्षामहे । मानस्तोके तनये मान आयुषि मानो गोषु मानो अश्वेषुरीरिषः "**

ઇત્યાદિ મંત્રોમાં મિત્રભાવ અને અહિંસાનોજ અનિવાર્ય સ્રોત

માલુમ પડે છે; છતાં પણ વેદની સત્ય આજ્ઞા અને સત્યાર્થ છોડી આ બ્રાહ્મણ રૂપે વિચરતા રાક્ષસોએ યજ્ઞમાં ગાય, બકરાં, ઘોડાં, મનુષ્ય વિગેરેનો હોમ કરવાથી સ્વર્ગ મળે છે; એવા વિપરીત વેદમંત્રોના અર્થ કરી ભોળા લોકોમાં હિંસાયજ્ઞ કરવાની તથા વેદમાંના [1]બૃહદ્યોની (બૃહદ= મોટી+યોની=ઉત્પત્તિસ્થાન ) અર્થાત્ જેનાથી આ સર્વ જગત ઉત્પન્ન થયું છે તે જગન્નાથ–પરમેશ્વર–માટે તેમની પુજા કરવી, એવો સત્યાર્થ છોડી માનવયોનિ એવો અમંગળ અર્થ કરી તે × × ની પુજા કરી ભોગવવાની પ્રવૃત્તિ ચાલુ કરી ! ગણપતિ એટલે મનુષ્ય, પશુ, વિગેરે ગણના પતિ અર્થાત્ પરમેશ્વર; આ સત્યાર્થ છોડી ઋત્વિજ વિગેરે પુરોહિતો અથવા ઘોડાને ગણપતિ ગણી ‘गभ’ નો ‘भग’ વિપર્યાસ કરી તે ભગ શબ્દનો અર્થ જે ઐશ્વર્યાદિ છે તેને પણ દૂર મૂકી योनि એવો કર્યો, અને તે પણ કઇ સ્રીની? જે યજ્ઞ કર્તા યજમાન પાસેથી પેટ ભરીને માંસ, મદ્ય, મોટી રકમની દક્ષિણા અને ધોતીજોડા વિગેરે વસ્રાદિ મળે, એવા યજમાન પત્નીની ! આવા આવા વેદમંત્રોનાં અનેક અમંગળ અર્થ કરી લોકોમાં કેવળ ભ્રષ્ટાચાર અને દુરાચાર ફેલાવવા પ્રયત્ન કર્યો છે !!! જેના સવિસ્તર દાખલા આપવા પણ ઉચિત લાગતા નથી કારણ કે તે હાથથી લખતાં પણ સંકોચ અને લજ્જા ઉપજાવે તેવા છે. તોપણ જેને વિશેષ જાણવાની જરૂર હોય તેણે મહર્ષિ દયાનંદ સરસ્વતિ કૃત ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાની પહેલી આવૃત્તિનાં પૃષ્ટ ૨૪૩ થી ૨૬૨ સુધી જોઈ લેવાં. ટુંકામાં એટલુંજ કે આ તૈત્તિરીય નામના નવા વેદમાં વેદ વિરૂદ્ધ અને સાધારણ જ્ઞાની મનુષ્યને અગ્રાહ્ય એવી ક્રિયા ગ્રાહ્ય કરી છે, યજુર્વેદના પહેલા ૧૮ અધ્યાયમાં દર્શ પૂર્ણમાસ, સોમયજ્ઞ, અગ્નિચયન એવા વિષયોની જે સંહિતા શતપથ બ્રાહ્મણના પહેલા ૯ મા કાંડમાં સ્પષ્ટ કરી છે તે; અને અશ્વમેધ, નરમેધ, વિગેરે બાબતમાં ૨૨–૩૬ અને ૪૦ મા અધ્યાયમાં સંહિતા તથા કોઇ ઋગ્વેદોક્ત સંહિતા લેઇ આ વેદ બનાવી તેના આ રાક્ષસોમાંથી બની બેઠેલા બ્રાહ્મણોએ વિપરીત અર્થ કરી પોતાનો હેતુ સિદ્ધ થાય માટે તેને બંધબેસ્તાં

1. બૃહદ્યોનિનો અર્થ માનવયોનિ થયાથી કેટલોક સમય વ્યતિત થયા પછી લિંગયોનિની પુંજા કરનારો વામમાર્ગ તેમાંથી ઉદ્ભવ્યો જેનું વર્ણન આગળ આવશે.

અનેક પુસ્તકો લખી તથા [1]મન્વાદિ સ્મૃતિઓમાં નવિન શ્લોકો ઘુસાડી સતિ થવાનો, યજ્ઞ અને શ્રાદ્ધના નિમિત્તે ગાય, બકરાં, મેંઢાં, દેડકાં, અશ્વ અને તે પણ અધુરૂં હોય તેમ છેવટ મનુષ્યોને પણ શસ્ત્ર સિવાય ગળું દાબી શ્વાસ બંધ કરી અકળાવીને જબરજસ્તીથી ક્રુરપણે મારી તેનું માંસ પુરૂષ સુક્ત મંત્રથી પ્રોક્ષન ( પાણી છાંટી ) કરી ખાવાનો, મદ્ય પીવાનો, યજમાન પત્નિ ભોગવવાનો, વિગેરે વિગેરે પશુત્વ પ્રવૃત્તિને અનુસરતાં તત્વો આર્ય ધર્મમાં મિશ્રણ કરવાનો વિધિ ચલાવ્યો ! સુધારાના શિખરે પહોંચેલા આર્ય લોકો ન્યાયકળામાં પ્રવિણ અને ભૂત-

---

૧. મન્વાદિ સ્મૃતિઓમાં હિંસાસૂચક શ્લોકો ઘુસાડયા છે, પરંતુ તેજ ગ્રંથોમાં અન્ય સ્થળે આ ભ્રષ્ટ કર્મનો નિષેધ દર્શક અનેક શ્લોકો પણ મળી આવે છે; તેનું પણ આ સ્વાર્થીઓને ભાન રહેલું નથી ! ! !

આવી રીતે ક્ષેપક મિશ્રણથી ગ્રંથોને દૂષિત કરવાનું કામ આજદિન સુધી પણ ચાલુજ છે એમ કહીશું તો ખોટું કહેવાશે નહિ. આશરે ૩૫–૪૦ વર્ષ ઉપર કૃષ્ણાજી સાઠે નામના એક ચિત્તપાવન બ્રાહ્મણે પરાશર સ્મૃતિની કેટલીક હસ્ત લિખિત પ્રતો મેળવી, જેમાંની એક પ્રત મુંબાઈ નિવાસી વે. શા. સં. બાબા પાઠક ઉપાધ્યેની હતી, તેમાં કેટલાક કલ્પિત શ્લોક ૧૨ મા અધ્યાયના બ્રહ્મનિરૂપણ પ્રકરણમાં ઘુસાડયા; અને તે અધ્યાયના અથથી ઇતિ સુધીના બધા આંકડા પણ ફેરવી નાંખ્યા ! એટલુંજ નહિ પણ જગ્યા ન મળવાથી બાજુપર કેટલાક શ્લોક ચરણ લખી તે મુજબ મુંબાઈના પ્રખ્યાત પંચાંગ છાપનાર શ્રીધર શિવલાલ મારવાડીના 'જ્ઞાનસાગર' છાપખાનામાં હજારો પ્રતો છપાવી. અને પછી તે મૂળ પ્રત ગુપચુપ પાછી તેના માલિકને આપી દીધી. આ વાત વાંચકોના ધ્યાનમાં આવવાથી તેમણે એ પ્રકરણ કોર્ટ સુધી લેઇ જવાની તૈયારી કરી, પરંતુ કેટલાક સારા ગૃહસ્થોએ વચ્ચમાં પડી એ ટંટો પતાવ્યો ! ! જે પ્રક્ષીપ્ત શ્લોકો ઘુસાડયા હતા તે નીચે પ્રમાણે હતા—

कोकणाश्रित पूर्णास्ते चितपावन संज्ञकाः । ब्राह्मणेषुच सर्वेषु यतस्ते उत्तमामताः ॥
यतेषां वंशजाः सर्वे ज्ञेया ब्राह्मणाः खलु। माध्यंदिनाश्च देशस्था गौड द्राविड गुर्जराः॥
कुर्णाहा तैलंगाश्चापि चितपूर्णस्य वंशजाः । अतःश्चितस्सपूर्णं यो निंद्यात्तस्य क्षयोभवेत्॥

અર્થાત્—ચિત્તપાવન એ સર્વ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ હોઈ ગૌડ, દ્રાવિડ, ગુર્જર, દેશસ્થ વિગેરે સર્વ બ્રાહ્મણો આ ચિતપાવનના વંશજ છે. ચિતપાવનની નિંદા કરનાર કરાવનારનો ક્ષય થશે !

ભોજરાજાએ બનાવેલા સંજીવની ઇતિહાસમાં લખ્યું છે કે વ્યાસજી અને તેમના શિષ્યોએ મળી દશ હજાર શ્લોકનું ભારત બનાવેલું હતું. હાલ તો તે વધીને ૯૫૮૨૬ શ્લોકનું થયું છે. ક્યાં દશ હજાર અને ક્યાં ૯૫૮૨૬ ! ! !

દયા ધર્મથી વર્તનારા તે આવાં પુસ્તક બનાવે એ બિલકુલ સંભવિતજ નથી; માટે આવાં પુસ્તકો રાક્ષસ કુળોત્પન્ન બની બેઠેલા બ્રાહ્મણોએજ નવાં રચેલાં હોવાં જોઇએ, એવા ઉદ્ગાર મેક્સમૂલર અને મ્યુર જેવા પરદેશી શોધકોને પણ કાઢવા પડયા છે.

આવી રીતે આ અશાંતિના સમયમાં રાક્ષસો પૈકી જે બ્રાહ્મણો બની બેઠેલા હતા તેમણે વેદને નામે ઉપર જણાવ્યા પ્રમાણે હિંસાદિ વિધાનો ફેલાવવા માંડયાં હતાં. જો કે સમજુ અને વિચારવાન દ્વિજોએ તો તેમનો સંસર્ગ સરખો પણ રાખ્યો નહોતો, તો પણ આવી પશુ પ્રવૃત્તિથી કંટાળેલા હોવા છતાં અજ્ઞાન અને અપઢ લોકો આવાં વિધાનો વેદમાં છે, એમ તે લોકોના કહેવાથી માનતા હતા. જ્યારે બીજી બાજૂએ બ્રાહ્મણો પણ રાજયાશ્રય મળતો બંધ થવાથી સ્વાર્થને વશ થઇ ત્રીવર્ણને ક્રિયા કરાવતી વખતે કર્માદિમાં વિવિધ ગુંચવાડો કરી દક્ષિણાદિને બહાને તેમના ઉપર જુલમ–જબરાઇ–વાપરી નાણાં કઢાવતા હતા. આ બંને કારણોથી આર્ય પ્રજા કંટાળી ગઇ હતી. આ સમયનો લાભ લેઈ બૃહસ્પતિ નામના જ્ઞાતિ બહિષ્કાર પામેલા બ્રાહ્મણે ચાર્વાક નામના સખ્સને નવો ધર્મ સ્થાપવા ઉશ્કેર્યો.

આ અશાંતિના સમયમાં બ્રાહ્મણો કહે તેજ ધર્મ એવી પ્રજાની માન્યતા હતી તેથી વેદધર્મનું સ્વરૂપ બદલાઈને જે નવું ધર્મ સ્વરૂપ ચાલતું હતું, તેને બ્રાહ્મણ ધર્મથીજ અને તેટલા સમયને બ્રાહ્મણકાળથીજ અમે ઓળખાવ્યો છે. કારણ કે તે સમયમાં બ્રાહ્મણોની સત્તા પ્રજા ઉપર જબરી હતી.

## લોકાયતિક એટલે ચાર્વાક ધર્મ.

[૧]બૃહસ્પતિ નામના બ્રાહ્મણને બીજા બ્રાહ્મણોએ કાંઇક કારણોથી જ્ઞાતિ બહિષ્કાર કર્યો હતો, તેથી તેણે ક્રોધે ભરાઇ બ્રાહ્મણોની સત્તા તોડવા માટે ચાર્વાકને ઉશ્કેરી તેની મદદથી લોકાયતિક (લોકોમાં સામાન્ય માનવામાં આવે તેવો) નામનો ધર્મ ચલાવવા પ્રયત્ન કર્યો. ચાર્વાકનો જન્મ યુધિષ્ઠિર શક ૬૬૧ (ઇ. સ. પૂ. ૨૪૩૯) માં વૈશાખ સુદી ૧૫ ના રોજ અવંતિ પ્રદેશના શંકોદ્ધારમાં થયો હતો. તેમના પિતાનું નામ ઇન્દુકાન્ત અને માતાનું નામ રુક્મિણી હતું.

---

૧ પોતાની બ્હેનની સાથે અયોગ્ય કર્મ કરવાથી બૃહસ્પતિને જ્ઞાતિ બહિષ્કાર કરવામાં આવેલ હતો એવું એક જૈન ગ્રંથમાં લખેલું છે.

બૃહસ્પતિના શીખવ્યા મુજબ ચાર્વાકે ઠેકઠેકાણે વ્યાખ્યાનો આપતાં કહેવા માંડયું કે:—

**निहतस्य पशोर्यज्ञे स्वर्गप्राप्तिर्य दीष्यते ।**
**स्वपिता यजमानेन तत्रकस्मान्न हन्यते ॥**
**मृतानामपि जन्तुनां श्राद्धंचेत्तृप्ति कारणम् ।**
**गच्छतामहि जन्तुनां व्यर्थं पाथेय कल्पना ॥**

"જ્યારે યજ્ઞમાં મારેલાં પશુને સ્વર્ગ પ્રાપ્ત થાય છે, ત્યારે સ્વર્ગ જેવું અદ્વિતીય સુખનું સ્થાન પશુને આપવા કરતાં યજ્ઞ કરનાર યજમાન પોતાના પિતાને મારી તે સ્થાન તેને આપે તો તે શું યોગ્ય નથી ? શ્રાદ્ધમાં પિંડપ્રદાન કરવાથી મરનાર મનુષ્યને જ્યારે તૃપ્તિ થાય છે ત્યારે પ્રવાસે જનારને ભાથું આપવાનું શું પ્રયોજન છે ?"

ઉપર મુજબ આક્ષેપો કરી લોકોને સમજાવવા લાગ્યો કે "સૃષ્ટિનો કર્ત્તા કોઇ છેજ નહિ, પ્રત્યક્ષ જણાતો નથી. પૃથ્વી, વાયુ, તેજ અને પાણી એ ચારે તત્વો પ્રત્યક્ષ જણાય છે, તેનાથી બધી સૃષ્ટિ થઈ છે. એ તત્વો તેના સ્વભાવથીજ સૃષ્ટિ કર્મ કરે છે, જ્યારે ચારેનો અનેક પ્રકારે યોગ થાય છે ત્યારે જેમ કાથો, ચુનો અને પાનના સંયોગથી લાલ રંગ પેદા થાય છે તેમ જીવાદિ ઉત્પન્ન થાય છે. જીવ એવું ચૈતન્ય તે જડ તત્વોથી જુદું નથી; એટલે ભસ્મ થયેલો દેહ પાછો આવતો નથી માટે પુનર્જન્મ જેવું કાંઇજ નથી. મુવા એનું નામજ મોક્ષ, સ્વર્ગ તો આ જગતમાં રહીએ ત્યાં સુધી મરજી મુજબ ખાઇ પીને સ્ત્રી સેવનાદિકથી આનંદ ભોગવવો તેજ છે અને દુઃખ લેઠવું એજ નર્ક છે; માટે જીવતાં સુધી સુખમાં રહેવું, દેવું કરીને પણ મિષ્ટાન્ન જમવાં, તથા પોતાને આનંદ થાય તેમ વર્તવું. વર્ણાશ્રમાદિ ક્રિયાઓ કાંઇ ફળ આપનારી નથી; અગ્નિહોત્ર, ત્રીદંડ સંન્યાસ, ભસ્મ લેપન વિગેરે કર્માદિ ક્રિયાઓ બુદ્ધિ અને પરાક્રમ વગરના લોકોએ ઉપજીવિકા માટે ઉભા કર્યા છે ! આ લોકમાં દાન કરવાથી સ્વર્ગમાં રહેલાઓ જો તૃપ્ત થતા હોય તો મહેલની અગાસી ઉપરનાને કેમ આપી શકાતું નથી ? આ દેહમાંથી નીકળેલો જીવ જો પરલોકમાં જતો હોય તો સગાં વહાલાંના સ્નેહથી પીડાઇને તે કેમ પાછો આવતો નથી ? માટે મરેલાની પ્રેતક્રિયા વિગેરે કાર્યો બ્રાહ્મણોએ પેટ ભરવા માટેજ કર્યાં છે, બીજું કાંઇ નથી. અશ્વનું લિંગ યજમાન પત્નિએ

હાથમાં લેવું, માંસાદિનું સેવન કરવું વિગેરે અગ્રાહ્ય વાતો તેમાં હોવાથી **'वेदस्य कर्त्तारश्चंडमुंड निशाचराः'** [1]વેદના કર્ત્તા ઠગ અને નિશાચર હોવા જોઇએ. માટે સર્વ મનુષ્યે અત્રે આ લોકાયતિક ધર્મ પાળવો એજ ઇષ્ટ છે." વિગેરે જણાવી ધર્મકર્માદિથી તદન વિરૂદ્ધ સ્વેચ્છાચારને ઉત્તેજક બોધ આપી પોતાના ધર્મનો ફેલાવો કરવા પ્રયત્ન કરવા માંડયો. આ સમયજ એવો હતો કે સર્વને અનુકુળ પડે તેવા સરળ ધર્મની જરૂર હતી, પરંતુ ચીરકાળથી પુનર્જન્મ અને મોક્ષની ભાવનામાં ઉછરેલી આસ્તિક આર્ય પ્રજાને આ ધર્મ યોગ્ય લાગ્યોજ નહિ. કેટલાક સ્વેચ્છાચારી અનિતિપ્રિય માણસો સિવાય તેમના ધર્મમાં વધુ લોકો દાખલ થયા નહોતા, જે થોડા ઘણા દાખલ થયા હતા તેમનામાં પણ ચાર્વાકના મરણ ( ઇ. સ. પૂ. ૨૩૭૩ ) પછી (૧) દેહનેજ પરમેશ્વર માનવાવાળા (૨) ઇંદ્રિયોનેજ પરમેશ્વર માનવાવાળા (૩) પ્રાણ-વાયુનેજ પરમેશ્વર માનવાવાળા અને (૪) મનનેજ પરમેશ્વર માનવા-વાળા, એવા ચાર મતપંથ પડયા હતા. આ ધર્મમાં ચાર્વાકના પછી થોડા વરસે ક્ષપણક નામે એક આચાર્ય થયો હતો, તેણે પણ આ ધર્મના પ્રચાર માટે પ્રયત્ન કર્યો હતો. પરંતુ આ ધર્મમાં સામાન્ય લોકને ધર્મ ભાવનામાં ઉત્સાહ થાય તેવી કોઇ પ્રકારની યોજના કે ધર્મ ગ્રંથ હતા નહિ તેથી જે કાંઇ થોડા ઘણા લોકો ચાર્વાક વિગેરેના સમયમાં દાખલ થયા હતા તેમના વંશજો સિવાય અન્ય લોક એ ધર્મમાં ભળ્યા નહિ અને તેથી બ્રાહ્મણ ધર્મનું પ્રાબલ્ય જેવું ને તેવુંજ કાયમ રહેવા પામ્યું હતું.

શિવ ધર્મવાળાઓએ આ ધર્મવાળાઓ ઉપર સખ્ત મારો ચલાવી તેમનાં ત્રણ પુરનો નાશ કર્યો હતો અને તેથી આ મત માનનારાઓનો નાશ થઇ ગયાનું કહેવાય છે, પણ તેમ થયું નહોતુ. ઇ૦ સ૦ ના ૮ મા સૈકામાં પણ એ ધર્મ માનનારાઓનું અસ્તિત્વ હતું એમ શંકર-દિગ્વિજય ઉપરથી જણાય છે. હાલમાં તો આ ધર્મ માનનારાઓની સંખ્યા ઘણીજ જુજ એટલે નહિ જેવીજ છે.

---

૧. રૂગ્વેદના ૧૦ મા મંડલમાં जर्भरी અને तुर्फरी શબ્દ આવે છે. जर्भरी નો અર્થ ભરણ કરનાર અને तुर्फरी નો અર્થ શત્રુને મારનાર થાય છે. આ શબ્દોનો ઉચ્ચાર યાવનિક ભાષા જેવો સાંભળીને તથા યજ્ઞમાં પશુ હોમવાનું વેદમાં છે, એવું તે વખતના બ્રાહ્મણો કહેતા હોવાથી ચાર્વાકે એવી ટીકા કરી હતી ! આ ઉપરથી તે વેદના સત્યાર્થથી અજ્ઞાત હોવાનું જણાય છે.

## જૈન ધર્મ.

જૈન ધર્મના ગ્રંથો ઉપરથી એ ધર્મ ઘણો પુરાણો એટલે વેદ-કાળમાંજ સ્થાપન થયાનું જણાય છે. આદ્ય પુરૂષ મનુ ભગવાનના સ્વયંભુ વંશના પ્રિયવ્રત કુળોત્પન્ન નાભિ નામે રાજર્ષિની મરૂદેવી નામે સ્રીથી ઉત્પન્ન થયેલ ઋષભદેવ ( આદિનાથ ) તેમના પહેલા તિર્થંકરથી એ ધર્મની ઉત્પત્તિ તેઓ માને છે, પરંતુ આર્ષ ગ્રંથો ઉપરથી તેને કાંઈ ટેકો મળતો નથી. તે ઉપરથી એવું અનુમાન થાય છે કે જૈન ગ્રંથોમાં " જગતનો કર્ત્તા કોઇ ઇશ્વર નથી, પણ જેઓ મુક્ત થયા છે તેજ અષ્ટાદશ દૂષણ રહિત ઇશ્વર છે. " એવું લખેલું છે, તેથી તેમની માન્યતા પ્રમાણે જેટલા [1]અષ્ટાદશ દૂષણ રહિત તેમને માલુમ પડયા તેટલાઓને તિર્થંકર ગણી તેઓ જૈન ધર્મના હતા એમ ગોઠવવા તેઓએ પ્રયાસ કરેલો હોય એમ જણાય છે. કદાચ આદિનાથને જૈન ધર્મના સ્થાપક માનીએ તો, એટલું સ્વિકારવું પડશે કે વેદકાળમાં આર્યાવૃત્તના રાજાઓ તથા પ્રજા વર્ગ વિદ્વાન અને વિચારવાન હોવાથી તેમણે છેલ્લા તિર્થંકર મહાવિર સ્વામિના સમય સુધી તો આ ધર્મનું માથું ઉંચું થવા દીધું નહિ હોય; તેથી તે પ્રકાશમાં આવેલો નહિ અને ફેલાયલો પણ નહિ. જૈન ધર્મના ગ્રંથોમાંથી એવી પણ નોંધ મળી આવે છે કે મૂળવેદ જુદાજ હતા પણ બ્રાહ્મણોએ સ્વાર્થ સિદ્ધિ માટે[2] નવા વેદ ઉત્પન્ન કરી હિંસા વિગેરે પશુવૃત્તિ રૂપ વિધાનો ફેલાવ્યાં હતાં.

યુદ્ધિષ્ઠિર શક ૧૪૪૫ ( ઇ. સ. પૃ. ૧૬૫૫ ) માં બહાર પ્રાંતના પટણા શહેરમાં જન્મેલા ઠોકવેંક નામે રાજાએ ઋષભદેવની અંતર્નિષ્ઠતા સંપાદન ન કરતાં માત્ર તેમનો બ્રાહ્યાચાર જોઇ, બ્રહ્મ કર્મનો ત્યાગ કરી દીક્ષા લેઇ તે વખતે પ્રચલિત બ્રાહ્મણ ધર્મની યજ્ઞાદિક ક્રિયાઓ વખતે થતી હિંસા અને શ્રાદ્ધ તર્પણાદિ ઉપર ચાર્વાકની પેઠે

---

૧. જૈનદત્તસુરીના મત પ્રમાણે—જેનામાં બળ, ભોગ, ઉપભોગ, દાન અને પ્રતિગ્રહ એ પાંચ અંતરાય; તથા નિંદ્રા, ભય, અજ્ઞાન, જુગુપ્સા, હિંસા, રતિ, અરતિ, રાગ, દ્વેષ, અવિરતિ, સ્મર ( કામ ), શોક, અને મિથ્યાત્વ એ અષ્ટાદશ દોષ નથી તે જિનદેવ અથવા ગુરૂ કહેવાય, અને તેજ તત્વજ્ઞાનના ઉપદેશક અને તિર્થંકર છે.

૨. જૈની આત્મારામ પણ લખે છે કે જૂના ચાર વેદ જૈન ધર્મને માન્ય હતા, પરંતુ તેમાં જ્યારથી બ્રાહ્મણોએ ધાલમેલ કીધી ત્યારથી મુકી દીધા.

આક્ષેપો કરી તેમણે જૈન ધર્મને પ્રકાશમાં આણ્યો; તેથી જ તેમને જૈનાચાર્ય કહેવામાં આવે છે. મતલબ કે અરિહંતથી જ જૈન ધર્મની સ્થાપના માનવી એ યોગ્ય છે.

ચાર્વાક ધર્મ સ્વેચ્છાચારને પુષ્ટિ આપનારો હોવાથી અનિતિનો વધારો થયેલો જોઇને લોકરૂચિને અનુકુળ થાય તેવા નિયમો અરિહંતે રચી બ્રાહ્મણ ધર્મથી પ્રસરેલી હિંસા વિગેરેનો અટકાવ કરવા સારૂ એવો સિદ્ધાંત ઠરાવ્યો કે " અનાદિ સિદ્ધ દ્રવ્ય શક્તિ, પદાર્થોનો સ્વભાવ જડ ચેતનાદિ બનાવે છે; અને કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષકાર એ પાંચ ઉપાદાન મળવાથી વસ્તુમાત્ર બનતી જાય છે. જગતનો કર્ત્તા કોઇ ઇશ્વર સિદ્ધ થઈ શકતો નથી, જેઓ અષ્ટાદશ દૂષણ રહિત મુક્ત થઇ ગયા છે તેજ ઇશ્વર–જિન–તિર્થંકર છે. આત્મા ચૈતન્યમય, જ્ઞાન સ્વરૂપ, કર્મ ભોગવનાર, જન્માદિ લેનાર અને મોક્ષનો અધિકારી એવો નિત્યરૂપ જીવ પદાર્થ માનવો; બીજા પદાર્થ જીવથી વિપરિત ધર્મવાળા જડ રૂપ–અજીવ માનવા. જીવ અજીવ બંને અનંત છે. જીવ જે શરીરમાં જાય તે શરીર જેવડો થઈ શકવા સમર્થ છે. જેવું કરે તેવું ભોગવે માટે મોક્ષની ઇચ્છાવાળાએ સત્કર્મ કરવાં જોઇએ અને હિંસાદિથી દૂર રહેવું જોઇએ. **अहिंसा परमोधर्म** છે માટે મન, વાણી અને કર્મે કરીને કોઇ પણ જીવને દુઃખ દેવું નહિ; સદાચાર પાળવો, પારકી વસ્તુ અધિકાર વગર લેવી નહિ, બ્રહ્મચર્ય પાળવું અને કોઈનું પણ દાન લેવું નહિ. આ પાંચ નિયમો તો દરેક જૈને પાળવા જોઇએ. તેથી મોક્ષ પમાય છે. મનને વિષય વાસનાથી અટકાવવા માટે વ્રત, ઉપવાસ અને તપ વિગેરે કષ્ટકારક સાધનો કરવાં. "

ઉપર મુજબ ધર્મ સિદ્ધાંત ઠરાવી ઉપદેશ આપવાનું શરૂ કર્યું, અને થોડે થોડે પ્રચાર વધતાં કેટલાએક આર્યો–બ્રાહ્મણ ધર્મ માનનારાઓ–આ ધર્મમાં દાખલ થવા લાગ્યા. પછી તેમણે ધર્મ સંબંધી કેટલાએક ગ્રંથો લખ્યા અને ઠેકઠેકાણે મઠ સ્થાપી તે મારફતે લોકોને જૈન ધર્મનો ઉપદેશ કરવાની ગોઠવણ કરી, જેથી આ ધર્મ માનનારાઓની દિન પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. અરિહંત યુ. સ. ૧૫૩૩ ( ઇ. સ. પૂ. ૧૫૬૭ ) માં નિર્વાણ પામ્યા. તેમના પછી સંભવ, અભિનંદન, સુમતિ, પ્રભુ, સુપ્રાશ્વ, ચંદ્રપ્રભુ, પુષ્પદંત, સિતાલ, શ્રેયાંશ, વસુપુજય, વિમલ, અનંત, ધર્મ, તંતીશાન્તિ, કુંથું, અર, માલી, મણિ-

સવૃત, નમી, [1]નેમીનાથ, પ્રાશ્વનાથ, એટલા તિર્થંકર થઈ ગયા. તે સર્વેએ પોતપોતાની શક્તિ મુજબ ઉપદેશાદિથી જૈન ધર્મનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યા હતા. એટલામાં જ ઈ. સ. પૂ. પાંચમા શતકમાં બૌદ્ધ ધર્મ સ્થાપન થતાં આ ધર્મની વૃદ્ધિ થતી અટકી; પરંતુ થોડા જ સમય પછી જૈન ધર્મના છેલ્લા તિર્થંકર મહાવિર સ્વામિએ બૌદ્ધ ધર્મના આચાર્ય સાથે વાદવિવાદ કરી તેનો પરાજય કરી જૈન ધર્મની ફરીથી પ્રાણ પ્રતિષ્ઠા કરી હતી.

મહાવિર સ્વામિનો જન્મ ઇ. સ. પૂ. ૫૮૨ માં ક્ષત્રીકુંડ નગરીમાં ઇક્ષ્વાકુ વંશના સીદ્ધાર્થ રાજાની ત્રીશાળા નામની રાણીને પેટે થયો હતો, તેમનું પ્રથમ નામ વર્દ્ધમાન હતું, અને સમવીર નગરના રાજાની પુત્રી યશોદા સાથે પરણ્યા હતા. તેમને પ્રિયદર્શના નામની એક પુત્રી થયા પછી ૩૦ વરસની ઉમ્મરે પોતાના મ્હોટા ભાઇને કુટુંબભાર સોંપી સંન્યાસ ગૃહણ કર્યો હતો. બાર વરસ તપશ્ચર્યા કરીને ૩૦ વર્ષ ધર્મોપદેશ આપવાનું કામ કર્યું હતું. તેઓ જણાવતા હતા કે "ઇંદ્રિયો નાશ થવાથી તેનું જ્ઞાન નાશ થતું નથી, કર્મની સત્તા જરૂર માનવી પડશે, કારણ કે પાપ પુણ્યની ઉત્પત્તિ જોવામાં આવે છે. પાપપુણ્યાદિ કર્મફળ, પાપપુણ્યાદિ કમનો આધાર, સ્વરૂપ જીવ, પદાર્થ એ વર્તમાન છે. પાપપુણ્યનું ફળ ભોગવવું પડે છે. પરલોક છે. સંસારની માયાજાળમાં ફસાયાથી જીવ પાપપંકમાં પડી અધોગતિ પામે છે, માટે પોતાની ઉન્નતિની આશા રાખનારાઓએ વિવેક શક્તિથી વિચાર કરીને કર્મના ફળાફળને સમજી લેઈ સત્કર્મ કરવાં અને જૈન ધર્મનાં જે ધર્મતત્વો અરિહંત પ્રભુએ જણાવ્યાં છે તે પ્રમાણે ચાલવું. ॐકારનો મંત્ર તેમણે કાયમ રાખ્યો છે, અને તેને મળતો નવકારનો મંત્ર પણ પ્રસિદ્ધ કર્યો છે. ઉપલાં ધમતત્વ વેદધર્મને ઘણે ભાગે મળતાંજ છે,

---

૧ નેમીનાથ એ યાદવકુળના શ્રી કૃષ્ણચંદ્રના કાકા સમુદ્રવિજયના પુત્ર હતા એવું જૈન પુસ્તકોમાં લખેલું છે. પણ પુરાણ વિગેરે બીજા હિંદુ ધર્મના કોઇ પણ પુસ્તકમાં તેવી નોંધ મળતી નથી. નેમીનાથ ઇ. સ. પૂ. ૧૧૨૦ માં હતા એવું કર્નલ ટોડને એક શિલાલેખ મળેલો તે ઉપરથી સિદ્ધ થયેલું છે, અને શ્રી કૃષ્ણચંદ્ર તો ઈ. સ. પૂ. ૩૨ મા શતકમાં હતા; તે ઉપરથી ખુલ્લું છે કે શ્રી કૃષ્ણચંદ્રના તેમને ભાઇ ગણવામાં આવ્યા છે તે હિંદુલોકો જેને વિષ્ણુનો અવતાર માને છે તે યાદવકુળના શ્રી કૃષ્ણચંદ્ર નહિ પણ બીજો કોઈ શ્રીકૃષ્ણ હશે.

પરંતુ કર્મફળપ્રદાતા અને જગતનું નિત્ય મૂળ કારણ જે ઇશ્વર તેનો તેમણે સ્વિકાર કર્યો નથી, માટે બ્રાહ્મણ ધર્મવાળા આ ધર્મને પણ નિરેશ્વરવાદી ગણે છે.

આ ધર્મવાળા પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ ત્રણ પ્રમાણ માને છે; પણ શબ્દ પ્રમાણમાં વેદ નહિ પણ તેમનાં પોતાનાં આગમ માને છે. આ આગમ સર્વજ્ઞના શબ્દ છે અને મનુષ્ય [1]સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક ચારિત્રથી આવરણનો ક્ષય કરી સર્વજ્ઞ થઈ શકે છે. આ ધર્મમાં મૂખ્ય બે તત્વ ગણેલાં છે, જીવ અને અજીવ. અને તે બેને અનાદિ અને અનંત માને છે. કેટલાએક પદાર્થની વ્યવસ્થા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ પ્રકારે કરે છે. આ ધર્મવાળાઓની જાણવા જેવી પ્રક્રિયા [2]સપ્ત ભંગીનય છે અને આ સપ્ત ભંગીઓનો સ્વિકાર કરવાથી તેઓ સ્યાદ્વાદીઓ કહેવાય છે. જે જૈનો સંસાર ત્યાગ કરે છે તે યતિ કહેવાય છે અને જેઓ ગૃહસ્થાશ્રમમાં રહે છે તે શ્રાવક કહેવાય છે.

મહાવિર સ્વામિના સમયમાં એક બાજુએ બૌદ્ધ ધર્મનો પ્રચાર જોશબંધ ચાલતો હતો અને બીજી બાજુએ વેદધર્મ—બ્રાહ્મણોનો ધર્મ—ચાલતો હતો, તેથી તેમણે સ્થળે સ્થળે ફરીને લોકોને ઉપદેશ આપી પોતાના ધર્મના અનુયાયી બનાવવા અથાગ પ્રયત્ન કરવા માંડયો હતો. શરૂઆતમાં તેમણે ગોશળ નામના ચંચળ અને વાદવિવાદમાં પ્રવિણ માણસને પક્ષમાં લેઇ તેને શ્રાસ્વતી તથા વૈશાલીમાં ઉપદેશ કરવા મોકલ્યો, ત્યાં જઇ તેણે અજ્ઞાન લોકોને સમજાવી જૈન મતાનુયાયી કર્યા. પછી મહાવીર સ્વામિએ કશાંબી વિગેરે સ્થળે ફરી ઉપદેશ કરી પોતાના

---

૧ જીનોક્ત તત્વમાં રૂચિ તે સમ્યગ્દર્શન, જે સ્વભાવાદિથી જીવ વિગેરે પદાર્થ વ્યવસ્થિત છે તે સ્વભાવથી મોહ અને સંશયરહિત જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન; તે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય, અને કેવળ એ પાંચ પ્રકારનું છે. સંસાર કર્મનો ઉચ્છેદ કરવાને ઉદ્યત, શ્રદ્ધાવાળા અને જ્ઞાનવાળા પુરૂષને પાપ પ્રતિ ગમન કરાવનાર કરણરૂપ ક્રિયાની નિવૃત્તિ તે સમ્યક્ ચારિત્ર; નિંદ યોગોનો સર્વથા ત્યાગ તે ચારિત્ર; તે અહિંસા, સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ પ્રકારનું છે.

૨ સાત એકાંત ભંગનો સમાહાર તે સપ્તભંગી, સપ્તભંગીનો નય તે સપ્તભંગીનય.

અનુયાયીઓ વધારવા પ્રયત્ન કરવા માંડયો. કેટલાએક બ્રાહ્મણો પણ તેમના ઉપદેશથી તેમના મતમાં દાખલ થયા જે ગણાધિપ અને ગણ-ધર નામથી પ્રસિદ્ધ છે.

આ ધર્મનું મુખ્ય સુત્ર **अहिंसा परमो धर्म** છે, અને તે સંબં-ધમાં તેમણે બહુજ સૂક્ષ્મ વિચાર કરેલા છે. મહાવિર સ્વામિના નિર્વાણ પછી તેમના મતના પંડિતોએ યોગ, પ્રાણાયામ, વિગેરે તત્વજ્ઞાનનાં પુસ્તકો ઉપર સારો વિચાર કર્યો છે એટલુંજ નહિ પણ ન્યાય, વ્યાક-રણ, કોશ અને સાહિત્યના વિષયમાં ઘણું લક્ષ આપેલું છે.

મહાવિર સ્વામિના નિર્વાણ પછી આ ધર્મમાં મતભેદ થતાં ઘણા પંથ અને સંપ્રદાય થયા છે. મહાવિર સ્વામિના પછી આઠ જુદા જુદા મતભેદ થયા તે પ્રત્યેકને નિન્હવ કહે છે. આઠમા નિન્હવ બોટિક શિવ-ભૂતિ મહાવીર સંવત ૬૦૯ માં થયો તેણે દિગંબર મત ચલાવ્યો, તે પહેલાં બધા શ્વેતાંબર હતા એવું શ્વેતાંબરો કહે છે; દિગંબરો પોતાનો મત પ્રાચિન જણાવે છે અને મહાવિર પણ દિગંબર હતા એમ બતાવે છે. ખરૂં જોતાં આ ભેદ મૂર્તિપૂજા ઉપરથીજ પડેલા જણાય છે. આ ધર્મવાળા તીર્થંકરનેજ ઇશ્વર માને છે અને એવા ૨૪ તિર્થંકર-તેમના થઇ ગયા છે. ધર્મ ઉપર લોકોની વધુ આસ્થા બેસે તે સારૂ મહાવિર સ્વામીના નિર્વાણ પછી તેમના શિષ્યોએ તેમની મૂર્તિઓ કરી તેમને પરમેશ્વર તરીકે પુંજવાનો પ્રચાર કર્યો હતો. આ મૂર્તિઓના શણગારની બાબતમાં મતભેદ થતાં શ્વેતાંબર અને દિગંબર એવા બે સંપ્રદાય ઉભા થયા હતા.

શ્વેતાંબર જૈન સાધુઓ રજોહરણ રાખનાર, ભિક્ષા ઉપર વૃત્તિ ચલાવનાર, કેશને તોડી નાંખનાર, ક્ષમાશીલ અને નિઃસંગ છે. કમંડલુ રાખે છે, અને શ્વેત કપડાં પહેરે છે. દિગંબર સાધુઓ કેશ તોડી નાખે છે, હાથમાં પીંછી રાખે છે, પાત્રને ઠેકાણે હાથને કામમાં લે છે, ભીક્ષા આપનારના ઘરમાં ઉભા ઉભા ખાય છે, અને કહેવામાં આવે છે કે ખાતી વખતે પોતાનાં વસ્ત્ર વેગળાં મુકે છે અને વો'રતી વખતે ઉપરનું વસ્ત્ર આઘું કરે છે. આચાર પાળવે બહુ તિવ્ર કષ્ટ ભોગવે છે, બૌદ્ધને માને છે પણ અરિહંતને માનતા નથી. અને રંગેલાં કપડાં પહેરે છે.

શ્વેતાંબરો સૂવર્ણ રત્નાદિ અલંકારથી તિર્થંકરની મૂર્તિઓને શોભાવે છે, પણ દિગંબરો કાંઈ તે પ્રમાણે કરતા નથી. શ્વેતાંબરો બાર

સ્વર્ગ અને ૬૪ ઇંદ્રને માને છે અને દિગંબરો ૧૬ સ્વર્ગ અને ૧૦૦ ઇંદ્રને માને છે. શ્વેતાંબરો અંગ (શાસ્ત્રો) તીર્થંકરના સાક્ષાત શિષ્યોનાં રચેલાં છે એમ માને છે અને દીગંબરો તે પછીના આચાર્યોનાં લખેલાં કહે છે. શ્વેતાંબરો સ્રીને મોક્ષપ્રાપ્તિ થાય છે એમ માને છે અને દિગંબરો તેમ માનતા નથી.

આ બંને વર્ગમાં મળીને સાતસો ભેદ છે અને તેમાં મુખ્ય ૮૪ છે, તે દરેકને ગચ્છ કહે છે. વારંવાર જૈન સાધુઓએ ધર્મોપદેશ કરતા રહેવાની મહાવિર સ્વામિએ બાંધેલી પ્રનાળીથી તથા મૂર્તિપુજાદિથી મોક્ષ મળશે એવી ભાવનાને લીધે આ ધર્મ વધુ ફેલાયો અને ઈ. સ. ના ૩ જા તથા ૪ થા સૈકામાં તે પૂર્ણ ઉન્નત સ્થિતિમાં હતો પણ પાછળથી પુરાણો થતાં આ ધર્મ વધુ ફેલાતો અટક્યો હતો, તો પણ ઇ. સ. ના ૧૨ મા સૈકામાં કુમારપાળ રાજાએ તેને સારો આશરો આપ્યો હતો. પછીથી એ ધર્મની વૃદ્ધિ થતી અટકી. અમદાવાદના લુંપક નામના લેખકે સંવત ૧૫૦૮ માં જુદા પડીને મૂર્તિપુજા, જપ, કથા, વાર્તા, વિગેરે માનવાં નહિ એમ ઠરાવો લીંબડીમાં સંવત ૧૫૩૪ માં સ્થાનકવાસી નામે પંથ ચલાવ્યો. સંવત ૧૭૦૯ માં સુરતના વોરા લવજીએ છુટા પડીને મોંઢે પાટી બાંધવાનું ઠરાવી નવો માર્ગ ચલાવ્યો. વિક્રમના ૧૮ મા સૈકામાં ધર્મદાસ નામના છીંપાએ[1] ઢુંઢીયો પંથ કાઢયો એમાં પણ તેરાપંથી અને વીશાપંથી એવા ભેદ છે. ઢુંઢીયા પુંજા, વખાણ, વિગેરે બાહ્યોપચારને બહુ માનતા નથી, પણ હિંસા ધર્મ માટે સખ્ત આચાર પાળે છે, અને ગુરૂ તથા પુંજાને માનતા નથી. આવી રીતે જૈન ધર્મમાં પણ મતભેદથી અનેક પેટા પંથો ઉદ્‌ભવેલા છે. સર્વ પંથનો આશય **अहिंसा परमोधर्म** એ સુત્ર જેમ બને તેમ સારી રીતે પાળી શકાય એમ કરવાનો છે. આ ધર્મવાળા પુનર્જન્મ માને છે, બ્રહ્મચય પાળવાનું શ્રેષ્ટ ગણે છે,[2] જાતિભેદ માનતા નથી—હાલમાં તો તેમનામાં

---

૧ આ પંથના સાધુઓ રાત્રી દિવસ મ્હોં બાંધી રાખે છે અને વગર ખટકે પેશાબ વાપરે છે. દિશાએ જઇ હાથ પણ પેશાબથી ધુવે છે! પાંચ સાત દિવસમાં એકજ વખત સ્નાન કરે છે. ઝાડે ગયા બાદ જીવ હિંસા બચાવવા માટે નર્કને પણ ચુંથી ચુંથી માટી સાથે મેળવી દે છે.

૨ મૂળથીજ આ ધર્મમાં જાતિભેદ નથી. મહાવિર સ્વામીએ અનેક જુદી જુદી જાતના માણસોને જૈન ધર્મમાં દાખલ કર્યા હતા અને જાતિભેદ ન રાખવો

પણુ જાતિ ભેદ દષ્ટિગોચર થાય છે. કપાળમાં ચંદનનો પીળો ચાંલ્લો કરે છે, આ ધર્મ માનનારાઓની સંખ્યા ૧૬ લાખ જેટલી છે અને તેમનો મોટો ભાગ વહેપારી તથા શ્રીમંત છે. આ ધર્મમાં પુસ્તક ભંડાર સારો છે. ગીરનાર, અષ્ટાપદ, પાવાપુરી, ચંપાપુરી, પાલીતાણા, આબુ અને સમેત શિખર એ તેમનાં સાત મુખ્ય તિર્થ સ્થાનો છે.

આ ધર્મની બ્રાહ્મણ ધર્મ ઉપર ઘણી અસરો થઇ છે. ૨૪ તિર્થંકરોની પેઠે વિષ્ણુ ના ૨૪ અવતાર ઠરાવી મૂર્તિ પુજાનો વિધિ શરૂ કરવો પડયો, તેમના સાત તિર્થ સ્થળને પેઠે સાત પુરી તેમણે ઠરાવી દીધી અને તેને ટેકો આપવા માટે પુરાણો રચી તેનાં ચિત્તાકર્ષક મહાત્મો લખ્યાં. યજ્ઞમાં પશુનો હોમ થતો બંધ કરવાની ફરજ પડી અને **અહિંસા પરમોધર્મ** સ્વિકારવું પડયું. સાધુ નામધારીને દાન આપવાની પ્રણાલીકા શરૂ થઇ. સર્વે વર્ણના મનુષ્યને સાધુ થવાની છુટ થઇ. મૂર્તિ પુંજા અને ઉપવાસાદિ કષ્ટકારક વ્રતો જે હાલ હિંદુઓમાં જોવામાં આવે છે, તે આ ધર્મનીજ અસર છે.

## બૌદ્ધ ધર્મ.

વેદનું સત્ય સ્વરૂપ પલટાવી દેઇ બ્રાહ્મણોએ જે જબરી સત્તા જમાવી હતી, તેને તોડવા માટે પ્રથમ ચાર્વાકે અને પછી જૈન ધર્મવાળાઓએ ઘણા પ્રયત્ન કર્યા હતા. પરંતુ ચાર્વાક ધર્મનાં સ્વેચ્છાચારે વર્તવાનો અને ઈશ્વર નથી એવાં તત્વ જનસમાજને યોગ્ય લાગ્યાં નહિ તેમ જૈન મતની તપ, ઉપવાસ, વિગેરે કાયાકષ્ટની કઠિણ નિતિ સખ્ત હોવાથી બ્રાહ્મણ ધર્મ માનનારાઓમાં ઘણા માણસો તેમાં દાખલ

---

એવો બોધ પણ કર્યો હતો. હિંદુધર્મ વર્ણવ્યવસ્થા કલ્પદ્રુમ નામના હિંદી પુસ્તકમાં જણાવેલું છે કે “ રત્નપ્રભુસુરીએ વિ. સં. ૨૨૨ ના અરસામાં અનેક ચમત્કારો મહારાજા ઉપલદેવજીને દેખાડવાથી હજારો નીચ જાતિના લોકો જૈન ધર્મી થયા, અને તે હજારો જાતિ ઓસવાળ નામથી ઓળખાય છે. તેમનામાં છાજીયા, ચુરેલીયા, કુકરા, સીંગી, દુધેરીઆ, ધપખ્યા વિગેરે ૮૪ ગોત્ર છે. તેનો અર્થ કરીએ તો છાજીયા એટલે સુપડાં બનાવનાર, ચુરેલીયા એટલે ચોરીઓ કરનાર કુકરા એટલે કુતરાં પાળનાર, સીંગી એટલે શીંગડાંના વેહેપારી, દુધેરીઆ એટલે દુધ વેચનારા એમ અનેક જાતિઓનું મિશ્રણ એ ઓસવાળ જાતિ છે. મતલબ કે જૈન ધર્મમાં જાતિ ભેદ નથી, પરંતુ હિંદુઓના દેખાદેખી તેઓમાં પણ જાતિ ભેદ દાખલ થયો છે ! ! !

થયા નહોતા. જેના પરિણામે બ્રાહ્મણ ધર્મનું જોર અન્ય ધર્મવાળા કરતાં વિશેષ જ રહેવા પામ્યું હતું. પણ બૌદ્ધ ધર્મથી તે ધર્મને સખ્ત ફટકો પડયો; તે એટલે સુધી કે બ્રાહ્મણ ધર્મ તુટવાની અણી પર આવી ગયો હતો ।.

ઇ. સ. પૂ. ૬૨૩ માં કપિલવસ્તુના રાજા શુદ્ધોદનને ત્યાં ગૌતમ નામનો બુદ્ધિશાળી પુત્ર પેદા થયો, તે નહાનપણથી જ વિચારશીલ સ્વભાવનો હતો. એક વખતે કેટલાક દુઃખી, વ્યાધિગ્રસ્ત ભિક્ષુકો દષ્ટિએ પડવાથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેથી તે પોતાની ૩૦ વર્ષની ભરયુવાન અવસ્થામાં પોતાના પિતા, માતા, પત્નિ અને ન્હાનો બાળક છોડી વનમાં જતો રહ્યો, અને સંન્યાસ ગ્રહણ કરી તે વખતના પ્રચલિત ધર્મોનો અભ્યાસ કરી છ વરસ સુધી તપ કર્યું, પણ તેથી તેને શાંતિ થઇ નહિ. તેને એવો વિચાર સુઝયો કે આમ કાયા કષ્ટથી મુક્તિ મળે નહિ; પરંતુ નિતિમાન, પવિત્ર અને ચોખ્ખી જીંદગી ગાળી પ્રાણિમાત્રની ઉપર દયા રાખી તેમનું ભલું કરવાથી જ મુક્તિ મળે. તેથી તેણે કાશીમાં આવી ઉપદેશ કરવા માંડયો કે " જે લોકો નિષ્કલંક અને પવિત્ર જીંદગી ગાળે છે, સાચું બોલે છે, અને પાપ કરતા નથી; તેમનામાં કોઇ ઉચ્ચ નીચ નથી. સઘળાં મનુષ્ય સરખાં છે માટે વર્ણભેદ નકામો છે. આ ભવમાં અને હવે પછીના ભવમાં માણસની સ્થિતિનો આધાર તેનાં કૃત્યો ઉપર છે. પાપાચારનું ફળ દુઃખ અને સત્કર્મનું ફળ શાંતિ તથા સુખ છે. પુનર્જન્મ છે. શાંતિ સુખ મેળવવા માટે સત્કર્મ કરવાં જોઇએ. દેવોને યજ્ઞો વડે સંતોષવાથી પાપ નાશ પામતું નથી, ધર્મગુરૂઓની યાચનાથી કોઇનું ભલું થતું નથી, માણસ જેવું કરે છે તેવું ભોગવે છે માટે યજ્ઞો કરી હિંસા કરવી તે નિરર્થક અને પાપરૂપ છે. જે માણસ પાપ કર્મ કદાપિ કરતો નથી અને સારાં કૃત્યો કરી લોકોનું ભલું કરવામાંજ મચ્યો રહે છે તેને મોક્ષ એટલે નિર્વાણ મળે છે. વિગેરે " આ પ્રમાણે તેના ઉપદેશમાં સમાયલી સમાન ભાવના, સર્વને સરખા અધિકાર, કર્મધર્મની કડાકુટ વગરનો ફક્ત દયાને શિરોમણી ગણી તૃષ્ણાનો ભંગ માની સદાચારથી વર્તવાનો બોધ; ગરીબ અને તવંગર, ઉચ્ચ અને નીચ, તથા સઘળી વર્ણના સ્ત્રી પુરૂષોને યથાર્થ લાગ્યો તેથી તેઓ બૌદ્ધ ધર્મમાં દાખલ થવા લાગ્યા.

ધીમે બ્રાહ્મણધર્મ માનનાર લાખો લોકો અને રાજા મહારાજાઓ

પણ આ ધર્મમાં દાખલ થયા અને ઈ. સ. પૂ. ૫૪૩ માં ગૌત્તમ બુદ્ધ નિર્વાણ પામ્યાં તે વખતે આ ધર્મના અનુયાયીઓની મહાન સંખ્યા હતી.

જે માણસોને દુનિઆના પ્રપંચોથી દુર રહી પવિત્ર જીંદગી ગાળી શાંતિ મેળવવાની ઇચ્છા થઈ હતી તેઓને ગૌત્તમ બુધ્ધે સાધુ અને સાધ્વિના પવિત્ર વર્ગમાં દાખલ કર્યા હતા. તેઓ માથાં મુડાવતા, પીળાં વસ્ત્ર પહેરતા અને ભિક્ષા વડે ગુજરાન નીભાવતા. તેમને રહેવા માટે વિહાર (મઠ) સ્થાપ્યા હતા. તેમાં રહી તેઓ શાંતપણે વિચાર કરતા, અધ્યયન કરતા, અને આઠમાસ ફરતા રહી જન સમાજમાં બુદ્ધના ઉપલા સિદ્ધાંતોનો ઉપદેશ કરી ધર્મપ્રચાર કરતા. ચોમાસાના ચાર માસમાં તેઓ એકજ જગ્યાએ રહી ઉપદેશ કરતા. બુદ્ધના નિર્વાણ પછી પણ તેમના શિષ્યોએ આ પ્રમાણે ધર્મ પ્રચારનું કામ શરૂ રાખ્યું હતું. ઈ. સ. પૂ. ૪૭૭ માં બૌદ્ધના ૫૦૦ શિષ્યોએ પટણામાં સભા ભરી તેમનાં વચનો અને શિક્ષણ સુત્રો એકઠાં કર્યાં હતાં. આ વખતે મગધનું રાજય ઘણું બળવાન હતું, અને ત્યાંનો રાજા પણ બૌદ્ધ ધર્માનુયાયી હતો. ઇ. સ. પૂ. ૨૬૩ માં મગધની રાજગાદી ઉપર અશોક નામે રાજા હતો તેણે આ ધર્મને રાજયધનથી મદદ આપી પોતે જાહેર રીતે બૌદ્ધધર્મ પાળવા લાગ્યો. અત્યાર સુધી બ્રાહ્મણ ધર્મ એ રાજય ધર્મ મનાતો હતો, પણ અશોકે તે ન સ્વિકારતાં બૌદ્ધધર્મને રાજયધર્મ ઠરાવ્યો. અને ધર્મના નિયમો નક્કી કરવા સારૂ તેણે ઇ. સ. પૂ. ૨૪૨ માં બૌદ્ધ સાધુઓની મોટી સભા મેળવી તેનાં પવિત્ર વચનો એકઠાં કરાવી માગધી ભાષામાં લખાવ્યાં. એટલુંજ નહિ પણ, તેના સારાંશ તરીકે ૧૪ આજ્ઞાઓ ઘડી ઠેકઠેકાણે પત્થર અને સ્થંભોમાં કોતરાવી. તથા કાશ્મિર, ટિબેટ, બ્રહ્મદેશ, દક્ષિણ, અને લંકામાં સાધુઓ મોકલી ધર્મપ્રચાર કરાવવા માંડયો. આ પ્રમાણે રાજયાશ્રય મળવાથી આ સમયમાં બૌદ્ધ ધર્મની ખરેખરી ચઢતી થઇ હતી.

મગધનું અશોકના વંશનું રાજય નબળું પડયા પછી તે આંધ્રકુળના રાજાઓના હાથમાં ગયું હતું, તે વંશમાં ૨૪ રાજા થયા હતા. તેટલો સમય બૌદ્ધ ધર્મની વૃદ્ધિ અટકી ગઇ. પરંતુ મધ્ય એશિયાના તાતાર લોકોની સિથીયન જાતિએ કાશ્મીરમાં રાજયગાદી સ્થાપી હતી તેની એક બીજી શાખા (હુણ) એ આંધ્રકુળના છેલ્લા રાજા સમુદ્રગુપ્તને હરાવી ઇ. સ. ની શરૂઆતમાં દિલ્હીમાં પણ ગાદી સ્થાપી હતી. કાશ્મી-

રની ગાદી ઉપર ઈ. સ. ૪૦ માં કનિષ્ક નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પણ બૌદ્ધ ધર્મની સભા મેળવી તે ધર્મના ઉપદેશકોને ટિબેટ વિગેરે સ્થળે ધર્મપ્રચાર માટે મોકલી ઉત્તેજન આપ્યું હતું. માળવાના પ્રખ્યાત રાજા વિર વિક્રમાદિત્યે ઈ. સ. પૂ. ૫૬ માં શક લોકો ઉપર ચઢાઇ કરી તેમને દીલ્લીમાંથી હાંકી કાઢી પોતાની રાજધાની ઉજ્જૈનમાં કાયમ રાખી હતી. તે શિવધર્મી રાજા હતો તેથી બૌદ્ધધર્મને રાજ્યાશ્રય મળતો બંધ થયો.

જૈનધર્મવાળાઓએ બૌદ્ધ ધર્મની વૃદ્ધિ થતી અટકાવવા પ્રયાસ કર્યો હતો, પરંતુ તેમાં તે જોઇએ તેવા ફાવ્યા નહોતા. અને બ્રાહ્મણધર્મ ઉપર બૌદ્ધ, જૈન અને ચાર્વાક એ ત્રણે ધર્મવાળા મારો ચલાવી રહ્યા હતા, તેમાં વળી અશોકના સમયમાં તો બૌદ્ધધર્મ રાજયધર્મ થઇ પડયો હતો તેથી તે વખતે બ્રાહ્મણધર્મ બિલકુલ ડગુમગુ સ્થિતિમાં આવી જઇ તુટી જવાની અણી ઉપર આવ્યો હતો. માટે બ્રાહ્મણ ધર્મના વિદ્વાનોએ જાગૃત થઇ શિવ અને ઋષિ પ્રણિત યોગી ધર્મ મારફતે તાર્કિક ગ્રંથો રચી તેમના સામે થવા પ્રયાસ કર્યો હતો, પરંતુ તેમાં તે ફાવી શકયા નહોતા. બૌદ્ધ ધર્મની નિતિ ઘણીજ સખ્ત હોવાથી સ્વાર્થમય બુદ્ધિના માણસોને તે કઠણ લાગતી હતી. માટે સમય સંજોગોનો વિચાર કરી જૈન ધર્મની પેઠે બ્રાહ્મણોએ મૂર્તિ પુંજા શરૂ કરી તેની ભક્તિથીજ--માત્ર નામ સ્મરણ કરવાથીજ—સર્વ દોષ કપાઇ જઇ સ્વર્ગ—મોક્ષ—મળે છે, એવા પુરાણોક્ત ધર્મનો પ્રચાર કરવા માંડયો એટલે બૌદ્ધ ધર્મના લોકો પોતાનો ધર્મ છોડી વૈષ્ણવ થવા લાગ્યા. ઇ. સ. ના ૩ જા શતકમાં વિષ્ણુ સ્વામિ નામના સંન્યાસીએ વૈષ્ણવ ધર્મ સ્થાપ્યો હતો અને ત્યાર પછી પુરાણોના આધારે અનેક પંથો હિંદુ ધર્મમાં પેદા થયા. તે દરેકમાં થોડે થોડે બૌદ્ધ ધર્મીઓ પોતાની મરજી અનુસાર દાખલ થવા લાગ્યા. અને બૌદ્ધ ધર્મની વૃદ્ધિ થતી અટકી ગઈ. ઈ. સ. ના આઠમા સૈકામાં કુમારિલ ભટના પ્રયાસથી કેટલાએક બૌદ્ધ ધર્મ તજી હિંદુઓના ચાલતા એકાદ ધર્મ પંથમાં દાખલ થઇ ગયા, જ્યારે કેટલાએક આ દેશ છોડી ચીન, ટિબેટ, બ્રહ્મદેશ, લંકા, જાપાન, વિગેરેમાં જતા રહ્યા. હજુ પણ એ દેશોમાં આ ધર્મ માનનારની સંખ્યા ઘણી છે અને પૃથ્વિ ઉપર આશરે ૪૦ કરોડ માણસો આ ધર્મના અનુયાયી છે.

પરમેશ્વરના અસ્તિત્વ માટે આ ધર્મે કાંઇ પણ વિચાર કરેલો જણાતો નથી તેથી બ્રાહ્મણ ધર્મ માનવાવાળા આ ધર્મને પણ નાસ્તિક મતમાંજ ગણે છે.

આ ધર્મમાં પણ પાછળથી પુરાણોની અસર થતાં અવતાર, મૂર્તિપુંજા, કર્મ; ધર્મ, આચાર, જપ, માળા સર્વ સારી પેઠે વધ્યાં હતાં અને કેટલાંક કુતર્ક વાક્યો પણ દાખલ થયાં હતાં. ઉપર ત મતભેદ થતાં [1]શુન્યવાદ, યોગાચાર, સૌત્રાંતિક અને વૈભાષિક એવા ચાર પંથ પડી ગયા. અને માંસ ભક્ષણની સ્પષ્ટ મનાઇ છતાં પણ આર્યાવૃત્તની બહાર જે દેશોમાં આ ધર્મનો ફેલાવો છે, ત્યાં એ ધર્મવાળા માંસ ભક્ષણ પણ કરે છે.

આવી રીતે આ ધર્મ આ દેશમાંથી નષ્ટ થયો ખરો, પણ ઘણી અસરો રહી ગઇ છે. સર્વને સરખો અધિકાર અને સમાન ભાવના રાખવારૂપ આ ધર્મના ઉપદેશને લીધે પ્રાચીન વર્ણ વ્યવસ્થા અવ્યવસ્થિત થઇ ગઇ, યજ્ઞાદિ ક્રિયાઓ બંધ પડી. સાધુ માત્રને દાન આપવાની પ્રનાલિકા શરૂ થઇ અને બ્રાહ્મણ સિવાયના ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર અને સ્રીઓને પણ મોક્ષનો અધિકાર છે એમ સ્પષ્ટ થઇ ગયું. ધર્મ દયાનું મૂળ છે એમ કહેવાતું હતું તે બદલાઇને [2]દયા ધર્મનું મૂળ છે એમ મનાવા લાગ્યું.

---

૧. વૈભાષિક મુખ્યત્વે કરીને અર્થને જ્ઞાનાન્વિત માને છે. સૌત્રાન્તિક બહિર અર્થ પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી એમ માને છે. યોગાચાર બુદ્ધિ આકાર સહિત છે એમ માને છે. શુન્યવાદી સઘળું શુન્ય માને છે. ચારે પ્રકારના બૌદ્ધો રાગાદિના, જ્ઞાન સંતાનના અને વાસનાના ઉચ્છેદથી મુક્તિ માને છે.

૨. अहिंसा परमोधर्म અને दयाधर्मनुं मूळ છે એ સુત્રોને જૈન તથા બૌદ્ધ ધર્મવાળાઓએ હદથી વધુ વજન આપી આર્યોના—હૃદયને હિનસત્વ, સભ્ય અને કોમળ બનાવી દેશને પરાધિનતામાં ડુબાવ્યો; એવો કેટલાએક વિદ્વાનોનો મત છે. જોકે આ માન્યતા સર્વાંશે સત્ય નથી, તોપણ એટલું તો ખરૂં છે કે આ બંને ધર્મવાળાઓએ ક્ષત્રી વર્ગને વાણિઆ બનાવ્યાથી ક્ષાત્ર તેજને થોડો ઘણો ધક્કો તો લાગ્યો હશે. બાકી ભારતની અવનતિનું ખરૂં કારણતો વર્ણાશ્રમનાં, અને તેમાં પણ વિશેષે બ્રહ્મચર્યાશ્રમનાં ધર્મ કર્મનો લોપ થયો તેજ છે.

# ઋષિ પ્રણિત–યોગી માર્ગ.

આ ઋષિ પ્રણિત યોગી માર્ગ શ્રી રામચંદ્રજીના ગુરૂ વશિષ્ટથી ચાલતો આવેલો છે, પરંતુ આ માર્ગ ઘણો કઠિણ હોવાથી તેમાં પરમહંસ અને સંન્યાસિઓ સિવાય બીજા ઝાઝા માણુસો દાખલ થઇ શકતા નહોતા, તેથી એ મત વધારે પ્રચલિત નહોતો. વેદના જ્ઞાનકાંડને મૂખ્ય ગણી વેદોક્ત ધર્મની યજ્ઞાદિ સઘળી ક્રિયાઓ કરવી, જીવ હિંસા કરવી નહિ, ગાયત્રીનો જપ કરવો, અને પ્રાણાયામાદિથી ચિત્તની શુદ્ધિ રાખી સર્વત્ર વ્યાપક અને નિરાકાર, નિરંજન, જયોતિ સ્વરૂપ ઇશ્વરમાં મન જોડવું એ આ માર્ગનો મૂખ્ય સિદ્ધાન્ત છે. મહાત્મા [1]વેદવ્યાસ પણ આ ધર્મમાં હતા. તેમણે “ આત્મા સર્વત્ર એકજ છે, વેદનો જ્ઞાનકાંડ એજ સત્ય ધર્મ છે, પૂર્ણ જયોતિ એ એક આત્મ દૃષ્ટિ છે, અવિદ્યા સંસારનું મૂળ છે, સ્ત્રી સંગ એ નર્કનું દ્વાર છે, દેવો કલ્પિત છે, સર્વ ક્રિયા મનોવિકારે ઘડી કહાડી છે, ગુરૂ આજ્ઞા એજ મહાવાકય છે, **अहं ब्रह्मास्मि** એજ તારણ મંત્ર છે, સોહં એ શબ્દ જ્ઞાનનું ઘર છે. ૐ નું ચિંતવન એ ગૃહ્ય મંત્ર છે, નાદાભ્યાસ એ સ્વર્ગ દર્શન છે; ધોતી નેતિ, બસ્તિ, નોળી ક્રિયા, વિગેરે કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ’ વિગેરે તત્વો દાખલ કર્યાં હતાં. આ માર્ગમાં ઇ. સ. પૂર્વે ૬ ઠા સૈકામાં પતંજલી નામના ઋષિ થઇ ગયા, તેમણે આ માર્ગના સિદ્ધાંત સરળ રીતે સમજાય તે સારૂ યોગાનુશાસન અથવા યોગ દર્શન નામનું પુસ્તક લખ્યું છે. યોગ કેવી રીતે કરવો, કયા કયા નિયમો પાળવા અને કેવી રીતે વર્તવું કે જેથી મોક્ષ મળે તે વિસ્તારથી તેમાં જણાવ્યું છે. તેમની પરંપરા ઉજજનના પ્રખ્યાત પરદુઃખભંજન મહારાજ વિર વિક્રમાદિત્યના સમયમાં મચ્છેન્દ્રનાથ અને ગોરખનાથ નામે સુપ્રસિદ્ધ યોગીઓ થઇ ગયા છે, તેમણે હઠ દીપિકા નામનો ગ્રંથ લખ્યો છે. આ ધર્મના લોકો બૌદ્ધ જૈનાદિ સાથે પણ વાદવિવાદમાં ઉતર્યા હતા. એક બાજુએ પુરાણોક્ત આચાર્યો અને બીજી બાજુએ આ મતના યોગિઓએ બૌદ્ધ જૈનાદિ સાથે વાદવિવાદ કરી ધર્મનું રક્ષણ કર્યું હતું. આ મતનાં કેટલાંક તત્વો બૌદ્ધ અને જૈન વિગેરે મતવાળાઓએ પણ પોતાના ધર્મમાં

---

૧. આ ઉપરથી વેદવ્યાસ જ્ઞાનમાર્ગી અને નિરાકાર પરમાત્માના ઉપાસક હતા એમ સ્પષ્ટ છે, તેમનેજ પુરાણોના કર્ત્તા જણાવી સાકાર પરમાત્માના ભક્ત જણાવ્યા છે ! ! !

દાખલ કર્યાં છે. આ મતના આચાર્યો ત્યાગી અને વનસ્પતિ આહારી છે, તેમના શિષ્યો મુનિવ્રત લઈ શકે છે. આ માર્ગમાં પણ પાછળથી મતભેદ થતાં જુદા જુદા મતપંથો પડી ગયા છે. ઇ. સ. ના પાંચમા સૈકામાં [1]નાથ અને દત્તાત્રય એવા બે ભેદ પડયા; અને પૌરાણિકોની સંગતથી દેવી, દેવતાની પુંજા અને હોમ હવન ચાલુ કર્યાં. હજુ પણ કેટલાક યોગીઓ શુદ્ધ ધર્મ પાળે છે, પણ તેમનો મોટો ભાગ બુદ્ધિ બગડતાં [2]**अहं ब्रह्मास्मि** અને **इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन्** એ વાકયોના " હું બ્રહ્મ છું માટે દરેક પાપથી અલિપ્ત છું અને ઇંદ્રિયો ઇંદ્રિયોનું કામ કરે છે તેમાં પાપ શાનું ? એવા ઉલટા અર્થ કરી પાપાચારમાં પડી ગયા છે. આ નાથ પંથમાં પણ [3]કાનફટા કનિયા જોગી, કાલબેલિઆ, વિગેરે ઘણા પેટા પંથ પડી ગયા છે.

---

૧. દત્તાત્રય પંથની હકીકત આગળ આવશે. નાથ પંથ ધર્મનાથ નામના પરમહંસે ઇ. સ. ના ૫ મા સૈકામાં સ્થાપ્યો છે. તેના સિદ્ધાંતો આ પ્રમાણે છે. " નિરાકાર, નિરંજન જ્યોતિ સ્વરૂપ પરમેશ્વરને માનવો. હોમ હવન વિગેરે ક્રિયાઓ કરવી. ભૈરવ, મહાવિર, દેવી. શિવ, સૂર્ય એ મૂખ્ય દેવ છે. અલેક એક પુરૂષ છે તેણે ખલક રચી છે. રચવામાં પ્રથમ ખપ્પર ઉત્પન્ન કર્યું છે. મૃત્યુ અને કાળ ખપ્પરના શિષ્ય છે. સમાધિ મોક્ષની જગ્યા છે. પોતાની કલ્પનાજ માયા છે. હઠ યોગ એ તન અને મનને શુદ્ધિ કરનાર છે. ક્રિયા ન કરનાર પાપી છે. મંત્ર જંત્ર સાચાં છે. જીવ દયા પાળવામાં પૂણ્ય છે. અને અધર્મિઓને મારવાથી દેવ પ્રસન્ન થાય છે. વિગેરે. "

૨. જીવને માથે કેટલી જવાબદારી શાસ્ત્રકર્તાઓએ ગોઠવી છે, તો **अहं-ब्रह्मास्मि** એટલે બ્રહ્મની સદૃશ થનારને માથે કેટલી વિશેષ જવાબદારીઓ હોવી જોઇએ તે સમજવું કઠણ નથી. પરમાત્માની પેઠે તેણે લોક કલ્યાણ માટે સતત પ્રયાસ કરવો જોઇએ, તેને બદલે પોતાને પાપ લાગતું નથી એવું માનનાર મહાન પાપીજ ગણાવો જોઇએ—જે કર્મ પ્રયત્ન કરવાથી રોકી શકાતાં નથી, જેમકે શ્વાસોશ્વાસ ક્રિયા,—હૃદયના ધબકારા, પોપચાનું હાલવું, વિગેરે તેનેજ ઇંદ્રિયો ઇંદ્રિયોનું કામ કરે છે એવું કહેલું છે. તેને બદલે ગમે તેવા અનાચાર કરવામાં પણ ઇંદ્રિયો ઇંદ્રિયોનું કામ કરે છે એવું માનનાર કેવળ પાપજ કરે છે.

૩.—(૧) **કાનફટા** રાજપુતાનામાં વિશેષ છે. ગોરખનાથના ચેલા છે. ગોરખપુરમાં ગોરખનાથનું મંદિર છે તેને, તથા નેપાળના પશુપતિનાથ મહાદેવને એ લોકો પોતાના ઇષ્ટદેવ માને છે.

(૨) **કનીયા જોગી.** એ પણ કાનફટા જેવા છે અને સાપ દેખાડી ગુજરાન ચલાવે છે.

## પરદેશી પ્રજા.

વૈદક કાળ અને બ્રાહ્મણ કાળમાં એટલે પુરાણો થતા પહેલાં મુખ્યત્વે કરીને પરદેશથી અત્રે ૫-૬ જાત આવેલી હતી.

(૧) **સેમેટિક મ્લેચ્છ**—આફ્રિકા અને આસ્ટ્રેલીયામાંથી આવેલી છે. તે લિંગ યોનીને પુંજનારા, અભક્ષ્યનું ભક્ષ કરનારા અને મનુષ્ય પશુનો બળી આપનારા હતા. આ લોકના સહવાસથીજ બ્રાહ્મણ કાળમાં લિંગયોનીની પુજાનો વિધિ તથા યજ્ઞમાં અશ્વાદિકને હોમવાનો રીવાજ દાખલ થઇ ગયો છે.

(૨) **દ્રાવિડ**—દક્ષિણ મહાસાગરમાંથી આવેલી છે. તેઓ નાગપુજા, ઝાડ પુંજા અને પત્થર પુંજા કરનારા હતા. ખેતી કરતા અને મરઘાં કુકડાંનો પણ વધ કરતા હતા. તેમની ભાષા દ્રાવિડી છે. હાલમાં દક્ષિણ તરફ ચાલતી તેલગું, મલયાલયમ, અને કાનડી વિગેરે ભાષાઓ તેમાંથીજ થઇ છે. આ લોકોની અસરથી હિંદુઓમાં નાગ પુંજા, ઝાડ પુંજા અને ભૂત પ્રેતાદિની પુંજા દાખલ થઇ છે તથા દેવીને મરઘાં કુકડાં તથા બકરીનો ભોગ આપવાનો રીવાજ દાખલ થઇ ગયો છે.

(૩) **સિથિયન**—આમાં બે શાંખાઓ મૂખ્ય હતી, શક અને હુણ તેઓએ રાજ્ય સ્થાપ્યાં હતાં. વિર વિક્રમાદિત્યે એ પ્રજાને હરાવી અને ત્યાર બાદ તેમના વંશના યશોવરધમાને ઇ. સ. ૫૩૩માં હુણ સરદાર મિહિરને હરાવી તેમને જંગલોમાં નસાડી મુકયા. જાટ, કોળી ધારાળા અને વાઘરી એ સિથીયન જાતના છે. તેઓ હિંદુઓની સાથે રહેવાથી કાંઇક સુધર્યા છે અને ખેતી કરે છે તથા હિંદુઓના દેવને પુંજે છે. જંગલમાં નાશી ગયા તેમાં ભીલ, નાગ, કંધ, સંતાલ, ગૌડ વિગેરે અનાર્ય જાતો મુખ્ય છે. આ મધ્ય એશિયામાંથી આવેલા છે.

---

(૩) **કાલબેલીયા.** રાજપુતાનામાં તથા યુ પી. માં તેમની વસ્તિ છે.

(૪) **જ્ઞાનદેવ અને એકનાથનો** પંથ મહારાષ્ટ્રમાં ચાલે છે તે પણ આ નાથ પંથનીજ શાખા છે.

આ સિવાય પણ નાથ પંથના કેટલાક છુટક પંથો છે. તે સર્વે ગુરૂ ગોરખનાથ અને મચ્છેન્દ્રનાથને મૂખ્ય માને છે અને શિવની ભક્તિ કરે છે.

(૪) સિથીયન લોકો સાથે તુરાની નામની પણ એક હલકી જાત મધ્ય એશિયામાંથી આવી હતી તે સિથિયન લોકોના ગુલામો હતા. જેમાંથી બહારવસીયા, ભંગી, ઢેડ અને ચમાર વિગેરે અસ્પર્શ્ય જાતિઓ થયેલી છે. તેઓ પણ હિંદુઓ સાથે રહેવાથી હિંદુના એક દેવ તરીકે ગણાતી તુળશીને માને છે.

(૫) ઇ. સ. પૂ. ૩૨૭ માં સિકંદર બાદશાહે આ દેશમાં સ્વારી કરી હતી ત્યાર પછી ગ્રીક લોકો પણ આ દેશમાં આવી વશ્યા હતા.

આવી રીતે પરદેશથી આવેલી પ્રજાને પણ પુરાણો બન્યા પછી બ્રાહ્મણોએ હિંદુ નામની એક મહાજાતિમાં દાખલ કરેલી છે.

## શિવ ધર્મ.

આપણે આગળ જોઇ ગયા કે અશોકના વખતમાં બ્રાહ્મણ ધર્મ તુટવાની અણીપર આવી ગયો હતો, તેથી તેમણે અશોકના મર્ણ બાદ સુમારે ૧૦૦ વર્ષે તીબેટમાં શિવ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને સમજાવી પોતાના પક્ષમાં લીધો અને સમય સંજોગોનો વિચાર કરી પોતાનું બળ વધારવા માટે જે રાક્ષસ કુળોત્પન્ન બ્રાહ્મણો બની બેઠેલા આપણે જોઇ ગયા છીયે તેમની સાથે[1] સંપી ગયા. અર્થાત્ તેમને પણ બાહ્મણ તરીકે સ્વીકારી લીધા, અને બંનેએ એકત્ર થઈ ગૌત્તમ તથા કણાદના ન્યાય અને તર્કશાસ્ત્રોના આધારે તાર્કિક ગ્રંથો બનાવી ચાર્વાકાદિ મતોનું ખંડન કરવા પ્રયાસ કર્યો. શિવરાજાને અગ્રેસર બનાવી ચાર્વાક મતના લોકો ઉપર ચઢાઇ કરી તેમના ત્રણ ગામનો નાશ કરાવ્યો. આથી ચાર્વાકમત સદંતર નાશ પામ્યાનું કહેવાય છે, પણ તેમ થયું નહોતું. કારણ કે તે ધર્મ પાળનારા થોડા લોકો છેક[2] આદ્ય શંકરાચાર્યના સમય સુધી હોવાનું જણાય છે. ગમે તેમ હો, પરન્તુ આથી ચાર્વાકમત છિન્ન છિન્ન થવા પામ્યો હતો એ નિસંશય છે. પછી બૌધ અને જૈન મતના નિરિશ્વરવાદનું ખંડન કરવા માટે શિવધર્મ સ્થાપી "જગતનો કર્ત્તા પરમેશ્વર છે અને તે પોતાના જ્ઞાન, ક્રિયા અને ઇચ્છા એ ત્રણ શક્તિ વડે જગત સૃજે છે. પોતાની સૃષ્ટિના જીવોના શુભાશુભ કર્મ તપાસીને તેમને સુખદુઃખ આપે છે" વિગેરે ઉપ-

૧. શિવલિંગની પુંજા વિધિ સર્વ બ્રાહ્મણોએ આ સમયમા કબુલ કરી હોવી જોઇએ. ૨. જુઓ શંકર દિગ્વિજય.

દેશ આપવાનું શરૂ કરી જૈન અને બૌધ ધર્મની વૃદ્ધિ થતી અટકાવવા પ્રયત્ન કર્યો. માળવાના પ્રખ્યાત રાજા વિરવિક્રમાદિત્યે ઇ. સ. પૂ. ૫૬ માં શક લોકોને હરાવી તેમને દીલ્લીમાંથી હાંકી કાઢયા. વિરવિક્રમાદિત્ય શિવ ધર્મ પાળતા હતા, છતાં તે ન્યાયી હોવાથી બૌદ્ધ અને જૈન ધર્મવાળાને કંઈ નુકશાન કે ત્રાસ ન આપતાં તેણે બ્રાહ્મણ ધર્મની પુનઃ પ્રાણુ પ્રતિષ્ટા કરવા સારૂ સંસ્કૃત વિદ્યાલયો સ્થાપી બ્રાહ્મણોને સંસ્કૃત શિખવાની સગવડો કરી આપી સહાય કરી; આથી બ્રાહ્મણોને હિમ્મત આવી અને સમય સંજોગોનો વિચાર કરી[1] ધર્મ સ્વરૂપ રચવાનો તેમણે પ્રયત્ન કર્યો. અને વિક્રમાદિત્યનો સંવત ચાલુ કરી તેમનું નામ અમર કર્યું. જે સંવત અદ્યાપિ સુધી પણ ચાલે છે.

## શાક્ત સંપ્રદાય.

કાર્ય માત્ર શક્તિથીજ થાય છે. દરેકમાં ઓછા વત્તા પ્રમાણમાં શક્તિ રહેલી છે, અને જેટલા પ્રમાણમાં શક્તિ હોય છે તેટલા પ્રમાણમાંજ તે કાર્ય સિદ્ધી કરી શકે છે. તેથીજ સપ્ત શતીમાં **याशक्तिःसर्व भूतेषु**...ઇત્યાદિથી શક્તિની સર્વ રૂપતા વર્ણવી છે. પ્રકાશમય જ્ઞાનરૂપ શક્તિજ તિમિરમય અજ્ઞાનરૂપ રાક્ષસોને હણનારી છે, માટે શક્તિ સર્વથી શ્રેષ્ટ છે. કાર્યસિદ્ધિ માંટે શક્તિની જરૂર છે માટે તે મેળવવા પ્રયાસ કરવો જોઇએ, આ તત્વો ધ્યાનમાં લેઇને કેટલાક યોગીઓએ બ્રહ્મચર્ય, પ્રાણાયામાદિ ક્રિયાઓ દ્વારે જ્ઞાનરૂપ શક્તિ મેળવવાનો પ્રયાસ કરવા માટે એક પંથ સ્થાપ્યો હતો. જેનું નામ શક્તિ સંપ્રદાય રાખેલું હતું. પાછળથી પુરાણોની પ્રવૃત્તિ થતાં તેનું પણ રૂપાંતર થઇ ગયું ! શક્તિને અનેક અસુરોને હણનારી દેવી કલ્પી તેનું પણ ચમત્કાર અને અલંકારોથી ભરપુર મનોરંજક વર્ણન કરી તેની મૂર્તિપુંજા અને ભક્તિજ મોક્ષને આપનારી છે એવું ઠરાવ્યું ! ! હાલમાં તેનાં વિવિધ સ્વરૂપ અંબા, ભવાની, બહુચરા, કાલકા, તુળજા વિગેરેની મૂર્તિપુંજા ચાલે છે તે ત્યારથી. આ માર્ગને દક્ષિણ માર્ગ કહેવામાં આવે છે.

એક બાજુએ આમ થયું ત્યારે બીજી બાજુએ આ દેશમાં આવી વસેલા સેમિટિક વિગેરે અનાર્યો પોતાના ધર્મને મળતો આ સંપ્રદાય જોઈ તેમાં દાખલ થયા. તેઓ મૂળથીજ દેવીભક્ત હતા. બાબિ-

---

૧. પુરાણો.

લન અને આસરીઆમાં મિલિત્તા, સિરિઆમાં આસ્ટાર્ટિ અને ફિની-શીઆનો એડોનીસ નામની દેવીઓની પુજા કરતા હતા, અને દેવીને યોની રૂપે પુજતા. દેવીનો પણ એક પુરૂષ કલ્પેલો હતો તેને લિંગરૂપે પુજતા. કાસ્પિઅન સમુદ્ર આગળ બાકુ ગામમાં લિંગનું પ્રાચીન[1] દેવા-લય છે તે ઉપરથી સ્પષ્ટ છે કે સેમેટિક વિગેરે અનાર્ય લોકો લિંગ-યોનીના પુંજક હતા, અને [2]ડો. સ્ટીવન્સન, ગોરેસીઓ વિગેરેએ શોધ કરી એવું જાહેર કર્યું છે કે સેમેટિકાદિ અનાર્ય લોકોના સહવાસથીજ લિંગયોનીની પુંજા હિંદુઓમાં દાખલ થઈ છે. આ પ્રમાણે આ લોકોએ આ મતમાં દાખલ થઈ તેમની ખાસિયતો પ્રમાણે આ માર્ગમાં ધર્મ-તત્વો દાખલ કર્યાં. વેદમાંના બ્રહદ્યોની જેનો સત્યાર્થ જગન્નાથ થાય છે તેને ફેરવી માનવ યોનિ કર્યો અને તેની પુંજા વિધિ આ માર્ગમાં દાખલ કરી આ માર્ગનું નામ વામ માર્ગ રાખ્યું. આ માર્ગનું વર્ણન તંત્ર ગ્રંથોમાં આવે છે અને સુંદરીતંત્ર, યોનિતંત્ર, લિંગતંત્ર વિગેરે અનેક તંત્ર ગ્રંથો તેમાં છે, આમાં કોલ [3]ગ્રંથ મુખ્ય છે. તેમાં [4]પંચ મકા-રની વિધિ મૂખ્ય રીતે આવે છે. આ માર્ગ એવી નીચ અને મલિન ક્રિયાઓથી ભરેલો છે કે તેનું વર્ણન કરતાં પણ લજજા ઉત્પન્ન થાય તેવું છે. માટેજ પ્રખ્યાત ફ્રેન્ચ વિદ્વાન ડો. બર્નુફે તંત્રોનો આરંભેલો અ-ભ્યાસ કંટાળીને પડતો મૂકયો હતો. આ માર્ગવાળા કહે છે કે વેદથી વૈષ્ણવ મત સારો છે, વૈષ્ણવથી શૈવ સારો છે, શૈવથી દક્ષિણ સારો છે અને દક્ષિણથી વામ સારો છે ! ! ! જેને માંસ, મદ્ય, મૈથુનાદિમાં પ્રવર્તવું હોય તેને માટે ધર્મને બહાને આ એક ઉત્તમ માર્ગ છે. આ માર્ગમાં પણ મતભેદ ઉત્પન્ન થવાથી [5]કાંચળીયા, માર્ગી, માતાપંથી, ભૈરવ ઉપાસક, અઘોરી વિગેરે પંથ પડેલા છે પરંતુ તે સર્વનો આશય માત્ર એકજ છે.

---

૧. જુઓ ઇન્ડીઅન એન્ટીકવેરી. ૨. જુઓ મુર સંસ્કૃત ટેક્સ્ટ. ૩. કોલ ગ્રંથો ૬૪ છે. ૪. માંસ, મત્સ્ય, મદ્ય, મૈથુન અને મુદ્રા.

૫. (૧) **કાંચળીયા**—આ મતનાં સ્ત્રી પુરૂષો વર્ષના અમુક અમુક ઠરાવેલા દિવસોએ નિમેલી જગ્યાએ એકઠાં થઈ ખુબ દારૂ પીએ છે. પછી દરેક સ્ત્રી પોતપોતાની કાંચળી કાઢીને એક ઘડામાં નાંખે છે, પછી તેમના ધર્મગુરૂની આજ્ઞા થતાં દરેક પુરૂષ એ ઘડામાંથી એક એક કાંચળી ઉપાડી લે છે. જેની કાંચળી હા-થમાં આવે તે સ્ત્રી તે પુરૂષ સાથે સંગ કરે છે. ગમે તો બેન, દીકરી, કે માતાની કાંચળી હાથમાં આવી હોય તો પણ તેની સાથે તે વિહાર કરે છે ! ! !

આ માર્ગવાળાઓનું મુખ્ય ધામ આસામમાં છે. એ સિવાય કાંજીવરમ, મદુરા, નેપાળ, બાંકીપુર, દરભંગા અને સિંધ તથા કચ્છમાં પણ તેનાં ધામ છે. મદુરામાં કામાક્ષી અને મીનાક્ષી નામની દેવીઓ છે અને ત્યાં પણ આ માર્ગના લોકો જણાયા હતા, પરંતુ શ્રૃંગેરી મઠવાળા શંકરાચાર્યોએ તેમના ઉપર જાથુકનો મારો ચલાવી તેમની સત્તા નિર્બળ કરી નાંખી છે. કામાક્ષી, મીનાક્ષી, જવાળામુખી, વિંધ્યાવાસિની, બાળા, બગલામુખી, કાળી વિગેરે તેમની દેવીઓ અને ભૈરવ, કાળભૈરવ, ઉન્મત્તભૈરવ, વિગેરે તેમના દેવ છે.

આ માર્ગવાળા ભૈરવ અને ભૈરવીનું શ્રીચક્ર બને છે. ધોબી, માળી, વાળંદ ગમે તે જાતની કોઇપણ નીચ સ્ત્રીને નગ્ન કરી પુજા કરે છે. પુરૂષ તે બધા ભૈરવ અને સ્ત્રીઓ તે બધી ભૈરવી ગણાય છે. વર્ણ જાતિ બધું ભૈરવી તંત્રમાં રદ છે અને માંસાદિનું ભક્ષણ કરી ખુબ દારૂ પીને યથેચ્છ વિહાર કરવો એજ તેમના ધર્મનો સિદ્ધાંત છે.

---

(૨) **માર્ગી**—આ મતનાં સ્ત્રી પુરૂષો પણ ઉપર જણાવ્યા પ્રમાણે એકઠાં થઈ ઉપર મુજબની ક્રિયા કરે છે તે ઉપરાંત વિર્યને પાણીમાં નાંખી તેનું આચમન પણ કરે છે ! ! !

(૩) **માતાપંથી**—તે પણ કાંચલીયા જેવાજ છે. સિંધ, કચ્છ અને કાઠિયાવાડમાં જણાયા છે.

(૪) **ભૈરવ ઉપાસક**—આ લોકો પણ ઉપર મુજબની ક્રિયા કરે છે. વધારેમાં ખોપરી ગ્રહણ કરે છે, આમાં એક શાખા ઉન્મત ભૈરવ પણ છે અને તે કાપાલિક પણ કહેવાય છે.

(૫) **અઘોરી**—આ લોકો પણ ઉપર મુજબ ક્રિયા કરે છે. વધારેમાં એ નીચ જાતિનો સમુદાય છે અને કોઇ પણ જાતિનો માણસ તેમાં દાખલ થઈ શકે છે. આ લોકો મલાન્ન વગરના છે. નગ્ન પણ ફરે છે. ભીખ માગતી વખતે મુતરની ભરેલી ખોપરી સાથે રાખે છે અને અસ્વચ્છતાથી લોકોને કંટાળો આપી ધન ગ્રહણ કરે છે. પોતાને સિદ્ધ જણાવે છે અને હાડકાંની માળા પહેરે છે.

(૬) **કુંડાપંથી**—આ પંથની પણ સર્વ ક્રિયાઓ કાંચલીયા પંથ જેવી છે. વિશેષમાં તેઓ ઉચ્ચ નીચનો ભેદ ગણતા નથી અને બ્રાહ્મણથી માંડીને ચંડાળ સુદ્ધાં માટીનાં કુંડામાં ખાય છે.

આ સિવાય કાળભૈરવ ઉપાસક, ઉન્મત ભૈરવ ઉપાસક, ઉચ્છીષ્ટ ગણપતિ ઉપાસક એવા અનેક વામ માર્ગના પંથો છે.

આ માર્ગવાળા પોતાની સર્વ ક્રિયાઓ ગુપ્ત રાખે છે, કોઇને પણ જાણવા દેતા નથી. એવું પણ સાંભળવામાં આવ્યું છે કે આ માર્ગના અનુયાયી કોઇ પણ સ્ત્રી પુરૂષ પોતાની ક્રિયાઓ જાહેર પાડી દેશે એવો શક આવતાંજ તેને મારી નાંખે છે ! તેમના ગ્રંથો પણ બીજાના હાથમાં બનતા સુધી જવા દેતા નથી. એટલે આ માર્ગ હિંદુસ્તાનમાં ઘણી ગુપ્ત રીતેજ ફેલાયલો છે. તેથી તેની સંપૂર્ણ હકીકત મળવી ઘણી મુશ્કેલ છે.

આ મત માનનારા ઘણે ભાગે આસામ, બંગાળા, બિહાર અને નેપાળના છુટક છુટક ભાગોમાં, મદ્રાસના કાંઇક ભાગમાં અને સિંધ, કચ્છ તથા કાઠિયાવાડના કાંઇ કાંઇ ભાગમાં છે એમ જણાયું છે. સાંભળવા પ્રમાણે તેમાં બ્રાહ્મણ વિગેરે ઉંચ્ચ વર્ણના પણ માણસો છે. વેદભાષ્ય લખી વેદના વિપરીત અર્થ કરનાર *મહિધર પણ આ વામમાર્ગના કૌલ મતાનુયાયી હતો. એવું પણ સિદ્ધ થયું છે.

**अन्तः कौला बहिः शैवाः सभा मध्येच वैष्णवाः ॥**
**नाना रूप धराः शाक्ता विचरान्ति कलौयुगे ॥**

આમ હોવાથી આ સંપ્રદાયના અનુયાયી કેટલા હશે તે કહેવું કઠણ છે.

## પુરાણકાળ.

### ઈ. સ. ની શરૂઆતથી તે ઈ. સ. ના ૧૯ મા સૈકા સુધીની અધવચ સુધી.

બૌદ્ધ મત જોર ઉપર આવ્યાથી આર્ય ધર્મ ટકી વેદનું નામ નિશાન પણ રહેવું કઠણ જણાયાથી બ્રાહ્મણોએ પ્રથમ શિવધર્મ અને યોગી મતનો પ્રચાર કરવા માંડયો. પરંતુ આ જ્ઞાનગમ્ય કઠણ વિષયો તરફ લોકોની રૂચિ થઇ નહિ, તેથી લોકોની રૂચિને અનુકુળ થઈ પડે એવા સરળ ધર્મની જરૂર જણાયાથી બ્રાહ્મણોએ [1]પુરાણો રચવા માંડયાં. સઘળાં પુરાણો[2] એક સમયે રચાયલાં નથી, પણ પ્રસંગવશાત્ દેશ-

---

* જુઓ હિંદુજાતિ વર્ણવ્યવસ્થા કલ્પદ્રુમ નામનું હિંદી પુસ્તક.

૧. પુરાણ એટલે જૂનું. અર્થાત્ જુનાં લખાણો. એવું નામ રાખવાનું કારણ નવી કલ્પનાને જૂની ઠરાવવાની હતી. ૨. મુખ્ય પુરાણો ૧૮ છે. (૧) બ્રહ્મપુરાણ. (૨) પદ્મપુરાણ. (૩) વિષ્ણુપુરાણ. (૪) વરાહપુરાણ. (૫) સ્કંદપુરાણ

કાળને લક્ષમાં લેઇ જે જે તત્વો દાખલ કરવાની જરૂર જણાઇ તે તે તત્વો દાખલ કરી જુદે જુદે સમયે રચેલાં માલમ પડે છે. ઇ. સ. પૂ. ૫૬ માં મહારાજા વિર વિક્રમાદિત્યે શક લોકોને હરાવી બ્રાહ્મણોને આશ્રય આપી સંસ્કૃત ભણવાની તેમને સગવડ કરી હતી, જેના પ્રતાપે બ્રાહ્મણોમાં વિદ્યા ભણવાનો ઉમંગ વધ્યો હતો. વિર વિક્રમાદિત્યના પછી પણ રજપુત લોકોનાં મોટાં મોટાં રાજ્ય હતાં અને સમય પણ કાંઇક શાંતિ ભર્યો હતો. આ સમયનો લાભ લેઈ જે બ્રાહ્મણ વર્ગના વિદ્વાનો સંસ્કૃતમાં ઘણા પ્રવિણ હતા તેમણે[3] વ્યાસના નામથી મૂળ વેદ માર્ગના રહસ્યને અવલંબી લોકોનું મન આકર્ષણ કરવા માટે અલંકાર અને ચમત્કારથી ભરપુર મનોરંજક પુરાણો બનાવ્યાં. જો કે આવી વ્યવસ્થા કરવા જતાં વેદની અનેક ઋચાઓનું એવું રૂપાંતર થઇ ગયું છે કે મહાન મહાન વિદ્વાનોને પણ તેનું મૂળ સ્વરૂપ કેવું હશે તે શોધી કાઢવાનું અને સમજવાનું અતિ દુર્લભ થઇ પડયું છે.

વેદમાં સૂર્ય જે પોતાની ગરમી અને આકર્ષણાદિ નિયમને લીધે વસ્તુ માત્રને ટકાવી રાખે છે તેનું નામ [4]વિષ્ણુ છે અને અગ્નિનું નામ

---

(૬) વાયુ પુરાણ. (૭) ભાગવત પુરાણ. (૮) મારકંડ પુરાણ. (૯) અગ્નિ પુરાણ. (૧૦) ભવિષ્ય પુરાણ. (૧૧) લિંગ પુરાણ. (૧૨) વામન પુરાણ. (૧૩) કુર્મ પુરાણ. (૧૪) મત્સ્ય પુરાણ. (૧૫) ગરૂડ પુરાણ. (૧૬) નારદ પુરાણ. (૧૭) બ્રહ્મવૈવર્ત પુરાણ. અને (૧૮) બ્રહ્માંડપુરાણ. આ બધાં પુરાણોમાં મળી ચાર લાખ શ્લોક છે. પ્રખ્યાત બંગાળી લેખક બાબુ બંકીમચંદ્રે પોતાના કૃષ્ણ ચરિત્ર નામના પુસ્તકમાં પુરાણો બન્યાનો અંદાજ સમય આપેલો છે પણ તે ચોકસપણે નથી ! ઇ. સ. ની શરૂઆતથી તે ઇ. સ. ના બારમા સૈકા સુધીમાં પુરાણો બન્યાં છે એમ માનવું વધારે યોગ્ય છે. પુરાણોની પેઠે બીજાં પણ કેટલાંક ઉપપુરાણો પણ છે. ૩. વ્યાસને નામે પુરાણો લખવાનું કારણ કે સર્વ જનસમાજ શ્રદ્ધાપૂર્વક કબુલ રાખે.

૪. જુઓ સાયણ ભાષ્ય. ઋગ્વેદ ૧–૧૫૪–૧–૬. विष्णोर्नुकं वीर्याणि થી આરંભી શરૂ થતું આખું વિષ્ણુ સુક્તજ તપાસીએ તો તેમાં વિષ્ણુનું એક વિશેષણ यः पार्थिवानियिममेरजांसि તે સહિત તેનો અર્થ કરીએ તો " (અમે) સૂર્યના બળનું ( શું વર્ણન કરીએ ) જેણે રજસ ( રંજન કરવાવાળાં ક્ષિતિ આદિ લોકત્રય અભિમાની અગ્નિ, આદિત્ય, વાયુ વિગેરે તે રૂપ ) તેને નિર્મ્યા છે. આદિત્ય રૂપ વિષ્ણુને માટે આમ કહી શકાતું તે વાસ્તવિકજ છે; પરંતુ પુરાણોમાં વિષ્ણુને આદિત્યને બદલે પુરૂષોત્તમ રૂપે વર્ણવ્યો ત્યારે રજસનો અર્થ

શિવ છે. આ વસ્તુસ્થિતિ ઉપર લક્ષ આપી પાલન કરનાર તરીકે વિષ્ણુ અને નાશ કરનાર તરીકે શિવ એ પ્રમાણે બે મ્હોટા દેવ દાખલ કરવામાં આવ્યા છે. તેમ બ્રહ્મા (વાયુ) નામે સ્તુતિના દેવને વસ્તુ માત્રના સરજનાર તરીકે પુરાણોમાં દેવત્રય ( ત્રણ રૂપે એક ઇશ્વર ) માં

---

પણ અગ્નિ, વાયુ, વિગેરે બદલાઈ 'રેતીનો કણ' થઇ ગયો. અને એજ વેદમંત્રનો અર્થ 'હે વિષ્ણુ ! તમારાં પરાક્રમ વર્ણવવાનો પ્રયાસ કરનાર રેતીના કણ ગણવાનો પ્રયાસ કરે તેવું છે ! ! એના એજ વેદસુક્તના અંતમાં આવે છે કે तावां वास्तुन्युष्म सिग मध्यै यत्र गावो भूरिशृंगा अयासः અમે તે વાસ્તુમાં જવા સ્તવિએ છીએ કે જ્યાં (ભૂરીશૃંગા) લાંબા વિસ્તારવાળાં (गावो) કિરણો છે. આવો અર્થ તેનો ભાષ્યકારોએ કર્યો છે, છતાં પુરૂષોત્તમ વિષ્ણુનું ધામ भूरिशृंग એટલે લાંબાં શીંગડાંવાળી गो એટલે ગાયોનું ભરેલું ગોલોક થઇ ગયું ! ! ! इदं विष्णु विंचक्रमेत्रेधानिदधेपदस ( યજુ. અ. ૫ મં. ૧૫ ) તેનો અર્થ (૧) સૂર્યનું પૃથ્વિ, અંતરિક્ષ અને આકાશમાં ત્રણ પ્રકારે વ્યાપવું તે (૨) ઉદય મધ્યાન્હ અને અસ્ત અથવા (૩) સૂર્યનું અગ્નિ, વિદ્યુત અને આદિત્ય રૂપે પ્રકાશવું તે. આવો દુર્ગાચાર્ય તથા ઔર્ણભાવ લખે છે. આ મંત્રને અલંકાર આપીને બળી રાજા પાસે વિષ્ણુએ સાડાત્રણ ડગલાં જમીન માગી વિગેરે એ બાબતમાં આખું કથાનક ઉભું કરી પુરાણકારોએ કલ્પનાનો અજબ ઘોડો દોડાવ્યો છે ! ! ઋગ્વેદ મં. ૧ સૂ. ૩૨ મં. ૫-૭ નો અર્થ " સૂર્યે અત્યંત તિક્ષણ વિદ્યુત કિરણ રૂપિ અસ્ત્ર વડે અત્યંત બળવાન ચોતરફ વ્યાપક મેઘને છિન્નભિન્ન કરીને ભૂમિ ઉપર પ્રસરાવ્યો " આ મંત્રના આધારે "વૃત્રાસુરની ચમત્કારિક કથા બ્રહ્મવૈવર્ત્તાદિ પુરાણોમાં ગોઠવી છે. गयान् प्राणान त्रायते सा गायत्री પ્રાણનું રક્ષણ કરવાવાળી ગાયત્રી છે માટે પ્રાણાયામ વડે પ્રાણશક્તિને સ્વાધિન અને સ્થિર કરવી અને માનસિક સ્થૈર્ય થયા પછી શ્રદ્ધાથી અધ્યાત્મ જ્ઞાનમય ગાયત્રીનો જપ કરવો આવો गया શબ્દનો અર્થ છોડીને તેનું સાદૃશ્ય જોઇ ગયા નામના ગામમાં પિતૃશ્રાદ્ધ કરવાનું ઠરાવ્યું છે ! આવી રીતે વેદની અનેક ઋચાઓનો કાંતો મૂળ અર્થ ન સમજાયાથી તેનો અયોગ્ય અર્થ કરીને અથવા સમજ્યા છતાં તેને અલંકારાદિ આરોપી એવી તો રહસ્યમય વાર્તાઓ પુરાણોના કર્ત્તાઓએ કરી છે કે તેનું મૂળ સ્વરૂપ પણ સમજવું કઠણ પડે છે. ઉપરાંત નદીઓ, પર્વતો, મેઘ, વાયુ, અગ્નિ, સૂર્ય, સંવત્સર, માસ, ઋતુઓ, પ્રકાશ, વિગેરેને અલંકારાદિથી વિભૂષીત કરી તેમાં જીવારોપણ કરી મનુષ્ય, દેવ કે રાક્ષસના નામે મૂર્તિમાન ચીતરી, તેનાં અનેક ચમત્કારિક અને મનોરંજક વર્ણનો કરી કાવ્યશક્તિને ચમકાવી 'જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ " એ કહેવતને ચરિતાર્થ કરી બતાવી છે.

દાખલ કરવામાં આવ્યો છે. વિષ્ણુ રક્ષણ કરે છે, શિવ સંહાર કરે છે તેટલા માટે એ બંનેને પુરાણોમાં મોટા દેવ માન્યા છે.

કેટલાએક વિદ્વાનોનું એવું માનવું છે કે પરબ્રહ્મની ઉત્પન્ન કરવું, પોષણ કરવું અને નાશ કરવું એ ત્રણ શક્તિઓને અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું નામ આપી તેમનેજ પરમેશ્વર ગણવા પ્રયત્ન થયેલો છે. જ્યારે કેટલાએકનું એવું પણ માનવું છે કે એ ત્રણે ઇશ્વર વાચક નામ છે. અસ્તુ ! ગમે તેમ હોય પણ પુરાણોમાં તેમને ઇશ્વર વાચક માનવામાં આવ્યા છે, અને હજુ સુધી ઇશ્વર તરીકેજ હિંદુઓ પુજે છે માટે આપણે પણ તેમને ઇશ્વર વાચકજ ગણીશું.

કર્મ અને જ્ઞાનમાર્ગ ઘણા કઠણ હોવાથી ભક્તિનું પ્રાધાન્ય આણવા માટેજ પુરાણોની પ્રવૃત્તિ થયેલી છે. જૈન ધર્મની પેઠે મૂર્તિ પુંજા શરૂ કરવા નિરાકાર પરમાત્માને [1]સાકાર ઠરાવવા પ્રયત્ન થયો છે, અને તેને માટે સાધન અને આધારની જરૂર જણાયાથી એવી વ્યવસ્થા કરી

---

૧. સ્વ. વા. મ. ન. દ્વિવેદીના શબ્દોમાં કહીએ તો પુરાણોમાં સર્વ સ્થળે અગમ્ય અને અવર્ણ્ય પરબ્રહ્મને ગમ્ય અને વર્ણ્ય કોટીમાં ઉતારતાં તેનું પરમ તત્વ ગુમાવ્યું છે. કુવાના દેડકાને મન મહાસાગર પણ કુવા જેવોજ તેમ માણસને મન બ્રહ્મ તે પણ એક માણસ જેવો ! તેને હાથ, પગ, ઈચ્છા, દ્વેષ, પરિવાર વિગેરે સર્વ ખરૂં ! ફેર માત્ર એટલોજ કે માણસને ન્હાનું ન્હાનું અને તેને મ્હોટું. માણસને પોતાની સ્તુતિ ખુશામદ ગમે તેમ તેને પોતાની ભક્તિ સ્તુતિ ગમે ! ! આવી રીતે અવર્ણ્ય અને અચિંત્ય પરબ્રહ્મને માણસની બરાબર બતાવી દેઇ તેની કલ્પિત મૂર્તિને વૈકુંઠાધીશ, ગૌલોકાધિશ, અક્ષરાતિત, પુરૂષોતમ, લક્ષ્મીનારાયણ, શિવ, પશુપત, શક્તિ વિગેરે નામ આપી કેવળ ભ્રષ્ટ કરી નાખ્યું છે ! ! ! બ્રહ્મનું વર્ણન થાયજ કેમ ? વર્ણન કરનારજ ભૂલે છે જે नसत्तन्नासदुच्यते એવું કહેવાયું છે તેનું વર્ણન કોણ કરશે ? છતાં સાકાર ઠરાવવા માટે अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्यन्ते माम बुधयः હું જે અવ્યક્ત ( અને અવર્ણ્ય ) છું તેને મૂર્ખ લોકો વ્યક્ત ( વર્ણન કરી શકાય તેવો ) માને છે એ ગીતા વાક્યને ફેરવી તેનો અર્થ " હું જે વ્યક્ત છું તેને મૂર્ખ લોક અવ્યક્ત સમજે છે " એમ જણાવી નામનો આધાર–પુરાવો–ઉભો કર્યો છે ! ! !

મૂર્તિ તે ઇશ્વરનું પ્રતિક છે, તેની વિભૂતિ અથવા અંશ છે, ઈશ્વર યાદ થાય તે માટે એક ચિન્હ મુકરર કરેલું છે અથવા જેની મૂર્તિ હોય તેના સદ્ગુણો યાદ કરી પોતાની વર્તણુક સુધારવી એનું નામજ મૂર્તિપુંજા છે, એમ ઠરાવ્યું હોત તો ઘણું સારૂં પરિણામ આવત; પરંતુ મૂર્તિનેજ ઇશ્વર–બ્રહ્મ

**કે આદર્શ તત્વવેત્તાઓને [1]ગીતાજીના ૪ થા અધ્યાયના શ્લોક ૭–૮ ના આધારે વિષ્ણુના અવતાર ઠરાવી તેમની મૂર્તિ સ્થાપન કરવાનું યોગ્ય વિચારી તેમનાં પણ ચિત્તાકર્ષક, મનોરંજક ચમત્કારિક વર્ણનો લખેલાં છે.**

---

ઠરાવવા પુરાણકારોએ પ્રયત્ન કર્યો છે અને તેની ભકિત સેવાજ તારનાર છે, મૂકિત આપનાર છે. ત્યારે તો ઇશ્વર રૂપ મૂર્તિને વિવિધ વસ્ત્રાલંકારો, ધન ધાન્ય અને માલ મિલ્કત આપી તેની કૃપા મેળવવા અંધ શ્રધાળુ ભકતો પ્રયત્ન કરે તો તેમાં નવાઇ જેવું શું છે ? આથીજ આજે મંદિરો અને તેની અંદરની મૂર્તિઓ પછવાડે લાખો રૂપિઆનો ખર્ચ કરતા લોકોને જોવામાં આવે છે. આવી પરિસ્થિતિ અવલોકીને ચુસ્તમાં ચુસ્ત સનાતની વિદ્વાન સ્વર્ગવાસી સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇને પણ પોતાના સિદ્ધાંત સાર નામના પુસ્તકમાં ( મૂર્તિનેજ ઇશ્વર સમજી તેની પુંજા કરવાના રિવાજને ) અધમ મૂર્તિ પુંજા એવો ઉલ્લેખ કરવો પડયો છે !

૧. " થાયજ હાની ધર્મની, જ્યારે ભારત વીર;
વૃદ્ધિ થાય અધર્મની, ત્યારે ધરૂં શરીર.
કરવા રક્ષા સાધુની, પાપીયોને ઠાર;
ધર્મ સ્થાપવા હું ધરૂં, યુગયુગમાં અવતાર. "

લડાઈના વખતે આટલી મોટી ગીતા કહેવા જેટલો વખત મળે એ અશકય છે. તે ઉપર વિવેચન કરતાં ગીતા સુમારે ૭૯ શ્લોકમાં શ્રી કૃષ્ણચંદ્રે અર્જુનને કહી છે અને તેના મુખ્ય સિદ્ધાંતને અનુલક્ષી વ્યાસ રૂષિએ ગીતાશાસ્ત્ર નિર્માણ કર્યું છે: એવો आकर નામના ગ્રંથમાં ઉલ્લેખ છે. એમ મીરજના પેન્શનર મામલતદાર રા. નરસો ગણેશ ઉરફે રાવસાહેબ ભાનુ જણાવે છે, એટલુંજ નહિ પણ એ મૂખ્ય સિદ્ધાંતરૂપ ૭૯ શ્લોકનું ટિપ્પણ પણ તેમણે મરાઠીમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાના પ્રસિદ્ધ કરનાર રા. ચિંતામણ ગંગાધર ઉપર મોકલી આપ્યું હતું (જુઓ મરાઠી શ્રીમદ્ ભગવદ્ ગીતાની બીજી આવૃત્તિના પૃષ્ટ ૨૦ નું ટીપ્પણ ) ત્યારે અનુમાન થાય છે કે અવતારવાદને ટેકો આપનાર શ્લોકો શ્રી કૃષ્ણના નહિ પણ વ્યાસ રૂષિના છે. છતાં પણ શ્રી કૃષ્ણચંદ્રે ગીતાજીમાં अस्मद् अहम् વિગેરે શબ્દ પ્રયોગ કરેલા છે તે અવતારવાદને ટેકો આપનારા છે એવો પણ પ્રશ્ન ઉદભવે છે. પરંતુ તપાસ કરતાં જણાય છે કે ઉપાસનાની બાબતમાં ઉપદેશ કરવાનો પ્રસંગ હોય તો પરમાત્મા બરોબર પોતાનો અતિ સંબંધ છે એમ જાણી તે પ્રસંગે(अस्मद्) હું વિગેરે પ્રથમ પુરૂષ પ્રયોગ આર્ષ ગ્રંથોમાં વાપરેલો છે. વામદેવાદિ રૂષિએ વેદશાસ્ત્ર પ્રાપ્ત કરી આત્મજ્ઞાનનો ઉપદેશ કરવા સારૂં अहंम नुरभवं सूर्यश्चाततद्दत (બૃહદ ૧–૪–૧૦) વિગેરેમાં પ્રથમ પુરૂષ પ્રયોગ કર્યો છે; તે લોકોને પોતાની ઉપાસના કરવી એવું કહેવા માટે નહિ પણ ઉપાસના કરણની ઇશ્વર તરફની

કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે ચાલુ સમયની પેઠે પ્રાચિન સમયમાં પણ સારી રાજ્ય વ્યવસ્થા કરનાર, ધર્મનું સારૂં જ્ઞાન ફેલાવનાર, અને જન સમાજની ઉન્નતિ કરનાર સદ્‌ગુણ સંપન્ન મહાત્માઓની યાદ રાખવા માટે તેમની મૂર્તિઓ બનાવી જાહેર જગ્યાઓએ રાખવામાં આવતી હતી; કે જેથી એવા ઉચ્ચ વર્તનવાળા આદર્શ મહાપુરૂષોની મૂર્તિઓ જોવાથી તેમના સદ્‌ગુણો અને કર્મોનું ભાન થતાં જનસમુહના વિચારવાન બુદ્ધિવાન મનુષ્યોને પણ પોતાના કર્તવ્યનું ભાન થાય. તેજ મૂર્તિઓનેજ ઇશ્વરાવતાર ઠરાવવામાં આવ્યા છે. અસ્તુ ! ગમે તેમ હો, પણ પુરાણોના કર્તાઓએ જે જે મહાત્માઓને ઇશ્વરાવતાર ગણેલા છે, તે બેશક, વિદ્વાન અને આદર્શ મહાત્માઓ હોવાથી પુંજનિયતો છેજ. અને તેમના સદ્‌ગુણો યાદ કરવાથી ઘણી જાતનો બોધ મળે તેમ પણ છે.

આ ઉપરાંત પુરાણોના કર્ત્તાઓએ નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપેલું છે.

( ૧ ) લોકોને પરાણે પણ વર્ત્તવાનું મન થાય તે સારૂ નજીવી પણ કેટલીક [1]ફાયદાકારક બાબતોને મહાન રૂપ આપી તેથી સ્વર્ગ

---

આજ્ઞા બતાવેલી છે. આ વેદાંત ભાષામાં શબ્દ પ્રયોગ સંબંધનો વિશેષ નિયમ છે. (નિરૂક્ત ખંડ ૭-૧-૨) આ પ્રમાણેનો પ્રયોગ વિધિનો ખુલાસો વેદાંત દર્શનમાં પ્રાણાધિકરણ સુત્રમાં કરેલો છે. આ નિયમ પ્રમાણે ગીતામાં પણ મહર્ષિ વ્યાસે યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર તરફથી અધ્યાત્મ ઉપદેશ પ્રસંગે अस्मद् अहम् વિગેરે શબ્દ પ્રયોગ કર્યો છે. માટે તેથી ઈશ્વર અવતાર લેછે એમ માની બેસવાનું નથી. બેશક, એટલું તો ખરૂં છે કે જ્યારે પૃથ્વિમાં ધર્મના નામે અધર્મનો ફેલાવો થાય છે, ત્યારે જન સમાજના કલ્યાણ માટે પ્રયત્ન કરી સત્ય ધર્મનો પ્રચાર કરવા માટે કોઈને કોઈ મહાત્મા નીકળી આવે છે; પછી ભલે તેને પરમેશ્વર માની બેસવું હોય તો તે માનનારની મુન્સફીની વાત છે.

૧. એકાદશી કરવી, ત્રાંબાનાં વાસણ વાપરવાં વિગેરે આરોગ્ય શાસ્ત્રના નિયમે ફાયદાની ચીજો છે એ જગજાહેર છે. તુળશીમાં પણ તેવોજ ગુણ છે. જુઓ,

तुलसी गन्ध मादाय वलयत्र गच्छति मारूतः

दिशोदशः पुनात्याशु भूत ग्रामाश्चतुर्व्विधान પદ્મોત્તરાખ્યાન.

જે જગ્યામાં તુળસી સ્પર્ષિત હવા પ્રસરે છે, તે જગ્યામાં રહેલાં દુર્ગંધી તત્વોનો એકદમ નાશ થાય છે અને બીજાં હવાનાં તત્વો સુધરે છે. ઢેડ વિગેરે હલકો ધંધો કરનારાને તેમના દેવ તુળશી છે, માટે તેની પુંજા કરવી એવો નિયમ ઠરાવનાર પુરાણોકારોની બુદ્ધિ શું પ્રસંશાપાત્ર નથી

અથવા મુક્તિ મળે એમ ઠરાવવા પ્રયત્ન કર્યો છે. દાખલા તરીકે:—એકાદશીએ અપવાસ કરવો, ત્રાંબાના વાસણમાં દુધ ન રાખવું, ત્રાંબાના વાસણ વાપરવાં, ખીચડી અને દુધ સાથે ન ખાવું, તુળશી ઘર આગળ રાખવી વિગેરે.

( ૨ ) નદી, પર્વત, ઉના પાણીના કુંડ વિગેરે જે જે આરોગ્ય વધારનારી ચીજો જણાઇ તેને [૧]દેવત્વ આરોપી તેની પુંજા વિગેરે કરવામાં મહાન પુણ્ય થાય છે વિગેરે જણાવવા માટે તેનાં ચમત્કારપૂર્ણ મનોરંજક મહાત્મ લખ્યાં છે. અને તેને તિર્થ સ્થળ જણાવ્યાં છે. દાખલા તરીકે:—ગંગાજી, ગિરીરાજ, આબુ, દેવકી ઉનાઇના કુંડ, તુવાના કુંડ, લસુંદ્રાના કુંડ વિગેરે.

( ૩ ) પુરાણો બનતા પહેલાં તુરાની, દ્રાવિડ અને શક વિગેરે પરદેશી પ્રજા આ દેશમાં આવી રહેલી તેઓ આ દેશના નિવાસી આર્યોને સિંધુ નદી ઉપરથી હિંદુ અને દેશનું નામ પણ હિંદુસ્થાન કહેતા હતા. તે નામ પુરાણ કર્તાઓએ કાયમ રાખી તેમના અસંખ્ય દેવોની પુંજા ( જેવી કે નાગપુંજા, શિતળા પુંજા, ભૂતપ્રેતની પુંજા, લિંગ પુંજા, વિગેરે ) પણ પુરાણોમાં દાખલ કરી છે. અને બ્રાહ્મણો જયાં જયાં ઉપદેશાર્થે ગયા ત્યાં ત્યાંના લોકોને **सर्व देवो नमस्कारः केशवं प्रति गच्छति** એ સુત્ર બતાવી તેમના દેવ પણ

---

૧. સંયુક્ત પ્રાંતના સર્જન જનરલ ડૉ. હેન્કીને તપાસ કરી સિદ્ધ કર્યું છે કે "ગંગાનદીના જળમાં એવો અસાધારણ ગુણ છે કે તેમાં રોગકારક જંતુઓનો સ્વભાવતઃ નાશ થાય છે." મર્ણપથારીએ પડેલા મનુષ્યના મુખમાં ગંગાજળ રેડવાની પ્રથા છે તે કેટલી ફાયદારક છે? મૃતક મનુષ્યનાં અસ્થિ વિગેરે આવા જળાશયમાં નાંખવાનો રિવાજ પણ તેટલોજ ઉપયોગી છે. સાફ થએલાં હાડકાંમાં એવો ગુણ છે કે તેથી જળ શુદ્ધ અને સ્વચ્છ થાય છે તેથી કોઈ માણસને કોઈ કહે કે હાડકાં એકઠાં કરી જળાશયમાં નાંખીઆવ, તો તે કામ તે ભાગ્યેજ કરશે, પણ મૃતક મનુષ્યનાં હાડકાં આવા જળાશયમાં નાંખવાથી મરનાર સ્વર્ગે જશે આવી પુરાણ કર્ત્તાની ચાલાકીને લીધે હજારો મૃતકોનાં અસ્થિ ગંગાજી વિગેરે જળાશયમાં આવે છે.

ઉના પાણીના ઝરામાં રેડીયમ, ગંધક અને થંડા પાણીના ઝરામાં સુરોખારનો અંશ હોવાથી તેમાં સ્નાન કરવાથી ચામડીનાં દરદો વિગેરે સારાં થાય છે ( જુઓ ઈન્ડીયન મેડીકલ ગેઝેટ ડીસેમ્બર ૧૯૧૧ ).

પર્વતોમાં પણ અનેક પ્રકારની વનસ્પતિ રહેવાથી ત્યાંની હવા આરોગ્યવર્દ્ધક હોય છે.

" આ મ્હોટા દેવ શિવ અને વિષ્ણુનાં માત્ર જુદાં જુદાં રૂપ છે " આ પ્રમાણે સમજાવવા લાગ્યા, એટલુંજ નહિ પણ તેમના સ્વભાવને અનુકુળ આવે તે સારૂ [1]જુગાર રમવો, દારૂ પીવો, માંસ ખાવું વિગેરે તત્વો દાખલ કરીને પણ હલકી વર્ણના જુગારાદિપ્રિય લોકોને પોતાના હિંદુ ધર્મમાં ખેંચવા પ્રયાસ કરેલો જણાય છે.

( ૪ ) બૌદ્ધ અને જૈન વિગેરે ધર્મના પ્રચારથી થએલી વર્ણની અવ્યવસ્થા સુધારવા માટે સરખા આચાર, વિચાર, અને ધંધાના માણસોના જથ્થા બાંધી તેમના ધંધા પ્રમાણે [2]વર્ણ વ્યવસ્થા ઠરાવી અને તેમાં ભ્રષ્ટાચાર ન ફેલાય તે માટે એક વર્ણના માણસોને બીજી વર્ણવાળા પોતાનામાં દાખલ ન કરે એવો પ્રબંધ રચ્યો. આથી એક બીજામાં રોટી બેટી વ્યવહાર બંધ થયો.

( ૫ ) જ્યાં જ્યાં ઉપદેશ અર્થે બ્રાહ્મણો ગયા ત્યાં ત્યાં તેમની નવી કલ્પના પ્રમાણે મૂર્તિઓની સ્થાપના કરી, અને જે જે મૂર્તિ, નદી, પર્વત વિગેરેની પુંજા લોકો કરતા હતા તેમનાં પણ ચમત્કારિક અને મનોરંજક વર્ણનો પુરાણોમાં દાખલ કરી તેમનો મહિમા વધારવા પ્રયાસ કર્યો છે.

( ૬ ) લોકો જૈન, બૌદ્ધ અને ચાર્વાક વિગેરે નાસ્તિક પંથોમાં દાખલ ન થાય–તેમનો ઉપદેશ સરખોય પણ તેમના કાને ન પડે તે સારૂ " **हस्तिना ताडयमानोऽपि नगच्छेज्जैन मन्दिरम्** " રસ્તામાં હાથી મારવાને સામે આવતો હોય અને પડખે જૈન મંદિરમાં જવાથી જીવ બચતો હોય તો પણ તેમાં ન જતાં હાથીને પ્રાણાર્પણ કરવો" એવી મતલબના શ્લોક પુરાણોમાં દાખલ કરી તેમને પરધમમાં જતા અટકાવવા પ્રયાસ કર્યો છે.

---

૧. જુગાર રમવો વિગેરે હલકા વર્ગના માણસોને માટેજ ઠરાવેલું હતું. ઉચ્ચ વર્ગના માણસોને તો તેથી દુર રહેવાનોજ ઉપદેશ કરેલો છે. પણ સેમેટિક મ્લેચ્છાદિમાંથી બની બેઠેલા બ્રાહ્મણો માંસ ખાતા હતા, તેથી મત્સ્યાદિ પુરાણમાં શ્રાદ્ધમાં બ્રાહ્મણોને માંસ ખવરાવવાનું લખેલું છે, એ ઉપરથી જણાય છે કે એ પુરાણો તે બની બેઠેલા બ્રાહ્મણોનાંજ લખેલાં હશે.

૨. પુરાણો થયાં ત્યારે ૧૮ વર્ણ ઠરાવવામાં આવી હતી. પાછળથી તેમાં મતભેદ થતાં વૃદ્ધિ થતે થતે આજે હજારોની સંખ્યામાં વર્ણ જોવામાં આવે છે ! ! ઓછામાં ઓછી ૮ હજાર જ્ઞાતિ હિંદુધર્મમાં છે. ક્યાં ૪ વર્ણ અને ક્યાં ૮૦૦૦ વર્ણ ! ! ! હજુ પણ કેટલી વધશે ? !

( ૭ ) લોકોને પાપ કર્મથી અટકાવવા માટે અમુક પ્રકારનું પાપ કરનારને અમુક પ્રકારની ભયંકર શીક્ષા મૃત્યુ પછી યમદુતો કરે છે તેનો* રોમાંચ ખડાં થાય તેવાં વર્ણન કરેલાં છે.

( ૮ ) બૌદ્ધ ધર્મના મોટી સંખ્યાના લોકોની તે ધર્મ ઉપર સારી આસ્થા જોઇને બૌદ્ધને પણ વિષ્ણુનો એક અવતાર છે એમ પુરાણોમાં દાખલ કરી તે ધર્મના લોકોને પણ પોતાના ધર્મમાં ખેંચવાનો પ્રયાસ કરેલો છે.

( ૯ ) જે પંચ મહાયજ્ઞ દરરોજ આર્ય કુટુંબે કરવા જોઇએ એવી પ્રથા ચાલતી હતી તેમાં પણ સરળતા કરી કોઇ સારા વિદ્વાન બ્રાહ્મણને [૧]પંચભાગ આપવાનો રિવાજ કર્યો.

( ૧૦ ) આર્ય લોકોમાં જે ૧૬ સંસ્કારો થતા હતા, તેમાં પણ સરળતા માટે ફેરફાર[૨] કરી દીધા.

( ૧૧ ) મુસલમાન રાજ્યના અમલમાં હિંદુ સ્ત્રીઓનું બળાત્કારે મુસલમાનો હરણ કરી બીબીઓ બનાવતા હતા, તેથી તે સમયમાં રચાયલાં પુરાણોમાં—અથવા તે પહેલાં રચાયલાં પુરાણોમાં બાર વરસની ઉમ્મરની અંદરજ કન્યાનું લગ્ન કરાવી દેવું, તેમ ન કરનારનાં માતા,

* જુઓ ગરૂડપુરાણ.

૧. ચોખા, દાળ, આટો, મીઠું અને ઘી એ પાંચ ચીજો એક થાળીમાં મુકીને બ્રાહ્મણને આપવું તેને પંચભાગ કહે છે.

૨. જાતકર્મને બદલે ગળથુથી, નામ કરણને બદલે છઠ્ઠી, નિષ્ક્રમણ અને અન્ન પ્રાશન તો કોઇ કરતુંજ નથી. ચૌલને બદલે બાધા ઉતરાવે છે. જનોઇ સંસ્કાર બ્રાહ્મણ સિવાય બીજા કરતાજ નથી, અને બ્રાહ્મણો પણ આખા બાર વરસનો વિધિ ચાર કલાકમાં આટોપી જનોઇ રૂપે તેનું નાટકજ કરે છે! અને ત્યાર પછીના તો બીજા સંસ્કારો કોઇ કરતું નથી. ફક્ત અંત્યેષ્ટી સંસ્કાર મર્ણ વખતે થાય છે, પણ તે વિધિ સહ તો નહિજ. કોઇ કોઇ શ્રીમંત સંસ્કાર કરે છે ખરા, પણ તે પ્રાચીન વિધિ પ્રમાણે નહિ. જ્યારે કોઈ સ્ત્રીને સંતાન થતાં નથી ત્યારે કોઇ ભૂત પ્રેત થવા દેતું નથી એમ માની તિર્થમાં જઇને નારાયણ બલિ કરે છે; પરંતુ વિર્યરક્ષા ન કરવા રૂપ મહાભૂતનો તો કોઈ વિચાર સરખોય કરતું નથી.

પિતા અને સર્વ કુટુંબ વિગેરે નર્કે જશે એવી મતલબના શ્લોક[1] દાખલ કર્યા. કહે છે કે મુસલમાન લોકોના કોઇ શાસ્ત્રમાં એવું ફરમાન છે કે "પરણેલી સ્ત્રીનું હરણ કરવું તે હરામ છે" તેથીજ કન્યાઓને સ્ત્રીત્વમાં આવ્યાં પહેલાં પરણાવી દેવાથી તેનું હરણ થવાનો ભય ઓછો રહે માટેજ એમ કરવું પડેલું.

(૧૨) પુરાણ કાળમાં જનસમાજની વૃત્તિઓ ઉત્તમ પ્રકારના વિષય ભોગાદિ તરફ વળેલી જોઇને તેમને શ્રીકૃષ્ણની ભક્તિ તરફ વાળવા સારૂ લોક રૂચિને અનુકુળ થાય તેવું [2]અલંકારોથી ઓપાવીને તેમનું જીવન વૃત્તાંત મનોરંજક અને ચમત્કારિક વર્ણનેથી ભરપુર ચિતર્યું છે.

---

૧. આમ થવાથી બાળલગ્નનો રિવાજ શરૂ થયો, તેને તો બધું બાળી મૂક્યું ! ! ગર્ભાધાન સંસ્કાર સચવાયો નહિ. ન્હાની ઉમરમાંજ અપકવ વિર્ય સ્ખલિત થવાથી જીંદગી ટુંકી થઇ ગઇ અને બળ, બુધ્ધિ, તથા પરાક્રમ સાથે શ્રી અને સરસ્વતિ પણ ચાલ્યાં ગયાં. વિધવાઓની સંખ્યા વધી પડી જેના પરિણામે અનાચાર અટકાવવા માટે સતિ થવાનો ચાલ શરૂ થયો. જો કે એ રિવાજથી થતી અનાથ સ્ત્રીઓની હત્યા અયોગ્ય (પાપરૂપ) લાગવાથી ના. સરકારે કાયદાથી તેનો પ્રતિબંધ કર્યો છે. વિધવાઓની સંખ્યા અનહદ વધી ગઈ છે. અને છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે લગભગ ૩૦ લાખથી વધારે વિધવાઓ ભારતમાં છે. અહાહા, કેટલી દુઃખની વાત ! ! ઘણી ખરી વિધવાઓ પેટના દુઃખે કે અન્ય બીજા કારણોએ (ધર્મ જ્ઞાનના અભાવે) અનાચારમાં પ્રવૃત્ત થયેલી પણ માલુમ પડી છે, અને દર વરસે અનેક બાળહત્યાઓ ઘની કર્ણગોચર થાય છે. આથી પુનર્લગ્નની કડવી જરૂર ખડી થઇ છે.

૨. જે વખતે દેશની એવી સ્થિતિ અનુભવીઓના અનુભવમાં આવેલી કે ધર્મ વિચારો, અથવા તો આદર્શ પુરૂષોના જીવનો લોક જીવનમાં ઉતારવાનો તાત્કાલિક ઉપાય શૃંગાર શાસ્ત્ર છે, ત્યારે તેઓએ તે માર્ગે કામ લીધેલું, વૈષ્ણવાદિ સંપ્રદાયો દ્વારા શ્રીકૃષ્ણના જીવનનો બોધ આપવાની જે પ્રણાલીકા બંધાઇ છે તેનું કારણ એજ છે. પરંતુ દરેક પદાર્થ કે વિચારમાં લાભનાં તત્વો પણ હોય છે તેમ ગેરલાભનાં પણ હોય છે. તેમ શૃંગાર શાસ્ત્રના સંબંધમાં પણ બન્યું છે.

પુરાણોમાં અનેક રાજા મહારાજા અને રૂષિ મુનિઓનાં જીવન વૃત્તાંતો છે. જો કે એ તમામ અલંકારોથી શણગારીને લખવામાં આવ્યાં છે ખરાં, પરંતુ યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રના જીવન વૃતાંતમાં જે અલંકારાદિ દ્દષ્ટિગોચર થાય છે, તેણે તો હદજ કરી નાંખી છે ! પુરેપુરી કાવ્યશક્તિ તો તેમાંજ ચમકાવેલી છે ! !

પુરાણોમાં વર્ણવેલા શ્રીકૃષ્ણના જન્મ વૃતાંતનું સિંહાવલોકન કરવા માટે તો આ પુસ્તક જેવાં બે ચાર પુસ્તકો લખવાની જરૂર પડે તેમ છે. તોપણ તેનું સંક્ષેપમાં અવલોકન કરવું અસ્થાને નહિજ ગણાય.

क. "सर्वे उपनिषदो गावो......એ શ્લોકમાં ઉપનિષદ રૂપિ ગાયોનું દોહન કરનાર હોવાથી શ્રીકૃષ્ણને ગોવાળ, તેમાંથી સાર રૂપ માખણ શોધી (ચોરી) ગીતાજી રૂપે પ્રસિદ્ધ કરી સર્વ મુમુક્ષો (અજ્ઞાન હોવાથી માંકડાં) ને પાયું. એ મૂખ્ય મતલબને કાવ્યની છટા લાવવા માટે અલંકારિક ભાષામાં શ્રી કૃષ્ણને ગોવાળ, માંખણ ચોરનાર અને માંખણ ચોરીને માંકડાંને ખવાડનાર વર્ણવ્યા છે.

(ख) વાદવિવાદથી જનસમાજમાં ફેલાયલા દ્વેષને (ઝેરને) તેમણે ઉપદેશ આપી સર્વને સમજાવી તેને અટકાવી (ચુશી લેઈ) તેમની પાપવૃત્તિ (પુતના) નો નાશ કર્યો, અને આવી રીતે તૃણવત્ ટંટાને પતાવી (તૃણાસુરને મારી) વિદ્વાનોને (રૂષિઓને) રાજી કર્યા. આ હકીકતને પણ રૂપાલંકાર આપી પુતનાનું ઝેર ચુશી મારી નાંખી અને તૃણાસુરને મારી રૂષિયોને ખુશી કર્યા.

(ग) શ્રીકૃષ્ણ મ્હારો પુત્ર છે, મારી આજ્ઞા આધિન (બંધાયલો) છે, તેથી જય વિજય મહારાજ થવાનો એવા અભિમાનમાં જસોદાજી ગ્યાવેલાં, તેમને પણ શ્રીકૃષ્ણે સદુપદેશ આપી તેમનામાં સમાયલા હુંપદ મમપદ (બે વૃક્ષો કલ્પ્યાં) નો નાશ કર્યો. આ હકીકતનું વર્ણન કરતાં "શ્રીકૃષ્ણને જસોદાજીએ દામણાથી (પ્રેમ રૂપિ રસીથી) બાંધી લીધા હતા, તે દામણા સહિત તેઓશ્રી દોડયા અને તેમને વિષ્ણુના શ્રાપિત થયેલા બે દ્વારપાળો (જય, વિજય) જે ઝાડ રૂપે ઉત્પન્ન થયેલા હતા; તેને ઉખેડી નાંખી તેનો ઉદ્ધાર કર્યો" એમ વર્ણવેલું છે.

(घ) શ્રીકૃષ્ણે શાંતિથી વાદ (વાચ્છાસુર!) નો નાશ કર્યો અને તપશ્ચર્યા (શમ, દમ, વિવેક, વૈરાગ્ય, અને પ્રાણાયામાદિથી) મોહ (બગાસુર!) નો નાશ કર્યો. બાળકોને ભણાવવાનો લોકોને બોધ કરી તેમનામાં ભરાયલા આળસ (અગાસુર) નો નાશ કરી બાળકોમાં નવીન ચેતન (જીંદગી) આણ્યું તેનુ પણ શ્રીકૃષ્ણે વાચ્છાસુરનો નાશ કર્યો, બગાસુરને માર્યો, અને અગાસુરને મારી બાળકોને જીવતાં રાખ્યાં એવું વર્ણન છે

(ङ) શ્રીકૃષ્ણના સમયમાં કેટલીક મદનના મદમાં મસ્ત બનેલી યુવતિઓ ધર્મ નિતિનો વિચાર કર્યા વિના યમુનાજીના કિનારે કપડાં ઉતારી નગ્ન સ્નાન કરી તોફાન મચાવતી હતી, તેની ખબર મળતાં તેમણે શરમ રાખ્યા સિવાય ત્યાં જઇ અભય કદમરૂપ શાસ્ત્રના આધારે સ્ત્રીઓના કર્તવ્ય ઉપર હૃદયભેદક જુસ્સાદાર વ્યાખ્યાન આપી તેમનામાં સમાયલા અજ્ઞાનનું

(અજ્ઞાન ને વસ્ત્રની ઉપમા આપી તે વસ્ત્રનું ) હરણ કર્યું. યુવતિઓ આ વ્યાખ્યાનથી લાજની મારી શરમાઇ પસ્તાવો કરવા લાગી. આ મુળ હકીકતનું બિભિત્સ મિશ્રિત શૃંગાર રસથી ભરપુર એવું તો વર્ણન નજરે પડે છે કે તે પુરેપુરૂં જણાવવા પણ અમને યોગ્ય લાગતું નથી. ટુંકામાં આ યુવતીઓનાં વસ્ત્ર હરણ કરી શ્રીકૃષ્ણ કદમના ઝાડ ઉપર ચઢી ગયા અને જ્યારે તેઓએ નગ્ન બહાર આવીને શ્રીકૃષ્ણને કાલાવાલા કર્યા ત્યારે તેમણે તેમનાં વસ્ત્ર આપ્યાં! એવી મતલબનું વર્ણન છે. मातृवत् परदाराषु એવો ઉપદેશ આપનાર યોગેશ્વર શ્રીકૃષ્ણ આવું અયોગ્ય કર્મ કરેજ કેમ? પણ શૃંગાર રસિક જનોને પ્રિય થાય તેવું લખાણ કરવા જતાં પુરાણકારે હદ કુદાવી દીધી છે!! જેનું પરિણામ અનર્થકારક નીવડે તો તેમાં નવાઈ જેવું નથી. પુરાણના એજ વર્ણનને આધારે એક પ્રસિદ્ધ ચિત્રકારે તો તેવા પ્રકારનાં ચિત્ર પણ તૈયાર કર્યા છે અને તે ઘણાંખરાં વૈષ્ણવ મંદિરોમાં અને વૈષ્ણવોના ઘરમાં પણ જોવામાં આવે છે, જો કે લલિત કળાની દૃષ્ટિએ એ ચિત્ર ઉપયોગી હશે, તોપણ નિતિને ભ્રષ્ટ કરે તેવાં વિષયોત્તેજક ચિત્રો રાખવાનું તો સમજુ માણસો ભાગ્યેજ પસંદ કરશે.

(च) શ્રીકૃષ્ણે જનસમાજમાં ફેલાયલા કલેશનું (કાળી નાગનું) નિતિ ધર્મનો ઉપદેશ આપી (દમન કર્યું ) તેનું મૂળ ઉખાડી નાંખ્યું (હાંકી કાઢયો) અને લોકોમાં ફેલાયલા દ્વેષરૂપિ અગ્નિ (દાવાગ્નિ)ને શાંત કરી દીધો (પી ગયા) તે હકીકતને બદલે કાળી નાગનું દમન કરી તેને હાંકી કાઢયો અને દાવાગ્નિ પી ગયા એવું વર્ણન છે.

(छ) લોકોને સદુપદેશ આપવાથી દુર્જન (અજ્ઞાન-મેઘ જેવા) લોકો તેમની સામા થયા, અને તેમનાં પ્રિય ગૌરૂપ ઉપનિષદોને નુકશાન પહોંચાડવાનો પ્રપંચ રચ્યો તેથી એક મ્હાન ( પર્વત જેવી ) સભા મેળવી વિદ્વાનોની મદદથી તેમાં શ્રીકૃષ્ણે જીત મેળવી તેઓને મહાત્ત કર્યા. પર્વત જેવી મ્હાન સભાએ એકે અવાજે શ્રીકૃષ્ણચંદ્રની પ્રસંશા કરી. આ હકીકતને રૂપાલંકાર આપી બારે મેઘ ચઢી આવ્યા અને ગાયોને હેરાન કરવા લાગ્યા, તેથી શ્રીકૃષ્ણચંદ્રે ગોવર્ધન પર્વતને ટચલી આંગળીએ ઉપાડી તેમની રક્ષા કરી એવું વર્ણન છે.

(ज) ભાગવતમાં રાધા શબ્દજ નથી, એ સિવાયનાં કેટલાંએક પુરાણોમાં રાધા નામની સ્ત્રી સાથે શ્રીકૃષ્ણે વિનોદ કર્યાનું વર્ણન છે, તો એ રાધા આવી ક્યાંથી? શ્રીકૃષ્ણ એક આદર્શ યોગેશ્વર મહાત્મા હોવાથી તે પુંજવા લાયક હતા, તેથી આરાધ્યે કૃષ્ણ એમ કહેવાતું હતું. તે આરાધ્યે શબ્દમાંના આ નો કેટલેક સમયે લોપ થતાં રાધ્યે કૃષ્ણ કહેવાવા લાગ્યું હશે. રાધે કૃષ્ણ કહેવાવા લાગ્યા પછી કોઈ શૃંગાર રસિક કવિએ રાધે એક સ્ત્રી કલ્પી શૃંગા-

રિક કથાનક ઉભું કર્યું હોવું જોઇએ, અને તેમ થયા પછી પુરાણમાં તે હકીકત ઘુસી જવા પામી હશે.

(ਜ਼) શ્રીકૃષ્ણચંદ્ર ઉચ્ચ નીચનો ભેદ ન રાખતાં સર્વ સાથે સમાનભાવથી વર્તતા હતા, તે બતાવવા રીંછની ઉછરેલી જાંબુવંતી અને કુબજા નામની કદરૂપી દાસી સાથે પરણ્યા હતા એવું વર્ણન કરેલું છે.

(ञ) પરમાત્મા નિરાકાર છે અને તેને કાંઈ રૂપરંગ નથી, માટેજ તેમને કાળા રંગના કલ્પ્યા છે; કારણ કે કાળો કોઇ રંગ નથી, પણ રંગના અભાવે જે દેખાય છે તેને કાળો રંગ કહેવામાં આવે છે.

(ट) શ્રી કૃષ્ણને ૧૬૧૦૮ સ્ત્રીઓ હતી એવું પુરાણોમાં લખેલું છે. પુરાણોના સ્થુલ શબ્દોને અંધશ્રદ્ધાએ વળગી રહેનારાઓ તો આ વાત સત્ય માને છે. પરંતુ મહાભારત વિગેરેથી ફકત તેમને એકજ સ્ત્રી-રૂક્ષ્માણિ-હતી એવું માલુમ પડે છે. કેટલાએક કહે છે કે શરીરની ૧૬૧૦૮ નાડીઓ છે તે ઉપર કાબુ રાખવાથી અર્થાત્ શ્રી કૃષ્ણ જીતેન્દ્રિય હોવાનું જણાવવા માટે અલંકાર આપી નાડીઓને બદલે નારીઓ લખી હશે, પણ એ વાત સત્ય જણાતી નથી. કારણ કે શરીરમાં નાડીઓ ૯૯૯ હોવાનું પ્રસિદ્ધ છે. કેટલાએક કહે છે કે રૂગ્વેદની ૧૬૧૦૮ ઋચાઓ છે તે તેમના કંઠાગ્રે હોવાથી અર્થાત્ તેમાંજ કૃષ્ણનું હ્રદય રમણ કરતું હોવાથી તે ઋચાઓને અલંકારી ભાષામાં નારીઓ લખી છે, પણ એ વાત પણ સત્ય જણાતી નથી. કારણ કે ઋગ્વેદની ઋચાઓ ૧૦૫૮૦ છે. કેટલાએકનું એવું માનવું છે કે કૃષ્ણને વિષ્ણુનો અવતાર પુરાણકારોએ ઠરાવેલા છે અને વેદમાં સૂર્યને વિષ્ણુ કહેલ છે તેથી ૧૬૧૦૮ તારાગ્રહ જે સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે તેને અલંકારિ ભાષામાં નારીઓ જણાવેલી છે. તે સમયમાં ૧૬૧૦૮ તારાગ્રહ મુખ્ય ગણાતા હતા માટે તેમ બન્યું હશે. સહુથી છેલ્લો મત બીજા બધા મત કરતાં વાસ્તવિક જણાય છે.

(ठ) શ્રીકૃષ્ણે અમુક બીજના ચંદ્રનાં દર્શન કર્યા નહિ અને ચોથના ચંદ્રનાં દર્શન કર્યા તેથી અમુક અમુક આફત તેમના ઉપર આવી પડી હતી એવું વર્ણન પણ જોવામાં આવે છે. મુસલમાન રાજ્ય અમલમાં બીજના ચંદ્રનાં દર્શન કરવાનો રિવાજ મુસલમાનોના દેખાદેખી હિંદુઓમાં પણ દાખલ થવા પામ્યો હતો. અને તેથી તેને શાસ્ત્રનો આધાર આપવા માટે કોઇ કવિરાજે કલ્પનાનો ઘોડો દોડાવી શ્રી કૃષ્ણના નામ સાથે આખું કથાનક બનાવી પુરાણમાં ગોઠવવાનું સાહસ કરેલું છે.

(ड) જરા એટલે ઘડપણથી શ્રી કૃષ્ણ સ્વર્ગવાસી થયા, તેનું પણ અલંકાર આપી જરા નામના પારધીએ કૃષ્ણને બાણ મારી મારી નાંખ્યા એવું વર્ણન છે.

( ૧૩ ) બુદ્ધિને ભ્રષ્ટ કરનાર તમોગુણી પદાર્થો ખાનાર નર્કે[1] જાય છે એવું ઠરાવી ડુંગરી, લસણ, ગાજર, વિગેરે પદાર્થોનો ઉપયોગ થતો અટકાવવા પ્રયત્ન કર્યો છે.

( ૧૪ ) શિવ, વિષ્ણુ વિગેરેને સાકાર ઠરાવ્યા, તેમના અવતાર ઠરાવ્યા એટલે તેમના [2]પરિવાર વિગેરેની પણ ગોઠવણ પણ રૂપક આપી કરેલી છે.

---

(ઢ) ...ષ્ણે પોતાના મામા કંસને મારી નાંખ્યો તેથી ઘરડા માણસોની મંડળી (જરાસંઘે) ગુસ્સે થઇ તેને ઠપકો આપતા હતા, તેથી તેમના ભયથી હારીને શ્રી કૃષ્ણે દ્વારકાંમાં જઈ ત્યાં રાજધાની કરી હતી. આ હકીકતને પણ અલંકાર આપી જરાસંધના ભયથી કૃષ્ણે હારીને દ્વારકાં વસાવી ત્યાં રાજધાની કરી.

( ) કાળયવન નામનો કોઇ પરધર્મી શ્રી કૃષ્ણને મારવા માટે તેમની પાછળ પડયો હતો, પ્રરંતુ તેમણે એક યુક્તિ કરી તેથી બચી ગયા, અને ભળતો માણસ માર્યો ગયો. તે ભળતા માણસના સગાં સંબંધીઓએ પછી કાળ-યવનને મારી નાંખ્યો તેનું પણ વર્ણન અલંકારિક જણાય છે.

(ત) દ્વારકાંમાં ૫૬ કોટી ( વર્ગ—જાતના ) યાદવો રહેતા હતા, તેનું પણ વ-ર્ણન કરતાં દ્વારકાંમાં ૫૬ કોટી ( કરોડ ) યાદવો રહેતા હતા એવું વર્ણન કરેલું છે.

આવી રીતે શ્રી કૃષ્ણનું પુરાણકાળમાં શૃંગાર રસથી ભરપુર વૃત્તાંત જાણીને અને તેને અંધશ્રદ્ધાથી હિંદુ જાતિ સત્ય તરિકે સ્વિકારતા હોવાથી તે સમય પછી થયેલા જૈન મતના વિદ્વાનોએ શ્રી કૃષ્ણ નર્કમાં છે એવું લખેલું છે.

૧. આવું ઠરાવવાથી કેટલાએક અંધશ્રદ્ધાળુ ચુસ્ત હિંદુ ધર્મીઓ દવા વિગેરેમાં જરૂર હોવા છતાં પણ તેનો ઉપયોગ કરતા નથી અને પીડા પામે છે.

૨. વાયુ (બ્રહ્મા) થીજ વાણી થાય છે માટે ચારે વેદના જ્ઞાતા બ્રહ્મા. અને તેથી તેનાં ચાર વેદરૂપ ચાર માથાં; પાંચમું માથું પણ શિવે કાપી નાંખ્યું છે એટલે પાંચમો વેદ જે કૃષ્ણ યજુર્વેદ જે સેમેટિક મ્લેચ્છોમાં ભરેલા ભ્રષ્ટ બ્રાહ્મણોએ બનાવેલો તે અજ્ઞાનતાથી ભરેલો હોવાથી તેનો જ્ઞાને ( શિવે ) નાશ કર્યો હતો. વાયુથીજ વિદ્યાની ઉત્પત્તિ માટે બ્રહ્મા (વાયુ) ની પુત્રી સરસ્વતિ. કોઇ સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કર્યાનો દાવો કરી શકેજ નહિ—તેનો કોઈ સ્વામિ થઇ શક્યો નથી—માટે તે કુંવારી. જેને વિચારવાની શક્તિ છે તે મનુ. માટે મનુ તે બ્રહ્માનોજ પુત્ર. સર્વવ્યાપી વાયુમાંજ કર્મ માત્રની છાયા ચિતરાય છે (હાલનાં ગ્રામોફોનથી એ વાત સારી રીતે સિદ્ધ થાય

( ૧૫ ) ચેપી રોગોનો ફેલાવો ન થાય તે સારૂ મરનાર મનુષ્યને અંત્યેષ્ટિ સંસ્કાર કરનારને સ્નાન અને તેની સાથે વધુ વખત રહેલાં સગાં સંબંધીઓને સ્નાન ઉપરાંત સુતક વિગેરે ઠરાવી તેમને દુર રાખવા પ્રયત્ન કર્યો છે. તેવીજ રીતે હલકા ધંધા કરનારા ( અસ્પૃશ્ય જાતિ ) ઓને પણ અડવાથી સ્નાનાદિ વિધિ કરવાનો પ્રબંધ રચ્યો છે.

---

છે) અને યોગ્ય સમયે તે કર્મના કર્તાને ફલદાતા નિવડે છે એટલે વાયુમાં ગુપ્ત ચિત્ર આવિર્ભાવ પામી સ્થુલ સૃષ્ટિમાં જણાય છે માટે પ્રાણી માત્રના કર્મનો હિસાબ લખનાર ચિત્રગુપ્તજ. અને કર્મનો નિયમનાર પણ બ્રહ્મા (વાયુ) અને એ સર્વની વાત જાણનાર વિદ્યારૂપ સરસ્વતિ તેજ વિધાતા-તેજ લેખ લખનારી.

પાપનું ભક્ષણ કરનાર જ્ઞાન હોવાથી અગ્નિરૂપ શિવ પણ જ્ઞાન. ગમે તેવી દુષ્ટ બુદ્ધિના માણસને પણ સ્મશાનમાં જ્ઞાન ઉપજે છે માટે શિવ (જ્ઞાન) નો વાસ સ્મશાનજ. કામાદિ દુર્ગુણો બાળનાર પણ જ્ઞાન હોવાથી કામદેવને બાળનાર પણ શિવ. યોગશાસ્ત્રમાં જ્ઞાનનું સ્થળ મસ્તક છે, મસ્તકનું નામ પણ કૈલાસ આપેલું છે. માટે શિવનું સ્થળ પણ કૈલાસ. યોગશાસ્ત્રમાં કુંડલિની શક્તિ કહી છે તે સુષ્મણાદ્વારે બ્રહ્માંડ (કૈલાસ) માં પહોંચી શિવ (જ્ઞાનને) ને મળે ત્યારે સમાધિ થાય છે. સમાધિનું ફળ પણ પરમાનંદ. અને પરમાનંદ થાય એટલે શુદ્ધિ અને બુદ્ધિ હાથ જોડી ઉભીજ રહે. આ તત્વોને રૂપક આપતાં શિવને કૈલાસ–ગિરિ–પર્વત–વાસી ગણ્યો ત્યારે શક્તિ (કુંડલીની) પણ પવર્તની પુત્રી પાર્વતીજ થઈ. આ બંને કૈલાસ–બ્રહ્માંડમાં–વિહરે ( એકત્ર થાય ) તેનું ફળ સમાધિ–ગણપતિ–અને ગણપતિને પત્નિઓ પણ શુદ્ધિ અને બુદ્ધિ; પણ જ્ઞાનને પુત્ર શો અને પત્નિ પણ શી ? માટેજ પુત્રરૂપ પરિચ્છેદ (ગણપતિ) નું માથું કાપી નાંખ્યું છે. શક્તિને તે જરૂરનું છે માટે ડહાપણના ચિન્હરૂપ હસ્તિનું માથું તેના ધડ ઉપર બેસાડયું. હલાહલ ઝેર (મલેરિયા) ને પી જનાર પણ શિવ (અગ્નિ). અગ્નિમાં સુગંધી દ્રવ્યો વિગેરેની આહુતી આપી યજ્ઞાદિ કરવાથી હવા શુદ્ધ થઇ જઈ મલેરિયા નાશ થાય એ પ્રસિદ્ધજ છે. સર્વ પ્રકાશ કરનાર મણિ છે માટે મણિને ધારણ કરનાર સર્પ, પ્રકાશનો કરનાર હોવાથી શિવ (અગ્નિ) નું આભુષણ.

સૂર્ય પ્રકાશથીજ રંગ સમન્વય છે. અંધારામાં સર્વ રંગ કાળોજ જણાય છે. તેથી સૂર્યનું વાહન તે સપ્તમુખી ઘોડો (સાત રંગથી વિભૂષિત પ્રકાશ). સૂર્યથીજ જગતનું પોષણ થાય છે. તેની ગરમીથીજ પાણીનું વરાળ થવું, વરાળથી વરસાદનું થવું અને વરસાદથી અન્નાદિનું પાકવું. અને

( ૧૬ ) આઠ વસુ, એકાદશ રૂદ્ર, દ્વાદશ આદિત્ય, ઇંદ્ર અને પ્રજાપતિ એમ ૩૩ કોટી ( જાતિના ) દેવ ગણેલા છે. પણ પુરાણો બનતી વખતે નદી, તળાવ, પહાડ અને અનાર્ય લોકોના પણ દેવને દેવ ગણેલા તેથી તે સર્વનો સમાસ કરવા માટે ૩૩ કોટી ( જાતના ) ને બદલે ૩૩ કોટી એટલે કરોડ સમજાવવાનો પ્રયત્ન થયો છે. અને ઇશ્વરના એક એક ગુણને જુદો જુદો લેઇ તેમના ગુણ પ્રમાણે જુદું જુદું નામ ઠરાવી તેને જુદા જુદા દેવ પ્રમાણે ગણી તેનાં વર્ણનો પણ અલંકારથી ઓપાવીનેજ કરેલ છે.

( ૧૭ ) દેવ મંદિર અને તિર્થાદિ જગ્યાએ લોકોની વધુ સંખ્યા એકઠી થવાથી હવાનો બીગાડ થતાં રોગાદિ ફેલાવવાનો સંભવ હોવાથી તેમ ન થાય તે સારૂ કપુર વિગેરે હવા સુધારનાર ચીજોની આરતિઓ કરવાનો તથા ઘીઇના દીવા રાખવાનો પણ પ્રબંધ કરેલો છે.

( ૧૮ ) જનસમાજ હમેશાં પરોપકાર કરતો રહે તે સારૂ વિવિધ પ્રકારના તહેવારો ઠરાવી તે પ્રસંગે વિદ્વાનોને દાન આપવાથી મહાન પુન્ય થાય છે એવું ઠરાવવા પ્રયત્ન કર્યો છે. તેમજ શ્રાદ્ધ સવત્સરિ વિગેરેની પણ એવીજ મતલબથી ગોઠવણ કરેલી છે.

( ૧૯ ) ઋતુઓને અનુકુળ તહેવારો વગેરે પણ ઠરાવેલા છે અને ઋતુઓની અંતે હવાની શુદ્ધિ થાય તેવી ગોઠવણો પણ કરેલી છે.

( ૨૦ ) જૈન લોકોએ જેમ તીર્થસ્થાન માટે ૭ પુરી નિર્માણ

---

અન્ન એજ માણસનું પોષણ કરે છે માટે સૂર્યજ પોષણ કરનાર છે. જ્યારે સૂર્ય પોષણ કરવાથી વિષ્ણુ ઠર્યો ત્યારે પાલન કરવામાં લક્ષ્મીની જરૂર હોવાથીજ વિષ્ણુની સ્ત્રી તે લક્ષ્મી. અને સંસારની વૃદ્ધિ કામથી થાય છે માટે વિષ્ણુનો પુત્ર તે કામદેવ. સૂર્યના આકર્ષણુદ્વિથીજ સૃષ્ટિ, ગૃહ વિગેરે નિયમિત ટકી રહ્યાં છે માટે તે સર્વનો ધારણ કરનાર–ધારણાત્મક દેવ છે. ગોલોક એ સૂર્ય કિરણોનો લોક–એજ સ્વર્ગ. સૂર્યથીજ ચારે દિશામાં પ્રકાશ ફેલાય છે માટે સૂર્ય–વિષ્ણુ–ચતુર્ભુજ.

આવીજ રીતે વિચાર કરતાં એટલે અલંકારોનું સત્ય રહસ્ય વિચારતાં શિવ, બ્રહ્મા અને વિષ્ણુનાં વાહન, શસ્ત્ર અસ્ત્ર અને બીજી અનેક વાતો સમજાય તેવી છે. ગ્રંથ વિસ્તારના ભયે વિશેષ વિવેચન કરી શકાય તેમ નથી. પણ સુક્ષ્મ બુદ્ધિથી વિચાર કરનારને તે સર્વ સમજાય તેવું છે. વિશેષ જાણવા ઇચ્છનારે ત્રિદેવનિર્ણય નામનું હિંદી પુસ્તક જોવું.

કરી હતી, તેમ પુરાણકારોએ પણ અયોધ્યા, મથુરાં, કાશી, અવંતિકા ( ઉજ્જન ), કાંચી, જગન્નાથપુરી અને દ્વારકાં એ સાત પુરી ઠરાવી છે.

( ૨૧ ) [1]અવ્યક્ત સત્‌માંથી સ્વતઃ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે; તેનું વર્ણન પણ અલંકારથી ઓપાવીને કરેલું છે.

ઉપર મુજબ વસ્તુસ્થિતિને ધ્યાનમાં લેઇ સમય સંજોગાનુસાર લોકરૂચિને અનુકુળ થઇ પડે તેવી રીતે પુરાણોની રચના થએલી છે. આવી રચના કરવામાં ઘણું કરીને જનસમાજ પરધર્મમાં જતા અટકી તેઓ ભક્તિમાર્ગે વળીને પણ હિતકારક કર્મ કરવામાં મશગુલ રહે એજ હેતુ રાખેલો જણાય છે. પરંતુ ભક્તિને વધુ પ્રાધાન્ય આપવા જતાં નિરાકાર પરમાત્માને સાકાર ઠરાવી તેની મૂર્તિપુંજા અને અવતારાદિની ગોઠવણ કરી તેમાંજ લોકોને અતિશય મોહ રહે—ભક્તિવાન થાય—માટે દરેક બાબતોને [2]અલંકારથી ઓપાવીને એવી તો ચિત્તાક-

---

૧. વેદમાં पुरुषएव इदं सर्वम् વિગેરે ઘણાં ગુહ્ય સુક્તો સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં છે. ઉપનિષદોમાં एक्षत बहुस्यां प्रजायेय હું બહુ થાઉ એમ ઈચ્છાથી થયું એમ જણાવેલું છે. પુરાણોમાં આ સંબંધમાં દરેકમાં જુદાં જુદાં વર્ણનો છે, પરંતુ સામાન્ય રીતે સર્વમાં એવું જણાય છે કે નારાયણને સૃષ્ટિ કરવાની ઈચ્છા થઇ અને જળમાં શેષ ઉપર પોઢયા, તેમની નાભિમાંથી બ્રહ્મા થયા અને તેમણે સર્ગ વિસ્તાર્યો વિગેરે.

વેદમાં પુરૂષ તેનેજ ઉપનિષદમાં સત્ અને પુરાણોમાં નર ગણેલ છે. નરથી જે થયું તે નારા—જળ. સર્વમય અવ્યાકૃત સતને વર્ણવી કેમ શકાય? વર્ણન કરવાથી તે વ્યાકૃત થઈ જાય માટે તેને ઉપમાથી સમજાવવા સારૂ સર્વમય પ્રાણિ માત્રના જીવનના આધાર રૂપ જળની ઉપમા આપેલી છે. તેમાં શેષ એટલે અનંત ઉપર સૂતેલા. નારાયણનો અંત નથી માટે તે અનંત ઉપર સૂતેલા છેજ. તેના (અનંતના) આધાર એટલે કારણરૂપ નારાયણ. અને તેમની સ્વતઃ પ્રવૃત્તિ જણાવવા માટે નાભિમાંથી કમળ થયું. ખાસ ઇચ્છા અને સ્વતઃ પ્રવૃત્તિ દર્શાવવા નાભિ અને કમળની યોજના કરેલી છે. કારણ કે કમળ એ સ્વતઃ પ્રવૃત્તિનું ચિન્હ છે, સ્ત્રી પુરૂષરૂપ પરાગ ( કમળ બીજમાં સપત્ર પુષ્પ કમલાકાર સ્થિત છે. ) કમળમાંજ છે. બીજાં વૃક્ષોનાં બીજાદિ સંબંધે તેમ નથી. બ્રહ્મા એટલે વેદને જાણનાર—વેદરૂપ નર. ચાર વેદ હોવાથી તે ચતુઃમુખ. તે બ્રહ્માનો પુત્ર તે મનુ. મનવાળો તે મનુ. અનેમનુ ઉપરથી મનુષ્યઆમ અર્થ સંકલના છે.

૨. કળાકૌશલ્યતામાં પ્રવિણ હોવાથી જળ, અગ્નિ, સૂર્ય, વિગેરે દેવો પાસે રાવણ કામ કરાવી લેતો હતો; તેને અલંકારાદિથી ઓપાવી રાવણે તમામ

ર્થક, ચમત્કારિક, અને મનોરંજક બનાવી દીધી છે કે તેને–પુરાણોને–કવિ કલ્પનાના ઉત્તમ કાવ્ય–ગ્રંથોમાં ગણીએ તો તદન વ્યાજબી ગણાશે. કાવ્ય ચમત્કૃત્તિનું યથાયોગ્ય રહસ્ય નહિ સમજનાર તેના સ્થુળ શબ્દોને અંધશ્રદ્ધાથી વળગી રહી **बाबा वाक्य प्रमाणम्** કરવા જતાં તેના સત્ય સ્વરૂપથી વિમુખ થઇ ગયા છે. અને ઘણાં અનિષ્ટ પરિણામ આવ્યાં છે, અનેક મતમતાંતરો ઉપસ્થિત થયા છે. વેદકાળની જ્ઞાનકર્મ મિશ્રિત ભક્તિનું રૂપાંતર થઇ ગયું છે અને તેની જગ્યા જડ ભક્તિએ લીધી છે. પુરાણોમાં પણ ભક્તિ જ્ઞાનકર્મ મિશ્રિત વર્ણવી છે, પરંતુ મતમતાંતર-વાળાઓએ પોતાને અનુકુળ યોજનાઓ કરી લીધી છે. હવે પુરાણોના આધારે સમય પરત્વે કયા કયા સંપ્રદાયાદિ ઉદ્ભવ્યા, તે તરફ જોઇએ.

## વૈષ્ણવ સંપ્રદાય.

પુરાણોના આધારે સહુથી પહેલોજ આ સંપ્રદાય સ્થાપન થયો હતો. આ સંપ્રદાયના સ્થાપક મહાત્મા વિષ્ણુ સ્વામિનો જન્મ ક્યારે થયો અને સંપ્રદાય ક્યારે સ્થાપન થયો તેનો ચોકસ પત્તો લાગતો નથી, પણ અનુમાન થાય છે કે ઈ. સ. ના ૩ જા સૈકામાં તેમણે આ પંથ સ્થાપન કરેલો હશે. તેમના પિતા દ્રાવિડ દેશમાંના એક રાજા પાસે પ્રધાન હતા, તેથી તેમને પણ દીવાનગીરીનું કામ શીખવા તેમના બાપે આજ્ઞા કરી હતી, પરંતુ તે કામ ઉપર તેમનો અનાદર થવાથી શીખવા ના પાડી. પોતે અલ્પ સ્મૃદ્ધિવાળા રાજાઓની સેવા કરવા કરતાં

દેવોને કબજે કર્યા હતા, એવું વર્ણન દૃષ્ટિએ પડે છે. આજે શું છે ? જળ પાસે આટો દળાવવાનું, લાકડાં વહેરાવવાનું, મીલ ચલાવરાવવાનું અને માલ લેઇ જવા લાવવાનું કામ નથી થતું ? સૂર્ય પાસે છબી પડાવવાનું, અગ્નિ પાસે સુતર કંતાવવાનું, કપડાં બનાવરાવવાનું, માલ તથા માણસોને એક સ્થળેથી બીજે સ્થળે લેઇ જવાનું વિગેરે અને વીજળી પાસે ખબરો મોકલાવવાનું, અને પ્રકાશ આપવાનું વિગેરે કામ કયાં નથી લેવામાં આવતું ? ! તેવીજ રીતે રાવણ પણ કામ લેતો હતો- તેની પાસે પુષ્પવિમાન પણ હતું. યંત્રકળાદિ વિદ્યામાં રાવણ ઘણોજ પ્રવિણ હતો, તેથીજ લંકામાં લક્ષ્મીની રેલછેલ હતી અને તે સૂવર્ણભૂમિ ગણાતી હતી. રાવણે આ વિષયમાં અનેક પુસ્તકો પણ લખેલાં હતાં, પરંતુ હનુમાનજીએ તેની પુસ્તકશાળાને આગ લગાડી દીધી હતી અને રામની સાથેના યુદ્ધમાં તે વિદ્યાના જાણનારા રાવણ અને અન્ય કળાકુશળમાં જે પ્રવિણ પુરૂષો હતા તે મરાયા, માટે એ વિદ્યાનો લોપ થઇ ગયો. તેથીજ કવિએ અલંકારિ ભાષામાં ‘ કનક લંક લોહની થઈ ’ એવું વર્ણન કરેલું છે.

સકળ સૃષ્ટિના રાજા પરમાત્માની સેવા કરવી વધારે સારી સમજી તેમણે ઉપનિષદોનો અભ્યાસ કર્યો, જેથી તેમને પરમાત્માના સત્ય સ્વરૂપનું જ્ઞાન થયું. લોકરૂચિને માન આપી પુરાણોના આધારે તેમણે વૈષ્ણવ સંપ્રદાય સ્થાપન કરી વિષ્ણુની મૂર્તિપુજા કરવાનો વહિવટ ચલાવ્યો. અને ગીતાજીને મુખ્ય માની ઉપદેશ આપવાનું શરૂ કર્યું. લોકોમાં તે સમયે તેમનું વજન સારૂ હતું તેમ ફક્ત વિષ્ણુની મૂર્તિપુજા અને તેમની ભક્તિ—નામોચ્ચારણ—કરવાથીજ મુક્તિ મળે છે એમ જણાવાથી બૌદ્ધાદિ ધર્મના માણસો પોતાનો ધર્મ છોડી તેમના સંપ્રદાયમાં થોડે થોડે દાખલ થવા લાગ્યા. તેમણે પોતાના શિષ્યોને પણ જુદે જુદે ઠેકાણે ઉપદેશ આપી ધર્મપ્રચાર કરવા મોકલ્યા હતા. તેમણે વ્યાસસુત્ર ઉપર ભાષ્ય અને ગીતાજી ઉપર વ્યાખ્યાન કર્યું છે. તેમના પછી તેમના સંપ્રદાયના શ્રીકાન્ત મિશ્રે "સાકારસિદ્ધિ" નામનો મોટો ગ્રંથ લખેલો છે. વિષ્ણુસ્વામિ ત્રીદંડી સંન્યાસી થઇને સમાધિસ્થ થયા હતા. તેમના પછી તેમની ગાદી જ્ઞાનદેવને મળી. જ્ઞાનદેવ પછી કેશવ ગાદી ઉપર આવ્યા ત્યારથી એ ગાદીવાળા ગોસ્વામિ એવું પદ વંશપરંપરા ધરાવે છે. કેશવ પછી હીરાલાલ, હીરાલાલ પછી શ્રીરામ અનુક્રમે ગાદી ઉપર આવ્યા. શ્રીરામને છ પુત્ર હતા તેમાંના શ્રીધરે "પ્રેમામૃત" નામે ગ્રંથ રચ્યો છે. છેવટે એ ગાદી ઉપર ઈ. સ. ૮૦૯ માં બિલ્વ મંગળ નામે પુરૂષ હતો, તે વખતે શંકરાચાર્યના કોઇ શિષ્યે તેમના 'પરમાત્મા સાકાર' છે એવા મતનું ખંડન કરીને તેમની ગાદી વિખેરી નાંખી, ત્યારથી એ મત બંધ પડયો. કુમારિલ સ્વામિને વેદનો ઉદ્ધાર કરવાની સૂચના કરનાર સુધન્વા રાજાની રાણી આ ધર્મમાં હતી. આ પંથવાળા નવધા [1]ભક્તિ ગણે છે.

આ મતનાંજ ધર્મતત્વોના આધારે ઇ. સ. ના ૧૫ સૈકામાં વલ્લભાચાર્યે પુષ્ટિપંથ સ્થાપી આ સંપ્રદાયની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરી હતી. જે અદ્યાપિ પર્યંત ચાલુ છે. પુષ્ટિપંથની વિશેષ હકીકત આગળ આવશે.

## દત્તાત્રેય પંથ.

ઋષિ પ્રણિત યોગીમાર્ગમાં મતભેદ થતાં તેમાંનો કોઇ યોગી ઈ.

---

૧. ગુણ સાંભળવા, ગુણ ગાવા, સ્મરણ કરવું, પગ ચાંપવા, પુંજા કરવી, નમસ્કાર કરવા, દાસપણું કરવું, મિત્રતા કરવી, અને પોતાનો આત્મ સમર્પણ કરવો એ નવ પ્રકારની ભક્તિ છે.

સ. ના પાંચમા સૈકામાં દત્તાત્રય પંથની સ્થાપના કરી છુટો પડયો હતો. મહાત્મા દત્તાત્રય પરમ બ્રહ્મનિષ્ટ યોગી હતા અને તેમનો જન્મ ત્રેતાયુગમાં અત્રિઋષિની પત્નિં મહાસતિ અનુસુયાને પેટે થયો હતો. તેમણે છ શાસ્ત્રનું અધ્યયન કરી તેમાંના સિદ્ધાંતોનું સત્ય તપાસ્યું હતું. યોગક્રિયાઓમાં તેમણે અનેક શોધો કરી હતી, અને સહસ્રાર્જુન વિગેરેને તેમણે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. માયાથી વિરક્ત થવા સારૂ તેમણે પોતાની બુદ્ધિથી સ્વિકારેલા ૨૪ ગુરૂ[1] કરી તેમના ગુણો ગ્રહણ કર્યા હતા અને દોષોનો ત્યાગ કર્યો હતો. એજ જ્ઞાન તેમણે[2] ગોદાવરી તટે યદુરાજાને સમજાવ્યું હતું. આવા પરમજ્ઞાની સમર્થ મહાત્માનો ઉપદેશ જેવો તેવો હોયજ નહિ, અને તેથી તેમના ઉપદેશનેજ પ્રમાણ માની આ મતની સ્થાપના કરી તે યોગ્યજ હતું. ગુરૂ દત્તાત્રયે બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય જ્ઞાતિના પુરૂષોને બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સંન્યાસ, પરમહંસ, યોગી, મૂનિ અને સાધુ કરવાની આજ્ઞા આપી છે. આ પંથવાળા પોતાના આત્માને ઇશ્વરરૂપ સર્વજ્ઞ માને છે, તેને મૂર્તિમાન સમજી અખંડ સમાધિમાં રહેવા સારૂ અષ્ટાંગયોગની સર્વ ક્રિયાઓ કરે છે અને અહિંસક, જીવદયા પાળવી એ તેમનું મુખ્ય વલણ છે. તેઓ ગુરૂની આજ્ઞા માને છે અને સત્ય શાસ્ત્રનું અધ્યયન કરી મોક્ષ સાધનમાં કાળક્ષેપ કરે છે. એ ધર્મના મુખ્ય સિદ્ધાંત "ઈશ્વર નિરાકાર છે, સર્વ સૃષ્ટિ આત્માની ભ્રાંતિથી કલ્પીત ભાસે થઇ છે. પ્રકૃત્તિના સર્વ ધર્મનો તિરસ્કાર કરવો, નિવૃત્તિરૂપ ગંગામાં નિમગ્ન થવું. અકૃત્ય અને અચિંત્ય ભાવ એ જ્ઞાનીઓનો સ્વભાવ છે. સત્ય, તપ, અપરિગ્રહ, દયા, ક્ષમા, ધર્મ, અર્થ, મોક્ષ અને વૈરાગ્ય એ સર્વ સંપાદન કરવાં. માદક પદાર્થોથી દુર રહેવું." વિગેરે વિગેરે જ્ઞાનમાર્ગ બોધક છે. પરંતુ પાછળથી તેને પણ પુરાણોના છાંટા લાગ્યા છે. અને યોગજ્ઞાન ન સમજાયાથી મૂર્તિપુજા ચાલુ થઈ છે એટલુંજ નહિ પણ મદ્યમાંસનો પણ

૧. પૃથ્વિ, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગીઉં, ભ્રમર, હાથી, પારધી, હરણ, માછલાં, પિંગલા, સમડી, બાળક, કુમારીકન્યા, બાણ બનાવનાર, સર્પ, કરોળીઓ અને ભમરી એ ચોવીસના સ્વાભાવિક ગુણોનું અવલોકન કરી તેમના સારા સારા ગુણો ગ્રહણ કર્યા હતા. માટે તે ૨૪ ને તેઓ ગુરૂ માનતા.

૨. કોલ્હાપુર સ્ટેટમાં આવેલા ગોદાવરી તટે નરસોબાની વાડીમાં તેમનું મંદિર છે.

ઉપયોગ થવા લાગ્યો છે. આ પંથમાંથી ઇ. સ. ૧૧ ના સૈકામાં દક્ષિણમાં એક માનભાવ પંથ પણ ઉત્પન્ન થયેલો છે.

## યાહુદી ધર્મ.

મિસર દેશમાં આર્યાવૃત્તથીજ વસ્તી ગઇ હતી. મહાભારતના યુદ્ધ પછી તે દેશ સાથેનો વ્યવહાર બંધ થઇ ગયો હતો. ત્યાંના લોકો સૂર્યની પુજા અને પ્રાર્થના કરતા હતા અને આચાર વિચાર પણ આર્યોના રિવાજ પાળતા હતા. ત્યાં જોસફના ઉપરીપણા નીચે યાહુદીઓનું એક ટોળું મેસોપોતામિયામાંથી ઈ. સ. પૂ. ૧૭ મા સૈકામાં જઇ વસ્યું હતું. તેમની સંખ્યા દિવસે દિવસે વધતી જોઇ ત્યાંના લોકો તેમને ગુલામ બનાવી પુષ્કળ મહેનત કરાવતા હતા. છતાં તેમની સંખ્યા કમી થઇ નહિ. તેથી ત્યાંના બાદશાહે યાહુદી લોકોમાં છોકરો થાય તો તુરત મારી નાંખવાનો હુકમ કર્યો હતો. આ ભયંકર હુકમ બહાર પડયા પછી થોડાજ વખતમાં એટલે ઇ. સ. પૂ. ૧૫૭૧ માં આ ધમના સ્થાપક મુસાનો જન્મ થયો હતો. તે ઘણો ખુબસુરત હોવાથી તેનો જન્મ છુપાવી તેને એક બરૂના પારણામાં સૂવાડી ગુપચુપ રીતે નદી કીનારે તેની મા મૂકી આવી હતી, દૈવયોગે શાહજાદી તેજ સ્થળે સ્નાન કરવા ગએલી, તેની નજરે આ છોકરો પડવાથી તેના હૃદયમાં દયા આવી, તેથી તેણે એ છોકરાની માને શોધી કાઢી અભયદાન આપી છોકરો તેને સ્વાધિન કર્યો, અને ધાવણ છૂટયા પછી પોતાની પાસે રાખી પોતાના સંતાન માફક ઉછેરી ભણાવી હુશિયાર કર્યો. તે મોટો થયો ત્યારે તેને પોતાના જન્મના ભેદની ખબર પડવાથી પોતાની જાત ઉપર ગુજરતા જુલ્મ જોઇ તેને ઘણું લાગી આવતું હતું; પરંતુ રાજયસત્તા આગળ તે લાચાર હતો. એક વખતે એક યાહુદી ઉપર ઘાતકીપણે જુલ્મ ગુજારતો એક મિસરીને જોઇ તેનું લોહી ઉછળી આવ્યું અને મિસરીને મારી નાંખી પાદશાહના ડરથી અરબસ્તાનમાં ભાગી ગયો. ત્યાં એક જાદુગર પાસે કેટલીક વિદ્યા શીખ્યો અને થોડા વરસ પછી મિસરના પાદશાહને પોતાના ચમત્કારો દેખાડી ખુશી કરીને યાહુદીઓને મિસરમાંથી જતા રોકવાની રજા મેળવી, તે સર્વ યાહુદીઓને લેઇને અરબસ્તાનના સિનાઈ પર્વત આગળ આવ્યો. પોતાની કોમને દુઃખમાંથી છોડાવવા માટે સઘળા યાહુદીઓ તેને માનની નજરથી જોતા હતા. આ સમયનો લાભ લેઇ તેણે પોતે પેગમ્બર હોવાનો દાવો કરી યાહુદી ધર્મ

સ્થાપ્યો અને કહેવા લાગ્યો કે મને ખુદા તરફથી ફરમાનો મળેલાં છે માટે જે ખુદાઇ ફરમાનો નહિ માને તે ખુદાનો ગુન્હેગાર થશે. આ ધર્મના સિદ્ધાંતો ક્રિશ્ચિયન ધર્મને મળતાજ છે. એમનું ધર્મ પુસ્તક કેબાલા છે. પાછળથી એ ધર્મમાં પણ મૂર્તિપુજા શરૂ થઈ હતી એમ જણાય છે. આ ધર્મવાળાઓને ક્રિશ્ચિયન ધર્મવાળાઓ સાથે ઘણી તકરારો થઇ હતી. યાહુદી લોકો મોટા વહેપારી છે અને વ્યાજનો ધંધો કરે છે. અને ભારે વ્યાજ લેવા માટે યૂરોપમાં તે પ્રસિદ્ધ છે. આ ધર્મ માનનારાઓની સંખ્યા આ દેશમાં ૧૮૦૦૦ જેટલી છે. હિંદુસ્તાનમાં આ ધર્મ પાળનારની એક શાખા જેને બેને ઇસરાઇલને નામે ઓળખવામાં આવે છે તેના મૂળ પુરૂષો ઇ. સ. ૬૧૪ માં એડન બંદરેથી હિંદુસ્તાનમાં આવતા હતા ત્યારે તેમનું વહાણ ચોલની નજદીક નવગામમાં તોફાનમાં સપડાઇ ભાગી ગયું હતું. અને ફક્ત ૭ પુરૂષ અને ૭ સ્ત્રીઓ બચ્યાં હતાં તે નવગામમાં જઇને ત્યાંના રાજાનો આશ્રય મેળવી રહ્યાં હતાં, તેમની સંતતિથી વસ્તી વધતાં તેઓ કોકણથી આસપાસના સમુદ્ર કાંઠાના ગામમાં રહેવા લાગ્યાં છે. એ લોકો માથાપર ચોટલી નહિ પણ ગુચ્છો રાખે છે અને હિંદુઓ જેવી પાઘડી પહેરે છે. તેઓમાં સુન્નત કરતી વખતે પ્રથમ હિબ્રુ નામ પાડવામાં આવે છે પણ પાછળથી હિંદુ નામ ધારણ કરે છે. એઓ અબ્રહામ, ઇસાક અને જાકબને કબુલ રાખે છે. બ્રિટીશ રાજ્ય થયા પછી વહેપારાર્થે પણ ઘણા યાહુદીઓ આ દેશમાં આવી રહેલા છે.

## પાશુપત માર્ગ.

આ મતના સ્થાપક નકુલીશ દક્ષિણમાં ઇ. સ. ના ૫ મા શતકમાં થયા હોય એમ જણાય છે. તેમણે પાશુપત નામનો સુત્ર ગ્રંથ લખ્યો છે. પદ્મપુરાણમાં લખ્યું છે કે નમુચિ વિગેરે દૈત્યોને શીક્ષા કરવા માટે શિવે શિવમત નામનું પાખંડ મત ચલાવવાને પાશુપત શાસ્ત્ર લખ્યું છે. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે પદ્મપુરાણ થયા પહેલાં અગર તે અરસામાં આ ધર્મ સ્થાપન થયો હશે. શંકર દિગ્વિજયમાં લખેલું છે કે આ માર્ગવાળા લલાટ, છાતિ, નાભિ, વિગેરેમાં શિવલિંગનું ચિન્હ કરતા હતા. કાનફટા જોગીયો આ મતના માનવામાં આવે છે. હઠયોગ અને આ મતને નીકટનો સંબંધ હોય તેમ લાગે છે. અને આ મત માનનારાઓની કેટલીક લોકાતીત ચર્યાઓ જોતાં તેનો કાપાલિક અને અઘોરી સાથે સંબંધ હોય એમ અનુમાન થાય છે.

લાભ, મળ, ઉપાય, દેશ, અવસ્થા, વિશુદ્ધિ, દીક્ષાકારીત્વ, બલ એ આઠપંચક અને ભૈક્ષ્ય, ઉત્સૃષ્ટ તથા યથાલબ્ધ એ ત્રણ વૃત્તિઓને જાણનાર અને તેનું અન્યને જ્ઞાન કરનાર ગુરૂ મનાય છે. મિથ્યા જ્ઞાનાદિ પંચમલ પશુત્વ ( જીવત્વ ) નાં મૂળ છે, માટે ગુરૂ વિગેરે તરફથી જ્ઞાન મેળવી તેમાં વધારો કરવો એ ઇષ્ટ છે. ભીક્ષા માગીને ખાવું કે છાંડેલું ખાવું કે રસ્તે પડેલું ખાવું, એથી મિથ્યા જ્ઞાનાદિ મલ કમી થાય છે. જપ ધ્યાનાદિ ક્રિયાઓથી આત્મા અને ઇશ્વરનો સંબંધ થાય છે. ભસ્મસ્નાન; ભસ્મશયન, હાસ્યાદિ વડે સેવન એ વ્રત છે અને ઊંઘ્યા વગર ઊંઘેલાના જેવાં ચિન્હ દેખાડવાં, શરીર કંપાવવું, નિંદ્ય કર્મ કરવાં અને નિંદ્ય શબ્દ બોલાવા એ યોગનાં દ્વાર છે ! દુ:ખનો ઉચ્છેદ અને ઐશ્વર્યની પ્રાપ્તિ એ બે આ શાસ્ત્રનાં ફળ છે અને તેને મોક્ષ માને છે. આ મત માનનારા દક્ષિણમાં છે.

## પ્રત્યભિજ્ઞા.

આ માર્ગ કાશ્મીરમાં અભિનવ ગુપ્તાચાર્યે ઇ. સ. ના ૬ મા સૈકામાં સ્થાપેલો છે. આ માર્ગનો મુખ્ય સિદ્ધાંત એ છે કે 'જીવ શિવથી ભિન્ન નથી અને દશ્ય જગત શિવનો અવભાસ છે. મતલબ કે શિવ સ્વેચ્છાથી અને સ્વક્રિયાથી જગદ્ રૂપે અવભાસે છે. પ્રમેય અને પ્રમાતા એક બીજાથી ભિન્ન નથી, પણ અનાદિ અજ્ઞાન ( અવિદ્યા ) થી પ્રમાતા પોતાને પ્રમેયથી ભિન્ન જુવે છે, માટે અજ્ઞાન નિવૃત્તિની કર્તવ્યતા રહે છે. માટે અજ્ઞાનની નિવૃત્તિ કરવા લક્ષ આપવું જોઇએ. તે માટે યોગાદિ ક્રિયાથી શિવનું ભજન કરવું. આ સંપ્રદાયના ગોસાંઇ, સંન્યાસી અને સાધુ ઘણા છે. અને ત્રિપુંડ, ભસ્મ, રૂદ્રાક્ષ ધારણ કરે છે. શિવલિંગની પુંજા કરે છે, ને શિવભક્તિ પરાયણ રહે છે. આ મતના માનનારા કાશ્મીર તરફ વધારે છે.

## રસેશ્વર.

આ મત પણ શૈવ માર્ગી છે. આ મત પણ ઇ. સ. છઠા શતકમાં ઉદ્ભવેલો જણાય છે. પ્રત્યભિજ્ઞા માર્ગમાં મોક્ષની વ્યવસ્થા કરી તે ઠીક છે, પરંતુ શરીર રૂપ સાધન વિના તે સંપાદન કરી શકાય નહિ માટે શરીરને અમર કરવાની વાત પ્રથમ સાધવી જોઇએ, એવો મત પ્રકાશ કરી તેમના કોઇ શિષ્યે આ મત સ્થાપન કરેલો છે. આ

મતનો સિદ્ધાંત એવો છે કે પારદાદિના વિધિવત પાનાદિથી આ શરીરને અજરત્વ અને અમરત્વની પ્રાપ્તિ થઇ શકે છે. પારદને મારવો, તેને મૂર્છિત કરવો, તેને બાંધવો વિગેરે ક્રિયાઓનું આ શાસ્ત્રમાં સ્વરૂપ જણાવી તેનો ઉપયોગ બતાવ્યો છે. અને પારદના દર્શન, ભક્ષણ, દાન અને પૂજનથી પણ અનેક ફળની પ્રાપ્તિ માનવામાં આવી છે. પારદના શિવલિંગનું મહાત્મ કાશી વિગેરેના લિંગ કરતાં પણ અધિક છે અને પારદની નિંદા કરનારને મહા પાતકી ગણે છે. પોતાના મતના ટેકામાં પારદ એટલે રસ અને रसो वै ब्रह्म એ શ્રુતિ વાકય બતાવે છે. અધ્યાત્મ વિદ્યાવાળા આનો અર્થ અધ્યાત્મક રીતે કરી જીવનરૂપ જડ ધાતુને જ્ઞાનરૂપ રસાયનથી બ્રહ્મરૂપ સૂવર્ણ કરવું એમ આ મતનું તત્વ સમજાવે છે. આ મતમાં ગોસાઈ, સાધુ ને સંન્યાસીઓજ છે. તે પણ શિવલિંગની પુંજા કરે છે. ત્રીપુંડ, ભસ્મ, રૂદ્રાક્ષ ધારણ કરે છે અને શિવ ભક્તિ પરાયણ રહે છે.

## જરથોસ્તી ધર્મ.

વેદકાળ અને બ્રાહ્મણ કાળમાં વહેપારાદિ અર્થે ઇરાન (પારસ) માં ગયેલા આર્યો પારસી નામને પ્રાપ્ત થયા હતા. અશાંતિના સમયમાં આ દેશના આર્યો સાથેનો તેમનો વ્યવહાર બંધ થવાથી તેમને મળતું ધર્મજ્ઞાન બંધ થયું. તેથી રૂગ્વેદના પ્રથમ મંત્ર ( अग्नि मीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् ॥ होतारं रत्न धातमम् ॥ અર્થાત્ સર્વના હિતકારક, યજ્ઞના દેવતા, રૂતુઓના પેદા કરનાર, હોતા, અને રત્નોને ઉત્પન્ન કરાવવાના કારણરૂપ અગ્નિદેવની સ્તુતિ કરૂં છું. ) ના આધારે ત્યાંના સમય સંજોગાદિને ધ્યાનમાં લેઇ, વેદ માર્ગને અનુસરતો જરથોસ્ત ધર્મ સ્થાપ્યો. મહાત્મા જરથોસ્તનો જન્મ તહેરાનની પાસેના રહે નામના ગામમાં ઈ. સ. પૂર્વે ૨૫૩૭ માં થયો હતો. આ સમયે ઇરાનમાં માજી નામના ધર્મમતવાદીઓ અનેક પાખંડ ધર્મનો બોધ આપતા હતા, અને તેમની રાજ્યમાં પણ મોટી સત્તા હતી. મહાત્મા જરથોસ્તે એ લોકોના સામે થઇ મૂર્તિપુંજા અને જાદુ વિગેરે વહેમો ખોટા છે એવો ઉપદેશ આપવા માંડયો. પ્રથમ બાકટ્રીયામાં તેમણે પોતાના ધર્મનો પ્રચાર કર્યો, ત્યારબાદ ઇરાન અને તેની પૂર્વ તરફના મુલકમાં અને તે પછી બલ્ખ શહેરમાં જઇ ત્યાંના કેટલાક માણસોને પોતાના મતમાં લીધા. પછી ૩૦ વર્ષની ઉમ્મરે ધર્મપેગામ લેઇને ઇરાનના શહેનશાહ ગુસ્તાપના દરબારમાં ગયા. બાદશાહે મોટી સભા

ભરીને સઘળા ધર્મમતવાદીઓને એકઠા કરી તેમનો ધર્મવાદ સાંભળ્યો; તેમાં મહાત્મા જરથોસ્તે વિવાદમાં સર્વને હરાવ્યા હતા. પરંતુ તેમના કોઇ દુશ્મને રાજાને ભંભેરવાથી તેમને કેદ કર્યા. પાછળથી રાજાને થયેલો રોગ તેમણે સાજો કરવાથી તેણે પોતાનો સેબીઅન ધર્મ છોડી જરથોસ્તી ધર્મ સ્વીકાર્યો, ત્યારથી આ ધર્મ ઇરાનમાં ફેલાવવા પામ્યો. બાકટ્રિયાનો રાજા પણ સેબીઅન ધર્મ છોડી જરથોસ્ત ધર્મમાં દાખલ થયો હતો; એ રાજા સિથીઆના રાજાને ખંડણી ભરતો હતો, તે તેણે બંધ કરી એવું કહાવ્યું કે, જો તમે જરથોસ્તી ધર્મમાં દાખલ થશો તો ખંડણી આપીશ. તેથી તેણે ગુસ્સે થઇ બાકટ્રિયા ઉપર ચઢાઇ કરી બલ્ખ શહેર લેઇ લીધું. અને મહાત્મા જરથોસ્તને તેમના ૮૦ શિષ્યો સાથે મારી નાંખ્યા. ત્યાર બાદ બાકટ્રિયાના રાજાએ લશ્કર એકઠું કરી સિથીઅનોને મારી નાંખી પોતાનું રાજય પાછું મેળવી જરથોસ્તી ધર્મને સબળ પાયા ઉપર આણ્યો.

આ ધર્મનો પ્રાચીન ગ્રંથ ગાથાવાણી છે, અને તે પછી ક્રિયા-કર્મનું જ્ઞાન આપનાર વંદીદાદ નામે ગ્રંથ થયો છે. તેમના ગ્રંથોમાં આચાર વિચાર, ધર્મ ક્રિયા, ચાલચલણ, રૂઢિમાર્ગ, હુન્નર કળા, વિગેરે આર્ય પ્રજાને મળતાં છે. એટલુંજ નહિ પણ ગાથા વાણીમાં યુદ્ધિષ્ઠરનો શક પણ જણાય છે તથા પારસી લોકો ઉનની [1]કસ્તી પહેરે છે અને તે વખતે તેઓ જે ક્રિયા કરે છે તે આર્યોના જનોઇ પ્રસંગે થતા [2]ઉપનયન સંસ્કારનું આબેહુબ રૂપાંતર છે.

આ ધર્મનો સિદ્ધાંત એવો છે કે "[3]પરમેશ્વર એક અનાદ્યંત

---

૧. કસ્તી એ જનોઈનું રૂપાંતર છે. શોધકોનું એવું માનવું છે કે મુસલમાન લોકોનું તેમના ઉપર આક્રમણ થયું હશે ત્યારે ગળાને બદલે જનોઇ (કસ્તી) છુંપું રાખવા માટે કેડે રાખવાનો રિવાજ થયો હશે. વેદની એક સંહિતામાં વૈશ્યોએ ઉનની જનોઈ પહેરવી જોઇએ એવું લખેલું છે, તે ઉપરથી તેઓ વૈશ્ય વર્ગના હશે, એમ અનુમાન થાય છે.

૨. આ ક્રિયાને નવજોત કહે છે. નવ (નવું) અને અવસ્તા ભાષાના ज તથા સંસ્કૃતના हु (પ્રાર્થના કરવી) એ ધાતુથી વ્યુત્પન્ન શબ્દ નવ જોત છે. અર્થાત્ નવજોતનો અર્થ પણ સંસ્કારજ થાય છે.

૩. આ ધર્મવાળાઓએ દેવનો અર્થ અસુર અને અહુરમજદ (અસુર) નો અર્થ દેવ કરેલો છે. ભારતમાં વસતા પોતાના ભાઇઓ દેવ કલ્પનામાં બુતપરસ્ત થઇ ગયા, તેમના તિરસ્કાર અર્થે આવી ઉલટી ધર્મ પરિભાષાની યોજના કરી હશે એમ અનુમાન થાય છે.

અને નિરંજન નિરાકાર છે. મૂર્તિપૂજા કરવી નહિ. અગ્નિમાં હંમેશાં સુંગંધી પદાર્થોના હોમ કરી ઇશ્વર સ્તુતિ કરવી. પડતર ખેતર ખેડવાં, અને સુકી જમીનમાં પાણી આણવું, અપવિત્રતા અને આભડછેટ ન રાખવી, પાણી ગળીને સ્વચ્છ કરી પીવું. દયા રાખવી, સત્ય બોલવું, ગાયોની રક્ષા કરવી અને રજસ્વલા સ્ત્રી પાસે જવું નહિ. કુકર્મ કરનાર, હિંસા કરનાર અને આચાર વિચાર નહિ પાળનાર પાપી છે. સ્નાન, શૌચ, સંધ્યા, પવિત્રતા, દયા, આર્જવ, ક્ષમા અને સત્સંગ જરૂર કરવાં. વિગેરે." આ પ્રમાણે વેદાદિ શાસ્ત્રોને તદન મળતાજ ક્રિયાદિ કર્મથી ભરપુર વેદધર્મની શાખા રૂપજ આ ધર્મ છે.

ઇ. સ. ના સાતમા સૈકામાં મુસલમાનોએ ઇરાન ઉપર આક્રમણ કરી તેમને મુસલમાન ધર્મમાં દાખલ થવા ફરમાવ્યું, તેથી તેમનામાંના કેટલાએક લોકો પોતાના ધર્મના બચાવ માટે ઇ. સ. ૭૨૧ માં આ દેશમાં આવી સંજાણ બંદરે ઉતર્યા હતા. હાલના પારસીઓ તેમનાજ વંશના છે. આ લોકો કેળવાયલા, આગળ પડતા, અને સમય સંજોગોને અનુસરી ચાલનારા છે. તેમનો મોટો ભાગ વહેપારી અને સારા હોદ્દા ઉપર છે, જયારે કેટલાક ખેતી પણ કરનારા છે. આ લોકો કદરદાન, ઉદાર અને દયાળુ દીલના છે, માટે સવ કોમના લોકો તેમને માનની નજરથી જુવે છે. આ દેશમાં તેમની વસ્તી એક લાખ જેટલી છે. તેમનામાં પશ્ચિમની વિદ્યાના સંસ્કારો ઘણા પડી ગયા છે અને યૂરોપની પ્રજાનું અનુકરણ કરવાથી તેમનામાં ફેશનની ફીશીયારી વધી પડી છે. સ્ત્રી પુરૂષો સ્વતંત્રવાદી થયેલ છે અને આચાર વિચાર તથા પહેરવેશમાં લગભગ યૂરોપિઅન જેવાજ થઇ ગયા છે ! પારસી યુવાનો કુંવારા રહેવાનું વધુ પસંદ કરતા હોવાથી તેમનામાં મોટી મોટી ઉમ્મરની કુંવારિકાઓ દૃષ્ટિગોચર થાય છે, આગેવાનોએ આ બદી નાબુદ કરવાનો પ્રયત્ન આદરવાની અગત્ય છે.

## વેદના કર્મકાંડની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા.

જૈન અને બૌદ્ધ ધર્મ જોર પર હોવાથી વેદના કર્મકાંડને હાની પહોંચેલી જોઇ ઇ. સ. ના આઠમા સૈકામાં કુમારિલ ભટે તેની ફરીથી પ્રાણ પ્રતિષ્ટા કરવા પ્રયત્ન કર્યો. તેમનો જન્મ ઇ. સ. ૭૪૧ માં મહા નદીના કિનારે આવેલા જયમંગળ ગામમાં તેલંગી બ્રાહ્મણ કુળમાં યજ્ઞે-

શ્વર ભટ્ટની ચંદ્રગુણા નામની સ્ત્રીને પેટે થયો હતો. તેમણે બૌદ્ધ ધર્મના આચાર્ય શ્રીનીકેત પાસે અભ્યાસ કરી એ ધર્મનું જ્ઞાન મેળવ્યું અને બ્રાહ્મણ ધર્મ ભ્રષ્ટ કરવા તે કેવા કુતર્કો શિષ્ય વર્ગને શીખવતા હતા તે જાણી લીધું. પછી ચંપાનગરીમાં આવી વેદ ધર્મ કેવી રીતે સ્થાપવો તેના વિચારમાં ફરતા હતા; એટલામાંજ ત્યાંની રાણી જે વૈષ્ણવ સંપ્રદાયની હતી તેના મુખમાં "શું કરૂં? ક્યાં જાઉં? હવે વેદનો ઉદ્ધાર કોણ કરશે?" એવી મતલબનો શ્લોક સાંભળ્યો. તેના જવાબમાં "મત ચિંતા કરો મહારાણી, છે, ભટ્ટાચાર્ય ભૂપરે" એવો જવાબ તેમણે દીધો. આ સાંભળી રાણીએ તેમને પોતાની પાસે બોલાવીને કહ્યું કે 'રાજા મને બૌદ્ધ ધર્મમાં દાખલ કરવા માટે સતાવે છે, માટે તમે કાંઈ જલદી ઉપાય કરો' આવી અણધારી ઉત્તમ તક મળવાથી [૧]ભટ્ટાચાર્યે તે બાઇને બૌદ્ધ મત ખંડનના કેટલાએક શ્લોકો શીખવી સુચના કરી કે સમયાનુકુળ રાજાને તે સંભળાવતાં રહેશો. રાણીએ દરરોજ તે પ્રમાણે કરવા માંડયું, તેથી કેટલાએક સમય પછી રાજાની બુદ્ધિમાં ફરક પડવા લાગ્યો અને તે પ્રમાણે તેમની આસ્થા પણ બૌદ્ધ ધર્મ ઉપરથી કમી થવા લાગી.

કુમારિલ ભટ્ટે આટલા સમયમાં બૌદ્ધ ધમ ખંડનના સાત ગ્રંથો તૈયાર કર્યા; અને વિશ્વરૂપ, મુરારિમિશ્ર, પાર્થ પ્રભાકર, સારથી મિશ્ર, તથા મંડનમિશ્ર, વગેરે શિષ્યોને શીખવી તૈયાર કર્યા. પછી શિષ્યો સહ ચંપાનગરીના રાજા સુધન્વાની સભામાં બૌદ્ધોના આચાર્યો સાથે વાદવિવાદ શરૂ કર્યો. બૌદ્ધો વેદનું ખંડન કરવાનાં તર્ક વાક્યો બોલ્યા અને અરસપરસ ખંડન મંડન થવા લાગ્યાં. ભટ્ટાચાર્યે યુક્તિરૂપી કુવાડાથી બૌદ્ધ મત રૂપી વૃક્ષોનું છેદન કરવા માંડયું અને બુદ્ધિ આત્મા છે એવો મત બૌદ્ધાચાર્યોએ પ્રકાશિત કર્યો હતો તે કેવળ પાખંડ છે એમ સિદ્ધ કરી આપ્યું. અંતે બૌદ્ધના તર્ક ભટ્ટાચાર્યના તર્કથી

---

૧. વ્યાકરણાદિ ગમે તે એક શાસ્ત્ર જાણતો હોય તેને શાસ્ત્રી અને ઘણાં શાસ્ત્રો જાણતો હોય તેનેજ ભટ્ટ કહેતા. ભટ્ટમાં પણ જેઓ અમુક શાસ્ત્રના આચાર્ય યોગ્ય જ્ઞાન મેળવતા તેમને ભટ્ટાચાર્ય કહેતા. એ પ્રમાણે આ દેશમાં અવટંકો (ઉપનામ) હતાં. હાલ તો માત્ર ઘણી ખરી અવટંકો નામ માત્રનીજ રહી છે. કાળા અક્ષરને કુટી મારે તેવા બ્રાહ્મણો પણ ભટ્ટની પદવી ધરાવે છે!! આવી રીતે તમામ જાતોમાં પણ થયેલું છે. સાપ ગયા અને લીસોટા રહી ગયા.

નિર્બળ થઇ ગયા, તેથી તેઓએ પરાજિત થઇ મૌન ધારણ કર્યું. સુધન્વા રાજાના મનમાં પાકું ઠસી ગયું કે પ્રાચીન ઇશ્વર પ્રેરિત વેદમાં કહેલો ધર્મ સત્ય છે, તેથી તેણે તેનો સ્વિકાર કર્યો. ત્યાર બાદ ભટ્ટાચાર્યે નીચેનો શ્લોક જે મહાત્મા બૌદ્ધના નિર્વાણ પછી તે ધર્મના કોઇ સ્વચ્છંદી યતિએ નવિન બનાવી દાખલ કરેલો હતો. તે બતાવી તેમનું ભોપાળું ખુલ્લું કરી નાંખ્યું.

"**क्षणिकाः सर्व संस्काराः नात्या स्थायि । तस्मात् भिक्षुपु दाराना क्रमत्सुनेर्षित व्यम् ॥** અર્થાત્ સર્વ પદાર્થ ક્ષણિક છે—નાશવંત છે, આત્મા પણ સ્થિર નથી માટે યતિઓ પરદારાનું આક્રમણ કરે તો ઇર્ષા કરવી નહિ."

આ કુતર્ક વાળો શ્લોક જાહેર થતાંજ રાજા અને પ્રજા તરફથી બૌદ્ધધર્મવાળાઓ ઉપર ફીટકારનો વરસાદ વરસવા લાગ્યો, સર્વ તેમને તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા. તેથી તેઓમાંના કેટલાએક તો તે વખતે પ્રચલિત એકાદ સંપ્રદાયમાં દાખલ થઇ ગયા અને કેટલાએક આ દેશ છોડી ચીન, જાપાન, ટિબેટ, બ્રહ્મદેશ, સિંહલદ્વિપ વિગેરેમાં જતા રહ્યા. આ રીતે બૌધધર્મનો આ દેશમાંથી નાશ થયો અને પૂર્વની પેઠે યજ્ઞાદિ ક્રિયાઓ ચાલુ થઇ.

ગુરૂદ્રોહના કરેલા પાતકના પ્રાયશ્ચિત માટે કુમારિલ ભટ્ટે પ્રયાગમાં ત્રીવેણી કિનારે ચિતા રચાવી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયારી કરી તેજ સમયે વેદના જ્ઞાનકાંડનો ઉપદેશ કરતા કરતા શ્રીમાન શંકરાચાર્યજી ત્યાં આવી પહોંચ્યા અને પોતાની સાથે વાદવિવાદ કરવાની અરજ કરી. પરંતું કુમારિલ ભટ્ટે જવાબ આપ્યો કે હું તો અગ્નિ પ્રવેશ કરવાની તૈયારીમાં છું માટે વિવાદ કરી શકું તેમ નથી, છતાં તમારી મરજી હોયતો મારા શિષ્ય મંડનમિશ્ર સાથે વાદવિવાદ કરજો. એમ કહી તેમણે અગ્નિમાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ શંકરાચાર્યજીએ મંડન મિશ્ર સાથે[1]

---

૧. આ વાદવિવાદનું પરિણામ જાહેર કરવા માટે મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતિને ન્યાયાધિશ ઠરાવવામાં આવી હતી, તેણે શંકરાચાર્યની જીત થયાનું જાહેર કર્યું હતું. આવા ધાર્મિક વાદવિવાદનો ન્યાય કરવા માટે જે સ્ત્રીને ન્યાયાધિશ નીમવા બંને પક્ષકારો મંજુર થયા હતા, તે સ્ત્રી શાસ્ત્રમાં કેટલી પ્રવિણ હોવી જોઇએ તે વાંચનારાઓજ વિચારી લેવું જોઇએ. વેદાદિ શાસ્ત્રો ભણવાનો સ્ત્રીઓને અધિકાર નથી એવું કહેનારાઓ, જરા આંખ્યો ઉઘાડી જુઓ ! !

વાદવિવાદ કરી તેમાં જીત મેળવી વેદના કર્મ માર્ગને ગાણુ અને જ્ઞાન માર્ગને પ્રાધાન્ય ઠરાવ્યો.

## કેવલાદ્વૈત.

આ મતના સ્થાપક શંકરાચાર્યનો જન્મ ઇ. સ. ૭૮૯ માં કેરલ દેશમાં શિવગુરૂ બ્રાહ્મણુની સતિ નામની સ્ત્રીને પેટે થયો હતો, તેમનું જન્મ નામ શંકર હતું. જ્યારે તેઓ ત્રણ વરસના થયા ત્યારે તેમના પિતાજી દેવલોક પામ્યા, તેથી તેમનાં માતાજીએ તેમને પાંચમે વર્ષે જનોઈ સંસ્કાર કરાવી ગુરૂગૃહે ભણુવા મૂકયા હતા. શંકરની બુદ્ધિ એવી તો તેજ હતી કે તેઓ એક વખત ગુરૂમુખથી સાંભળતા કે તુરતજ શીખી જતા હતા. સાત વરસ અભ્યાસ કરી શિક્ષા, કલ્પ, વ્યાકરણુ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ છ અંગ સહિત વેદોનું અધ્યયન કરી સર્વ વિદ્યા [1]સંપાદન કરી, પોતાને ગામે આવી માતાજી પાસે રહેવા લાગ્યા. તેમની અલૌકિક શક્તિની કીર્તિ ત્યાંના રાજા રાજશેખરના કાને આવતાં તેમણે કેટલીક ભેટ સાથે પોતાના પ્રધાનને શંકરને ઘેર મોકલ્યો અને પોતાની પાસે તેમને તેડી લાવવા કહ્યું. તે પ્રમાણે પ્રધાને શંકરને ત્યાં જઇ ભેટ ધરી રાજદરબારમાં પધારવા વિનતી કરી; પરંતુ શંકરે એ ભેટ ન સ્વિકારતાં કહ્યું કે 'અમારે બ્રહ્મચારીને ભિક્ષા એજ ભોજન છે; મૃગચર્મ પહેરવું અને ત્રીકાળ સ્નાન સંધ્યાદિક શાસ્ત્રોક્ત કર્મ કરવાં એ અમને સુખદાયી છે. માટે તેને તજીને, આ હાથી ઘોડા અને સોના મ્હોરોને અમે શું કરીએ? તેથી તે પાછાં લેઇ જાઓ.' આવી તેમની [2]નિસ્પૃહતા જોઇ પ્રધાને રાજા પાસે જઇને સર્વ વૃત્તાંત જાહેર

---

૧. હાલના વખતમાં આ હકીકત અતિશયોક્તિ વાળી લાગશે, પણુ તેમાં તેવું કાંઈજ નથી. આ ૧૯ મી સદીમાં પણુ કલકત્તાના સુપ્રિમ કોર્ટના એક માજી જજ્જ ડૅા. જોન્શન ત્રણુ વર્ષની ન્હાની વયમાં લખતાં વાંચતાં શીખ્યા હતા: અને ૨૮ ભાષા જાણુતા હતા. પ્રસિદ્ધ ભારત માર્તંડ પંડિત ગટુલાલજી છ વર્ષની ઉમ્મરે કાવ્ય શાસ્ત્ર, સાતમે વર્ષે અમરકોશ અને આઠમે વર્ષે વેદ શીખ્યા હતા. નવમા વર્ષે બંને આંખ્યો નાશ થયા છતાં પણુ શાસ્ત્રોના અધ્યયનથી બહોળું જ્ઞાન મેળવી સારી કિર્તિ સંપાદન કરી શકયા હતા.

૨. કયાં આદ્ય શંકરાચાર્યજીની નિસ્પૃહતા અને હાલમાં ગાદી ઉપર બેસવા માટે શંકરાચાર્યોનું કોર્ટોમાં કેસ લડવા દોડવું !!! જમીન આસમાનનો ફેર...

કર્યું, તેથી રાજા પોતે શંકરને ત્યાં મળવા ગયા; અને પોતાનાં રચેલાં ત્રણ નાટકો બતાવ્યાં. શંકરે તે વાંચી જોઇ રાજાની આવી ઉત્તમ બુદ્ધિ માટે આનંદ દર્શાવ્યો.

દેશમાં ચાલતા અનેક મતપંથોની જાળ કાપી વેદના જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરવાની શંકરને તિવ્ર ઇચ્છા થઇ, પરંતુ આવી લઘુ વયમાં તેમને તેમનાં માતાજી સંન્યાસ લેવાદે તેમ ન હોવાથી ગુંચવાતા હતા. એક દિવસે માતાજી સાથે આવતાં રસ્તામાં એક નદીના મધ્ય સ્થળે આવ્યા તેટલામાંજ નદીમાં પાણી ચઢવા લાગ્યું. પાછા ફરીને પણ સામે કાંઠે જઇ શકાય તેમ નહોતું, તેથી ડુબી મરવાનો સમય નજીક આવ્યો સમજી તેમનાં માતાજી ગભરાયાં; તે જોઇ તેમણે સમયસુચકતા વાપરી માતાજીને કહ્યું કે 'જો આપ મને સંન્યાસ લેવાની રજા આપો તો હું બચવાનો યત્ન કરૂં, નહિતો આપણા બેઉના પ્રાણ નાશ પામશે.' માતાએ ભયભિત થઇને ગભરાટમાં પુત્રને સંન્યાસ લેવાની રજા આપી, એટલે પોતાની પીઠ ઉપર માતાજીને બેસાડી શંકર બળપૂર્વક દોડયા અને સહીસલામત્ત નદીપાર આવી પહોંચ્યા. થોડા સમય પછી માતાને પ્રણામ કરી તેમણે સંન્યાસ લઈ ઉપદેશ આપવાનું શરૂ કર્યું, અને વેદના જ્ઞાનકાંડનો ઉપદેશ આપી જીવ શિવનું એકપણું જણાવી અદ્વૈત માર્ગની સ્થાપના કરી એ માર્ગનું નામ કેવલાદ્વૈત રાખ્યું. શરૂઆતમાં સનંદન નામના બ્રાહ્મણને શિષ્ય કરી સંન્યસ્ત દીક્ષા આપી તેનું પદ્મ પાદાચાર્ય નામ રાખ્યું. એક વખત શંકરાચાર્ય નિત્ય નિયમ પ્રમાણે ગંગા કિનારે આન્હિક કર્મ કરવા જતા હતા ત્યારે માર્ગમાં એક ચંડાળ ચાર ભયંકર કુતરાઓ સાથે તેમને સામે મળ્યો. શંકરાચાર્યે તેને દુર જવાનું કહ્યું એટલે તેણે જવાબ આપ્યો કે તમે વેદાંતમાં કુશળ હોવા છતાં પણ આવી ભેદ બુદ્ધિ કેમ રાખો છો ? તમે મ્હારા દેહને દુર જવાનું કહેતા હો તો તે તમારા કરતાં કાંઇ જુદો નથી. આ સાંભળી તેમની ભેદબુદ્ધિ જતી રહી. તેમણે પાશુપત મતનું ખંડન કર્યું, કુમારિલ ભટ્ટની સુચના પ્રમાણે તેમના શિષ્ય મંડનમિશ્ર સાથે વાદવિવાદ કરી તેમાં જીત મેળવી વેદના જ્ઞાનકાંડને મૂખ્ય અને કર્મ તથા ઉપાસનાને ગૌણ સિદ્ધ કરી વિજય મેળવ્યો. મંડનમિશ્ર પણ તેમનો શિષ્ય થયો અને સુરેશ્વરાચાર્ય નામ ધારણ કર્યું. એક વખતે દક્ષિણમાં ભૈરવ મતના એક કાપાલિકે શંકરાચાર્યને એકલા સમાધિમાં

એમને ત્રીશુળ ઉગામી મારવા તૈયારી કરી હતી, પરંતુ પદ્મપાદાચાર્ય આવી પહોંચ્યા તેમણે કાપાલિકને મારી નાંખી તેમનો પ્રાણ બચાવ્યો. સુધન્વા રાજા પણ તેમનો શિષ્ય થયો હતો, તે હવે તેમના રક્ષણ તથા મદદ માટે તેમની સાથે સૈન્ય લેઇ રહેવા લાગ્યો. શંકરાચાર્યે આર્યાવૃત્તના દરેક સ્થળમાં ફરી ઉપદેશથી હજારો શિષ્ય એકઠા કર્યા અને તે વખતના પ્રચલિત સવ ધર્મ અને મતપંથોના આચાર્યો સાથે વાદવિવાદ કરી વિજય મેળવી જ્ઞાનમાર્ગનો ઉપદેશ આપી અદ્વૈત માર્ગનો પ્રચાર કર્યો; પરંતુ થોડા વખતમાં તેઓ જાણી શકયા કે અદ્વૈત મત સંપૂર્ણ પ્રકારે સાધારણ લોકની સમજમાં આવવો મુશ્કેલ છે, તેથી તેમણે લોકરૂચિને માન આપી સમય સંજોગો ધ્યાનમાં લેઇ મૂર્તિપુંજા અને સાકાર પરમાત્માની પુંજા વિધિ કાયમ રાખ્યાં. પોતે જ્ઞાનમાર્ગના હિમાયતી હોવા છતાં પણ કર્મ અને ભક્તિ એ જ્ઞાનનાં અવાન્તર સાધન છે માટે વર્ણાશ્રમ પ્રમાણે કર્માદિ કરવાની આજ્ઞા કરતા હતા. ફક્ત મોક્ષને માટે જ્ઞાનમાર્ગ શ્રેષ્ટ છે એમ જણાવી અહિંસા પરમોધર્મ[1] ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः અને[2] सर्वं खल्विदं

૧. જીવ શિવ એકજ હોય તો પછી ભકિત પણ કોની, કોણે કરવાની ? અને કોઇ પણ જીવને દુઃખ પણ કેમ પડે ? જગત્ મિથ્યા હોય તો કહેનાર—સાંભળનાર પણ મિથ્યા અને ઉપદેશ પણ મિથ્યાજ ઠરે ! ભૂતકાળના ગ્રંથોથી જણાય છે કે પૂર્વે જગત હતું, વર્ત્તમાનમાં પ્રત્યક્ષ જણાય છે અને ભવિષ્યમાં ભૂતની પેઠે હોવું જોઇએ. સંસાર અસાર છે, જગત મિથ્યા છે, એવાં માણસને નિરાશ બનાવનારાં તત્વો વેદમાં નથી. આપણો દેહ હાડ, માંસ, ચામનું ખોખું નથી, પણ ધર્મ સાધન કરવાનું પવિત્ર ક્ષેત્ર છે. સંસાર અસાર નથી, પણ તે સંસાર—સાર યુકત—જ છે; તેમાં રહીને સાર—અભ્યુદય—મોક્ષ—સાધવો એજ કર્તવ્ય છે. માટે તે સારૂ शतम शरदम् અને कुर्वन्नेवेह कर्माणि जिजी विषेच्छतं समाः વિગેરે આશાવાદાત્મક અને પુરૂષાર્થ કર્મમાં ઉત્સાહજનક આજ્ઞાઓ વેદોમાં છે. વેદોમાં જીવ, બ્રહ્મ અને પ્રકૃતિ એ ત્રણેને અનાદિ માનવામાં આવે છે, પણ જૈન અને બૌદ્ધ ધર્મવાળા જીવ તથા પ્રકૃતિનેજ અનાદિ માનતા હોવાથી તેમને પરાસ્ત કરવા માટે બ્રહ્મના અનાદિત્વને વિશેષ વજન આપવા સારૂજ ' જીવ શિવ એકજ છે ' બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે એવો સિદ્ધાંત પ્રચરિત કરવાનું જરૂરી જાણી તેમ કરવામાં આવ્યું હશે. શાંકર મતનું હાર્દ નહિ સમજનારાજ વિશ્વને શશશૃંગવત્ કહી ઉડાવી દે છે.

૨ વિશ્વ માત્ર બ્રહ્મ સ્વરૂપ છે, ત્યારે વિશ્વમાં વસતાં પ્રાણિ માત્રની સેવા કરવી એજ પરમાત્માની સેવા ગણાય.

બ્રહ્મ એવો ઉપદેશ આપી એકાત્મ ભાવ પ્રસાર્યો.[1] દ્વારિકામાં શારદા-મઠ, જગન્નાથજીમાં ગોવર્ધન મઠ, હરિદ્વારમાં જયોતિર્મઠ, મ્હેસુરમાં શૃંગેરી મઠ અને કાશીમાં સુમેરૂ મઠ સ્થાપી તે મારફતે જનસમાજને સતત ઉપદેશ મળે એવી ગોઠવણ કરી. તથા બ્રહ્મસુત્ર, ભગવદ્ગીતા અને દશોપનિષદ વિગેરે ઉપર બ્રહ્મવિદ્યા પ્રતિપાદક ભાષ્ય રચ્યાં. આવી રીતે જ્ઞાન, કર્મ અને ભક્તિ માર્ગનો યથાયોગ્ય ઉપદેશ આપી વેદધર્મની પુનઃપ્રાણ પ્રતિષ્ટા કરી શંકરાચાર્ય પોતાની ૩૨ વર્ષની ન્હાની ઉમ્મરમાં બદ્રીનારાયણમાં[2] સમાધિસ્થ થયા. તેમના પછી તેમના શિષ્યોએ ઉપદેશ આપવાનું કામ જારી રાખ્યું છે. હાલ આર્યાવૃત્તમાં શુદ્ધ અદ્વૈતમત કોઇ ઠેકાણે ચાલતો નથી અને પુરાણોના સંસર્ગને લીધે તેમાં પણ ઘણા ફેરફાર થઇ ગયા છે. જયારે કેટલાએક શંકરાચાર્યના સત્યોપદેશને સમજી ન શકવાથી શુષ્ક વેદાંતિ–ફક્ત બોલવા માત્રમાંજ જ્ઞાની–થઇ ગયા છે. આ રીતે પ્રકારાંતરે આ મત ચાલુ છે, અને બ્રાહ્મણ માત્ર આ ધર્મના અનુયાયી છે. તેમ આદ્ય શંકરાચાર્યને જગદ્ગુરૂના માનપ્રદ પદથી આજે હિંદુઓ ઓળખે છે. તેમના ઉપદેશથી વર્ણ વ્યવસ્થાનું બંધારણ મજબુત થયું અને જૈન તથા બૌદ્ધ ધર્મમાં લોકો જતા અટકી પડયા.

આ મતમાં પણ પાછળથી કેટલાએક પંથ થયા છે.[3] દશનામી

[૧] હાલમાં શારદા મઠ માટે તકરાર પડી છે; અને ડાકોર, પ્રભાસપાટણ તથા દ્વારિકાં એમ ત્રણ સ્થળે જુદા જુદા સંન્યાસીઓએ આ મઠની ગાદીઓ સ્થાપી છે. શૃંગેરી મઠના પણ વિભાગ પડી ગયા છે; અને મ્હેસુર, શંખેશ્વર, તથા કરવીર [કોલ્હાપુર]માં એ મઠની ગાદીઓ થએલી છે. જ્યોતિર મઠ ઉચ્છેદ થયેલો છે, છતાં પણ ઘણા વેષધારી સંન્યાસીઓ તે મઠના શંકરાચાર્યનું પદ ધારણ કરી ફરતા જણાય છે. આ સિવાય ધોળકા, પાટણ, અને ડેસર વિગેરેમાં પણ જુદા જુદા સંન્યાસીઓએ ગાદીઓ સ્થાપી શંકરાચાર્યનું પદ ધારણ કરેલું છે.

[૨] શાકત પંથના એક માણસે શંકરાચાર્યને ઝેર આપ્યું હતું, તેથી તેમને લોહી પડવા લાગ્યું હતું. જો કે પદ્મપાદાચાર્યે દવા કરવાથી સહેસાજ આરામ થયો હતો, તો પણ છેવટે તેથી તેઓ ન્હાની ઉમ્મરમાં સમાધિસ્થ થયા હતા. ઘણા ખરા મુખ્ય ધર્માચાર્યો, આવી આફતોના ભોગ થઈ પડેલા જણાય છે.

[૩] ગિરિ, પુરી, ભારતી, સાગર, આશ્રમ, પર્વત, તીર્થ, સરસ્વતિ, વન અને આચાર્ય જે નામની અંતે હોય તે દશનામી સંન્યાસી હોય છે.

સંન્યાસી, જેઓ બ્રાહ્મણ જાતિનાજ હોય છે, તેઓ મઠાધિસ્થ આચાર્યોને નમે છે, શિવલિંગ પુજે છે અને ત્રીદંડ, કમંડળુ, રૂદ્રાક્ષ તથા ભસ્મ ધારણ કરી ફરતા ફરે છે. ખાખી સાધુ પણ સંન્યાસીઓની પેઠેજ વર્તે છે. નાગડા સાધુઓની જમાત સ્વતંત્ર છે, ને કોઈ મઠના શંકરાચાર્યને નમતા નથી અને ભગવાં ધારણ કરી ફરતા ફરે છે, તથા શિવલિંગને પુજે છે. સંન્યાસથી પણ જ્ઞાનમાર્ગમાં આગળ વધી સર્વમયતા ગ્રહણ કરી પરબ્રહ્મભાવ પામ્યા હોય છે તેવા પરમહંસ પણ સ્વતંત્ર છે. એ સિવાય[1] અતિત, અલખનામી, અવધુત, કુટીચર, ખહુદુક, કડાલિંગી, ઉર્ધ્વ બાહુ, આકાશમુખી, નખી, રૂખરસ, સુખરસ, વિગેરે આ મતના સાધુઓના ઘણા પંથ છે. તે સર્વ શિવલિંગને પુજે છે અને રૂદ્રાક્ષ, તથા ભસ્મ ધારણ કરી ફરતા ફરે છે તથા ભીખ માગી ગુજારો ચલાવે છે.

## લિંગાયત અથવા વિરશૈવ સંપ્રદાય.

ઈ. સ. ના ૯ મા સૈકામાં દક્ષિણમાં જૈનધર્મનું જોર વિશેષ હતું.

---

[૧] **અતિત**—શિવ અને દેવી બંનેના ઉપાસક છે, અને તેનાં દહેરાંના પુજારી છે. લગ્ન કરતા નથી, ધંધો કરતા નથી, પણ સદા ત્યાગી રહે છે. એમનામાં પણ ઘણા ભેદો છે. તેમાં કોઈ લગ્ન કરીને સંસારી થાય છે અને ઉદ્યમ પણ કરે છે. હૈદ્રાબાદ અને કચ્છના અતિતોની પોરબંદર, મુંબાઈ, ભુજ, અને હૈદ્રાબાદ વિગેરેમાં મશહુર શરાફી પેઢીઓ છે. કેટલાએક નોકરી કરે છે. તેઓમાંના કેટલાએક મઠાધિપતિઓ છે, કેટલાક જમીનદાર પણ છે. લખનોર, સીતામંડી, ગોરખમઢી, તારનેતર, શીંગનાડા, ગોપનાથ, વિગેરેના મઠાધિપતિઓ મોટી મિલ્કતવાળા છે. આ લોકો હિંદુસ્થાનના દરેક ભાગમાં છે. યુ૦ પી૦ માં છે તે સહુ સાથે નમો નારાયણ કહે છે.

**અલખનામી**—મી૦ કુક સાહેબના લખવા પ્રમાણે આ મતનો સ્થાપનાર લાલગીર નામનો ચમાર હતો. ભીખ માગતી વખતે 'અલખ' શબ્દનો ઉચ્ચાર કરે છે અને ઊંચી ચાંચદાર ટોપી તથા કામળી પહેરે છે.

**અબધુત**—મંત્ર તંત્ર માટે પ્રસિદ્ધ છે. તિર્થયાત્રા કરી ભીક્ષાથી ગુજરાન ચલાવે છે. તેમની સ્ત્રીઓ—અબધુતાનીઓ—પણ સ્ત્રીઓને ગુરૂમંત્ર આપી પોતાના પંથમાં દાખલ કરે છે. આ લોકોની વસ્તી દક્ષિણમાં છે.

આકાશમુખી આકાશ તરફ મ્હોં રાખી ફરે છે, ઉર્ધ્વબાહુ હાથ ઉંચા રાખી ફરે છે, નખી નખ વધારે છે, કડાલિંગી શિવલિંગવાળાં કડાં પહેરે છે. એ પ્રમાણે બીજા પણ સમજવા.

તે વખતે કલ્યાણુનો જૈનધર્મી બીજલરાજા મહાદેવ ભટ નામના તૈલંગી બ્રાહ્મણની પદમાવતી નામની પુત્રીને જબરાઇથી પરણ્યો હતો. ત્યારબાદ મહાદેવ ભટને બસવ નામનો છોકરો ઈ. સ. ૯૫૮ માં થયો હતો, તે છોકરો ન્હાનપણુથીજ હુશિઆર અને બુદ્ધિશાળી જણાતાં ત્યાંના રાજાના પ્રધાને રાજાના સાળાની મોટી ઓથ થશે એમ સમજી પોતાની છોકરી ગંગાદેવીને તેની સાથે પરણાવી હતી. બસવનો સસરો બળદેવ તે રાજયનો પ્રધાન અને રાજા તે તેનો બનેવી હોવાથી રાજયમાં તેને સારી જગ્યા મળી હતી, અને પ્રધાનના મર્ણુ બાદ પ્રધાનપદ પર તેની નિમણુંક થઈ હતી, તે ઉપરાંત સૈન્યાધિપતિ અને જામદારખાનાના ઉપરી તરીકેનો ઓદ્ધા પણ તેને મળ્યો હતો.

બસવને સંપુર્ણુ રાજકારભાર સોંપીને રાજા એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું તેની સાથે રંગભોગ વિલાસમાં નચિંતપણે પડયો રહેતો હતો. બ્રાહ્મણ થઇને જૈન રાજાને કન્યા આપવાથી બસવને તેના કુટુંબ સાથે બ્રાહ્મણોએ જાતિ બહાર મૂકેલો હતો, તેથી તે બ્રાહ્મણો ઉપર ગુસ્સે ભરાયલો તો હતોજ, માટે આ અનુકુળ પ્રસંગ જોઇને તેણે જ્ઞાતિબંધારણની સત્તા તુટે તેવો એક પંથ સ્થાપવા પ્રયત્ન કર્યો.

શરૂઆતમાં બસવે જૂના અમલદારોને કાઢી મૂકી તેમની જગ્યોએ પોતાને અનુકુળ અમલદારો નીમી દીધા, મોટા મોટા ગરાશીયા અને ઇનામદારોને પણ તેમની જમીન જપ્ત કરવાની બીક બતાવી તેથી તે લોકો પણ બસવના પક્ષમાં મળી ગયા. આવી રીતે રાજયના તમામ માણસોને પક્ષમાં લેઇ બસવે નવા ધર્મ પંથની શરૂઆત કરી. જાતિભેદ મુદ્દલ પાળવો નહિ, શિવ તથા તેના નંદીને ભજવાથી કલ્યાણ થાય છે, ગળામાં શિવલિંગ રાખવું, માંસ ખાવું નહિ, કોઇ વસ્તુ ઇશ્વરને (લિંગને) અર્પણ કર્યા વિના ખાવી કે વાપરવી નહિ, એ સિદ્ધાંત ઠરાવી જણાવવા લાગ્યો કે હું નંદીનો અવતાર છું, અને જગતને સારો બોધ કરવા આવ્યો છું વિગેરે ઉપદેશ આપી લિંગાયત સંપ્રદાયની સ્થાપના કરી. આ સંપ્રદાયને વિરશૈવ અથવા જંગમ સંપ્રદાય પણ કહે છે. બસવે શિવલિંગ પુજા કાયમ રાખી રાજય સત્તા પોતાના હાથમાં હોવાથી શામ, દામ, ભેદ અને દંડના ઉપયોગથી પંથની વૃદ્ધિ કરવા પ્રયત્ન કર્યો હતો. જાતિભેદ રાખ્યો નહોતો, સર્વને માટે આ સંપ્રદાયમાં દાખલ થવાના દરવાજા ખુલ્લા રાખ્યા, તેથી છેક હલકામાં હલકા

શુદ્રથી તે શ્રેષ્ટ ગણાતા બ્રાહ્મણો સર્વ એક પંગતે બેસી જમતા તેથી નીચવર્ણ ઘણી દાખલ થઇ. રાજયનો ખજાનો બસવના હાથમાં હોવાથી તે પોતાના સંપ્રદાયના અનુયાયીઓને મ્હોટી મદદ આપતો અને હમેશ પોતાના મતના માણસોને મિષ્ટાનાદિથી ખુશી રાખતો; તેથી ચોર વ્યભિચારી, દુર્વ્યસની, ફુંછંદી, લાલચુ અને આળસુ લોકો આ સંપ્રદાયમાં સંખ્યાબંધ દાખલ થયા. આ સમયમાં બ્રાહ્મણ અને જૈનો વચ્ચે ધર્મ સંબંધી તકરાર ચાલતી હતી તેથી બસવના આ સંપ્રદાય તરફ બ્રાહ્મણોએ લક્ષ આપવાની દરકાર કરી નહિ. આ કારણોથી આ સંપ્રદાયમાં માણસોની ભરતી ઝપાટાબંધ થઇ. એકલા કલ્યાણી શહેરમાંજ તેના બાર હજાર અનુયાયી થયા હતા. આમ ઘણી વખત ચાલ્યા પછી કચેરીના કોઇ અમલદારે રાજા સાહેબને ચાડી કરી તે જાણવામાં આવતાં બસવ કલ્યાણીથી નાઠો, પરંતુ રાજા તેની પછવાડે પડયો તેથી બાર હજાર લિંગાયતોને લેઇને તે રાજાની સામે થયો, અને તેને લડાઇમાં હરાવી તેની સાથે સંધી કરી. રાજાએ ફરીથી બસવને કારભારી નીમ્યો, પણ બસવના પેટમાં ભય હોવાથી તે રાજાનું કાટલું કરવાના પ્રપંચમાં હતો. બીજલ રાજા કોલ્હાપુરના મહામંડળેશ્વરે કરેલું બંડ શાંત કરીને કલ્યાણી આવતો હતો, ત્યારે જગદેવ અને બોમ્બીદેવ નામના લિંગાયતો જે રાજાના મસાલચી હતા, તેમને સમજાવી તેમના હાથે રાજાને મરાવી નાંખી બસવ નાશી ગયો. આ વાતની રાજાના પુત્ર વિરવિજલને ખબર પડવાથી મલબાર કિનારે વિરીશપુરમાં બસવ સંતાઈ ગયો હતો ત્યાં જઇને તેણે ઘેરો ઘાલ્યો. બસવને બચાવ ન સુઝવાથી તેણે વાવ્યમાં પડી આપઘાત કીધો. આ વાતની વિરવિજલને ખબર પડતાં તેણે તેના શબને બહાર કઢાવી ગઢ બહાર ફેંકી દેવડાવ્યું, તે દિવસથી એ શહેર ઉળવી કહેવાય છે. આ ગામને લિંગાયત લોકો પવિત્ર માને છે, અને સંઘ કાઢીને ત્યાં જાત્રાએ જાય છે. લિંગાયત લોકો કહે છે કે મળપ્રભા અને કૃષ્ણા નદીના સંગમ ઉપર સંગેમરેશ્વર નામે લિંગ છે, તેમાં બસવ પેસી અદૃશ્ય થયો.

કર્ણાટકના દક્ષિણ ભાગમાં, કાનડા જીલ્લામાં, નીઝામના રાજયમાં, કોલ્હાપુરના રાજયમાં અને બલ્લારી જીલ્લો તથા મ્હૈસુર રાજયમાં આ સંપ્રદાયના અનુયાયીઓની વસ્તી છે. આ સંપ્રદાયના અનુયાયી ૨૬ લાખના અંદાજે છે.

આ સંપ્રદાયના મૂખ્ય આચાર્ય મ્હૈસુર રાજ્યમાં રહેતા હતા, ત્યાં [1]બ્રાહ્મણો સાથે તેમને વખતો વખત તકરારોમાં ઉતરવું પડતું હોવાથી હાલમાં કોલ્હાપુરમાં નવિન મઠ સ્થાપન કરી ત્યાં રહે છે. કાશીમાં પણ આ સંપ્રદાયનો મઠ છે.

આ સંપ્રદાયવાળા બસવપુરાણને માને છે. એ પુરાણ પ્રમાણે જે માણસ એ સંપ્રદાયની આઠ પ્રતિજ્ઞાઓ લે અને શિવના ચિન્હવાળું ગુમફળુ ( શિવલિંગ ) પહેરે તેઓ સઘળા સમાન જાણવા. મતલબ કે એ લોકોમાં જાતિભેદ નથી, પરંતુ હિંદુઓની અન્ય જાતિવાળાઓના દેખાદેખી ૧૭ મા સૈકાથ જાતિભેદ તેમનામાં પણ શરૂ થયો છે. રજ-સ્વલાની આભડછેટ, સુતક અને મર્ણનો શૌચ પાળતા નથી. શિવલિંગ પુંજે છે, શરીરપર લિંગ ધારણ કરે છે, કાંઇ પણ કાર્ય લિંગને દેખાડયા સિવાય કરતા નથી અને ત્રીપુંડ તથા રૂદ્રાક્ષ ધારણ કરે છે, આ લોકોની એવી માન્યતા છે કે “ ભુંસી રાખ અને થયું પાક ! ”

## ઈસ્લામ ધર્મ.

આ ધર્મના સ્થાપક હજરત મહમદનો જન્મ ઇ. સ. ૫૭૦ માં અરબસ્તાનના મક્કામાં થયો હતો, તે કોરેશ વંશની ખતીજા નામની ધનવાન સ્રીને ત્યાં નોકર રહેતો હતો, તેથી વહેપારાદિ અર્થે તેને બસ્રામાં જવા આવવાનું થતાં ત્યાં બાહીરી નામના ખ્રિસ્તિ સાધુનો મેળાપ થયા પછી તેના ઉપદેશની અસરથી તેમનું મૂર્તિપુંજા ઉપરથી મન ઉઠી ગયું હતું. તે ભણેલા નહોતા, તો પણ જે સાંભળતા, જાણતા અને જોતા તે સારી રીતે યાદ રાખી શકતા હતા. બસ્રાથી આવ્યા બાદ ખતીજા સાથે લગ્ન કર્યું હતું, જે વખતે ખતીજાની ઉમ્મર ૪૦ અને તેમની ૨૮ વર્ષની હતી ! ખતીજાથી તેમને બે પુત્ર અને ચાર પુત્રીઓ થઇ હતી.

રોમના જુલમથી યાહુદીઓ અરબસ્તાનમાં આવી રહ્યા હતા, તેઓ પણ પોતાના વડાલોનો એકેશ્વરવાદ મુકી ખુદાની મૂર્તિપુંજા કરતા અને

---

૧. લિંગાયત લોકોનું એવું માનવું છે કે વ્યાસ રૂષિએ વિષ્ણુ પુરાણાદિ લખીને વિષ્ણુની સ્તુતિ અને શંકરની નિંદા કરી છે, માટે તે લોકો વ્યાસ રૂષિની મૂર્ત્તિના હાથ કાપેલા રાખેલા છે. આથી બ્રાહ્મણોની લાગણી દુઃખાતાં વારંવાર તકરારો ઉપસ્થિત થાય છે.

મેરી તથા ઇશુની મૂર્તિપુજાજ તેમના ધર્મનો સાર હતો. ઇરાનીઓએ પણ યાહુદીઓ અને ખ્રિસ્તિઓ ઉપર જુલમ ગુજારવાથી તેઓ પણ નાશીને અરબસ્તાનમાં ભરાયા હતા. આથી અરબસ્તાનમાં ઘણી જાતના લોકોનો જમાવ થયો હતો અને ધર્મ સંબંધી ઘણી ગડબડ થઇ હતી, સ્વાર્થ વધી ગયો હતો, દુર્બળો ને સબળો સંતાપતા અને સ્ત્રી પુરૂષો નગ્ન રહી ગમે તેમ કર્મ આચરતા. આવી સ્થિતિ જોઇ હજરતને કંટાળો આવ્યો અને નવિન ધર્મ સ્થાપન કરવા નિશ્ચય કરી ઇ. સ. ૬૧૬ માં પોતાની સ્ત્રીને કહ્યું કે 'ખુદાનો ફીરસ્તો ઝેબ્રીઅલ મને ફરમાવી ગયો છે કે મૂર્તિપુંજા ખોટી છે માટે તું લોકોને ખરા ધર્મનો બોધ કર' વિગેરે સમજાવી પ્રથમ પોતાની સ્ત્રીને, પછી પુત્ર પુત્રીઓને, ગુલામ જૈયાદને, પોતાના કાકા અબુલતિબના પુત્ર અલિને અને પોતાની જાતના મુખી અબુબેકરને અનુક્રમે સમજાવી પોતાના ધર્મમાં લીધા. બીજા પણ લોકોને ઉપદેશ આપી સમજાવી શિષ્ય કર્યા હતા. જેમાં મૂખ્ય ૧૩ શિષ્યો તો તેમના નિત્યના સોબતી અને મદદગાર થઇ રહ્યા હતા. એ સર્વે લડવૈયા હોવાથી હજરત મહમદની સત્તાને ટેકો મળ્યો. આટલી વખત છુપી રીતે કામ કર્યું હતું, હવે સંખ્યા વધવાથી તે જાહેરમાં બહાર પડયો અને લોકોને પોતાનું પેગમ્બરપણું સમજાવી મૂર્તિપુંજાની નિંદા કરવા માંડી. આથી લોકોએ ગુસ્સે થઇ તેમને મારવા પ્રયત્ન કર્યો, પરંતુ અબુલતિબે આવી બચાવી લીધા. આવી આફત આવવા છતાં પણ નિડરપણે સાથીઓને સાથે લઇ કાબા મંદિરમાં જઇ મૂર્તિ-ઓની નિંદા કરવા માંડી, તેથી મૂર્તિ પુજકોએ તેમને ઘેરી હુમલો કર્યો. આ વખતે તેઓ ગુંગળાઇ ગયા હતા; પરંતુ અબુબેકરે મદદ કરી બચાવી લીધા, તો પણ તેમના શરીરને નુકશાની થઇ હતી. તેમને ઉપદેશ આપતા અટકાવવા આરબો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ કોઇનું નહિ માનતાં ઉપદેશ આપવાનું જારી રાખ્યું અને થોડે થોડે તેમના મતમાં ઉમેરો પણ થવા લાગ્યો. કોરેશો તેમનો ધર્મ માનનારા ઉપર જુલમ કરતા હતા, તેથી ૮૨ પુરૂષ અને ૧૮ સ્ત્રીઓને એબીસીનીયામાં મોકલી દીધા. ઉમર નામનો મહોટો આબરૂદાર અને બહાદુર માણસ આ ધર્મમાં દાખલ થતાં કોરેશોએ વધારે ગુસ્સે થઇ તેમનો મત માન-નારાઓ સાથેનો સઘળો વ્યવહાર બંધ કર્યો. આ વરસે અબુલતિબ અને બતીજા પણ જીન્નતનશીન થયાં. મક્કાવાળાઓએ પોતાનો પ્રાણ લેવાનું નક્કી કર્યું છે એ વાતની ખબર પડતાંજ પેગમ્બર ઇ. સ. ૬૨૨

માં મદીના નાશી ગયા. ત્યારથી હીજરી સન ચાલે છે. હવે પેગમ્બરે વિચાર કર્યો કે સાદી રીતે ધર્મબોધ કરવાથી આ દેશની જંગલી અને ઝનુની પ્રજા માનશે નહિ માટે લોકોની ખાસિઅત મુજબ ધર્મપ્રચાર કરવા માટે એવું કહેવા માંડયું કે ' લોકોને જબરજસ્તીથી ઇસ્લામ ધર્મમાં લાવવાનું ખુદાનું ફરમાન થયું છે અને તેમ કરનારને તથા તેમ કરવા જતાં મરનારને ખુદા જીન્નત (સ્વર્ગ) આપશે ' આ યુક્તિ આબાદ ફતેહમંદ નીવડી. લુંટફાટ કરવાની આદતવાળા લડાયક આરબોને આ હુકમ પસંદ પડયો તેથી તેઓ આ ધર્મમાં દાખલ થવા લાગ્યા. પેગમ્બરે સર્વને હથીયાર બંધાવ્યાં અને કોરેશ લોકોની વહેપારની ચીજો ઉંટ ઉપર જતી આવતી હતી તે વણઝારો લુટાવી. આથી એક પંથ બે કાજ થયાં. આગલા વેરનો બદલો લેવાયો અને લુંટારાઓને તેમની ખાશિઅત મુજબ ઉત્તેજન આપવાથી તેમના ધર્માનુયાયી પણ વધવા લાગ્યા. અનેક સંકટોથી હિમ્મત ન હારતાં આવી રીતે સમય સંજોગોનો વિચાર કરી લોક રૂચિને અનુકુળ ઉપદેશ આપી અરબસ્તાનની અજ્ઞાન, જંગલી અને ઝનુની પ્રજાને સમજાવી તેમને એકેશ્વરવાદના ઝુંડા નીચે લાવી એકજ સુત્રમાં ગુંથવા માટે પેગમ્બર મહમદને બેશક ધન્યવાદજ ઘટે છે.

પોતાના ધર્મમાં દિવસે દિવસે લોક સંખ્યાની વૃદ્ધિ થવાથી પેગમ્બરે મક્કાના હાકેમ આબુસોફીયાનને લડાઇમાં હરાવી તેનો પરાજય કર્યો, હવે ભયનાં વાદળાં દુર થયાં એટલે મદીનામાં રહીને ધર્મ સિદ્ધાંત નીચે મુજબ ઠરાવી ધર્મ પ્રચાર માટે જુદા જુદા દેશમાં મોલવીઓ મોકલવા માંડયા.

" સર્વ વ્યાપક ખુદા એકજ છે અને તે નિરંજન નિરાકાર અદ્વૈત જયોતિ સ્વરૂપ છે. એ અવતાર લેતો નથી. જયોતિ કિરણોથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. ખુદાએ આપણા શરીરના આત્માને ઉત્પન્ન કર્યો છે. આ માથી અંતઃકરણ, અંતઃકરણથી કાયા અને કાયાથી આખી ખલક થઈ છે- માટે ખલક ખુદાના નુરથી પેદા થઇ છે. આ નુર સર્વત્ર ચમકે છે, અને તેની કૃતિથીજ સર્વ વ્યવહાર ચાલે છે. ખુદાને પ્રસન્ન રાખવા માટે પવિત્રતા, શુદ્ધતા, સત્યતા અને નેકી રાખવી પડે છે. મહમદ ખુદા તરફનાં ફરમાન લાવનાર પેગમ્બર છે. કુરાનનાં ફરમાન પ્રમાણે ચાલનારને સ્વર્ગ મળે છે. ખુદાને નહિ માનનારા, મૂર્તિપુજકો કાફરો છે, તેમને કોઇ પણ રીતે આપણા ધર્મમાં લાવવાથી પુન્ય થાય

છે. પુર્નજન્મ નથી, પરંતુ કયામતને દિવસે ખુદા પાપ પુણ્યનો ન્યાય કરશે ત્યારે ઇસ્લામ ધર્મવાળાઓને સ્વર્ગ અને કાફરોને નર્ક મળશે! સત્ય બોલવું, નિશાવાળા પદાર્થોથી દુર રહેવું, અને ચોરી, ખુન, વ્યભિચાર તથા અન્યાય કરવો નહિ. વ્યાજ ન લેવું, રોજ પાંચ વખત નિમાજ પઢવી, દાન કરવું, અને રોજા રાખવા, વિગેરે " આ ધર્મના મૂખ્ય સિદ્ધાંતો ઠરાવી ધર્મ પ્રચારનું કામ જોર શોરથી કરવા માંડયું. હજરત મહમદ પેગમ્બરના પછી તેમની ગાદીએ બેસનાર ખલીફાઓએ પણ ધર્મ પ્રચારનું કામ જારી રાખ્યું.

આ ધર્મમાં પણ મતભેદ થતાં શિયા અને સુન્ની એવા બે ભેદ પડી ગયા છે, અને તેમાં પણ મતભેદ થતાં ×પેટા પંથો પણ થયા છે. આ ધર્મવાળા મૂર્તિપુંજાના સખ્ત વિરોધી છે; પણ કેટલાએક તાબુત બનાવી તેને નૈવેદ ધરે છે, કબરો કે દરગાહોને પુષ્પ, ગંધ, દીપ, વિગેરેથી પુંજા કરી શ્રીફળ ચઢાવે છે; મક્કામાં આવેલા ઝમઝમના કુવાનું પાણી પવિત્ર ગણી લેઇ આવે છે અને તેનું આચમન કરે છે; કાબાતલ્લાના મંદિર તરફજ નજર રાખી નિમાજ પઢે છે અને એજ

×[૧] **દાઉદી વહોરા**—અબ્દલા મુલ્લાંએ ઇ. સ. ૧૦૭૦ માં યમન શહેરથી ખંભાત આવી લોકોને સમજાવી આ મત સ્થાપ્યો હતો. ઘણા ખરા બ્રાહ્મણોજ આ પંથમાં દાખલ થયેલા છે; કહે છે કે જે બ્રાહ્મણો આ પંથમાં દાખલ થયા હતા તેમની જનોઇઓનું વજન ૮ મણ ૯ રતલ થયું હતું! આ લોકો ઉપર વડા મુલ્લાંજીની સત્તા છે, તે મૂળ પંથ સ્થાપનારના વંશના છે, અને તેમની ગાદી હાલ સુરતમાં છે. સિદ્ધરાજના બે પ્રધાન આ મતમાં દાખલ થયેલા હતા તેમાંના એકની કબર ઉમરેઠ અને બીજાની ગલીયાકોટમાં છે, તેને આ લોકો પવિત્ર માને છે, તથા તેની પુષ્પ, ગંધાદિથી પુજા કરી શ્રીફળ ચઢાવે છે. મક્કા, મદીના અને કરબલ્લે હજ કરવા જાય છે અને ઝમઝમના કુવાનું પાણી પવિત્ર માની મક્કાથી લેઇ આવે છે. તાબુતને માનતા નથી, કુરાનને માને છે અને મુસલમાન સિવાય બીજાનું અડેલું પાણી સરખુંય પીતા નથી! દુર વ્યસનથી દુર રહે છે–બીડી સરખી પણ પીતા નથી. પુનર્લગ્ન કરે છે અને સંસારી ઝગડાઓનો ન્યાય વડા મુલ્લાંજી આપે તે માન્ય રાખે છે. ગમે તે જાતની સ્ત્રી તેમનો મત કબુલ કરે તો તેની સાથે લગ્ન કરી શકે છે. આમાં પણ નાગપુરી નામનો પેટા પંથ છે.

[૨] ઈમસી પંથ—આ પંથમાં તુગા જાતના લોક છે અને મોરાદાબાદ જીલ્લામાં રહે છે.

મંદિરની પ્રદિક્ષણા કરતી વખતે પાક ગણાતા કાળા પત્થરને ભક્તિ-પૂર્વક સાતવાર ચુંબે છે. આ ધર્મમાં કોઇ પણ ધર્મવાળા કે જાતવાળાને દાખલ થવાની છુટ રાખેલી છે.

ઇ. સ. ૭૧૨ માં આ ધર્મના પાદશાહ મહમદ કાસીમે સિંધ ઉપર સ્વારી કરી હતી પણ તે કાંઈ ફાવ્યો નહોતો. ૧૦ મા સૈકામાં મહમદ ગઝનવીએ ચઢાઇ કરી કેટલાંક મંદિરો તોડી તે અઢળક ધન લેઇ ગયો હતો. ત્યાર પછી આ દેશમાં રજપુત રાજાઓમાં ફુટ થવાથી શાહબુદ્દીનગોરીએ દીલ્લીના રાજા પૃથ્વિરાજને હરાવી ત્યાં એક સુબો નીમ્યો, તે સુબાના વંશજોએ ગોરી રાજ્ય નબળું પડતાં દીલ્લીમાં રાજ્ય ગાદી સ્થાપી ધણી થઇ પડયા. ત્યારથી આ દેશમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઇ. તેમના રાજ્ય અમલમાં કેટલાએક હિંદુઓ પણ એ ધર્મમાં દાખલ થયા હતા. હાલમાં આ ધર્મ માનનારની સંખ્યા આ દેશમાં સાડીછ કરોડ જેટલી છે.

લગ્ન પ્રસંગે રંડીઓનો નાચ, બાળ લગ્ન, મરણ પછવાડે રોવા કુટવાનો, પરદેશ ગમન પ્રતિબંધનનો, ચંદ્રદર્શન કરવાનો, સ્ત્રીઓને પડદે રાખવાનો અને શિવ સ્તુતિ સમયે બંબં કહી ગાલ બજાવવાનો, વિગેરે રિવાજ હિંદુઓમાં દાખલ થયેલા છે. તે આ ધર્મવાળાઓની રાજ્ય સત્તાના પ્રતાપ છે.

---

[૩] મેધાવીઆ—ઇ. સ. ના ૧૪ સૈકામાં સ્થાપન થયો છે. પાલનપુરના નવાબ આ પંથમાં છે.

[૪] મોરેસલામ—હિંદુમાંથી વટલાઈ ગયેલા છે. અને કુરાન તથા પુરાણ બંનેને માને છે.

[૫] આબાસી—આ પંથના માણસો કાશ્મીરમાં છે. એનો સ્થાપક આબાશી હતો. આતસ, પવન, પાણી અને ખાક એ ચારથી મનુષ્ય પેદા થાય છે અને એ ચારેનું મૂળ ખુદા છે, ખુદા કાંઈ કહેતો નથી, કયામત નથી, માંસ ખાવું નહિ, અને છોકરી, બ્હેન, મા, માશી તથા તેમની છોકરીઓ સાથે પરણવા હરકત માનતા નથી ! આ પંથવાળાને જરથોસ્તીઓ કાદરે મુતલક કહે છે. છુપી રીતે ધર્મ પાળે છે. રાજે આબાદ નામનો ગ્રંથ ઇ. સ. ૧૬૩૧ માં કાશ્મીરમાં રહેતા શીદાબ નામના માણસે બનાવેલો છે તેને તેઓ ધર્મગ્રંથ માને છે.

(૬) ઇસ્માયલી (આગાખાની) ઇ. સ.ના ૧૩મા સૈકામાં સદરૂદીન નામના ઇરાનના રાજ્ય વંશના પુરૂષે સિંધમાં આવી આ પંથ સ્થાપ્યો હતો, તેમના

## માનભાવ પંથ.

આ પંથ સ્થાપનાર દક્ષિણમાં શેંબે ગામના વતનદાર ગોપાળરાવ પંત કુલકરણીનો પુત્ર કૃષ્ણભટ જોશી હતો. તેનો જન્મ ઇ. સ. ૧૦૪૭ માં થયો હતો. તે હાથચાલાકી ( જાદુ )ની વિદ્યામાં તથા વિવિધ વેશ લેવામાં કુશળ હતો. તેણે પોતાના કુલકરણીપણાનું તથા જોશીનું કામ એક મિત્રને સોંપી, પોતે કૃષ્ણ સ્વરૂપે લોકોને દર્શન આપવા માંડયાં ! એ વાત ચોતરફ ફેલાયાથી ગામ પરગામના લોકો તેનાં દર્શન કરવા માટે આવવા લાગ્યા, અને તેની પાસે અનુગ્રહ લેવા માટે સ્ત્રી પુરૂષોની ભીડ દિવસે દિવસે વધવા લાગી. આ સર્વ વાતની પૈઠણના રાજા ચંદ્ર-સેનના કારભારી હેમાદ્રિપંતને પડવાથી તે ઘણું આશ્ચર્ય પામ્યો; તે ગણેશ ભક્ત હતો, તોપણ તેણે કૃષ્ણભટને પોતાની સમક્ષ બોલાવવા એક કારકુન મોકલ્યો. તેથી કૃષ્ણભટે પૈઠણમાં આવી હેમાદ્રિપંતની મુલાકાત કરી. હેમાદ્રિપંતે તેનું કૃષ્ણ સ્વરૂપ જોઇ બહુ આદર સત્કાર કર્યો અને સ્નાન તથા ભોજન કરવાની વિનતી કરી; પરંતુ પોતાની વેશ ધારણ કરવાની ખુબી ખુલ્લી પડી જવાને ભયે તેણે વિનતી સ્વીકારી નહિ. જેથી હેમાદ્રિપંતે પોતાના કારકુન પાસે તેનાં કપડાં ઉતરાવી નંખાવ્યાં, એટલે પાખંડનો પ્રકાશ થઇ જવાથી તેને કેદમાં નાંખ્યો: અને જે લોકો તેના અનુગ્રહી હતાં તે સર્વને પકડી મંગાવી તેમના માથામાં પટા મુંડાવી કાળાં વસ્ત્ર પહેરાવી હદપાર કર્યા, ત્યારથી એ

---

વંશનેે આગાખાન નામથી પ્રસિદ્ધ છે. ભાટિયા કોમના વટલાયલા ખોજા લોકો અને કેટલાએક હિંદુઓ આ પંથમાં છે. તેમના સિદ્ધાંતનું પુસ્તક ગુપ્ત લિપિમાં છે અને તે બીજાને જોવા જાણવા દેતા નથી. ! " ગંગા બનારસ ન જાના ગોદાવરી, રામ ભજન અબ કેસા ?—અલીકા રૂપ ભયા નારાયન, ફળ પામે કરણી જેસા, " આ તેમનું મુખ્ય સુત્ર છે. આ ધર્મના અનુયાયીઓ શુભાશુભ પ્રસંગે આગાખાનને ભેટ આપે છે. અને પોતાના નામ ઉપરાંત એક મુસલમાન નામ ધારણ કરે છે. સુરતના કેટલાએક વાણિઆ આ પંથમાં હોવાનું જણાતાં થોડા વરસ ઉપર ત્યાંના મહાજનમાં ઘણીજ ચકચાર ચાલી હતી અને આ પંથના અનુયાયીઓને જાતિ બહાર મુકયા હતા.

( ૭ ) પીરાણાપંથની હકીકત આગળ આવશે.

એ સિવાય મહોદીશ, વહાબી, હનફી, સુફી, બાબી વિગેરે સર્વ મળીને ૭૩ ગતપંથો આ ધર્મમાં હોવાનું જાહેરમાં આવ્યું છે.

સંપ્રદાય માનભાવને નામે ઓળખાય છે. આ પંથવાળાઓ પોતાના મતનું નામ મહાનુભાવ જણાવે છે. આ પંથવાળા કૃષ્ણ ભટને કૃષ્ણ સમજી તેની મૂર્તિની ઉપાસના કરે છે, ગુરૂ દત્તાત્રયને ભજે છે, કૃષ્ણની રાસક્રિડાદિક ક્રિયાઓ કરે છે, જીવહિંસા પ્રત્યે તેમને એટલો બધો ધિક્કાર છે કે જો પશુ હત્યા તેમના ગામમાં થવાની હોય તો તે દિવસે તે લોકો ગામ છોડી જંગલમાં જઇને રહે છે! એકજ વખત જમણ પીરસે છે. તેમની વિવાહ વિધિ વિચિત્ર છે. જે પુરૂષને પરણવાની ઇચ્છા હોય તે પોતાની ઝોળી જે માનભાવિણી પોતાને પસંદ હોય તેની ઝોળી ઉપર મૂકે છે, તે ઝોળી માનભાવિણીએ જોયા પછી રહેવા દીધી તો તે સાથે લગ્નનો નિશ્ચય ઠરી ચુકયો અને ન રહેવા દે તો નહિ. જો લગ્ન થવાનું થાયતો જુદી જુદી બે પથારીઓ કરી તેમાં વર કન્યા અલગ અલગ સૂવે છે અને પછી મઠના મહંત સમક્ષ વર બોલે કે "કૃષ્ણનો ગડબડ ગુંડો આવ્યો" એ સાંભળીને કન્યા કહે કે "ખુશીથી આવવા દો" એટલે વર આળોટતો આળોટતો કન્યાની પાસે જાય છે એટલે બંનેનો વિવાહ થઈ ચૂકયો ગણાય છે! આ ધર્મવાળા પોતાના ધર્મની વાત બીજા ધર્મવાળાને કહેતા નથી. એમના પુરાણ ગ્રંથો જૂદી લિપીમાં છે, એ લિપિ માનભાવિ દીક્ષા લીધા વગરનાને સમજાવતા નથી. આ પંથ માનનારા મહારાષ્ટ્ર અને વરાડ પ્રાંતમાં છે. તેમના આચાર્યને મહંત કહે છે. તેમના રૂદ્રપુર, કારંજે, દરિયાપુર, ફલ્ટણ અને પૈઠણ એ પાંચ ગામમાં મઠ છે. એ સિવાય નરમઠ, નારાયણમઠ, પ્રવરમઠ, રૂષિમઠ અને પ્રશાંતમઠ એ પાંચ ઉપમઠ છે. એક મહંતના હાથ નીચે ઘણા માનભાવ હોય છે. એક મહંતના સમાધિસ્થ થયા પછી તેના સર્વ શિષ્યોમાંથી વધુમતે જે યોગ્ય ઠરે તેને ગાદી મળે છે. મહંતને છત્ર, ચમ્મર, પાલખી, શિક્કા, વિગેરે રાજ્ય ચિન્હ હોય છે. એ પંથમાં ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ એમ બે આશ્રમ છે અને સંન્યાસાશ્રમ વાળાને પણ પરણવું હોય તો તે માંહો માંહે પરણી શકે છે.

## નિમ્બાર્ક સંપ્રદાય.

આ મતના સ્થાપનાર નિમ્બાર્ક ઉર્ફે ભાસ્કરાચાર્યનો જન્મ ઈ. સ. ના ૧૧ મા શતકમાં નિઝામ રાજ્યના બેદર ગામમાં થયો હતો. તેમણે નાની ઉમ્મરમાંજ પોતાના પિતા પાસે જ્યોતિષ, ખગોળ અને વેદાદિ વિદ્યાનું અધ્યયન કર્યું હતું. તેમણે ઇ. સ. ૧૧૫૦ માં સિદ્ધાંત

શિરોમણિ અને ૧૧૫૨ માં લીલાવતી ગણિત નામના ખગોળ તથા જ્યોતિષને લગતા ગ્રંથો લખ્યા છે. ખગોળવિદ્યામાં તે મહા પ્રવિણ હોવાથીજ તેમનું નામ ભાસ્કરાચાર્ય પડયું હતું, આ સંપ્રદાયના અનુયાયીઓ તો તેમને સૂર્યના અવતાર તરીકે પણ માને છે. તેમણે દક્ષિણમાં તે વખતે ચાલતા જૈન મતનું ખંડન કરી પુરાણોક્ત નિમ્બાર્ક નામનો વૈષ્ણવ સંપ્રદાય સ્થાપ્યો છે, અને સુશોભિત દેવાલયોમાં રાધાકૃષ્ણની મૂર્તિનું સ્થાપન કરી તેની ભક્તિ કરવાથીજ મૂક્તિ મળે છે એવો બીજા વૈષ્ણવ આચાર્યોની પેઠે ભક્તિ પ્રાધાન્ય મનોરંજક સંપ્રદાય ચલાવ્યો છે.

સંન્યાસ ગ્રહણ કર્યા પછી તેઓ વંદરાવનમાં રહેતા હતા. તેમણે સંસ્કૃતમાં કેટલાંક સારાં પુસ્તકો લખ્યાનું કહેવાય છે. પણ કહેવામાં આવે છે કે ઔરંગઝેબે તે સર્વને મથુરાંમાં બાળી મૂક્યાં હતાં તેથી મળી શકતાં નથી.

આ મતવાળા ભક્તિ પણ બીજા વૈષ્ણવ સંપ્રદાયના જેવીજ માને છે. ભાગવત, પુરાણ, ભક્તમાલ અને રામાયણ વિગેરેને પ્રમાણ ગ્રંથો માને છે. દ્વૈતાદ્વૈતની ચર્ચામાં ઉતરવું નિરર્થક સમજે છે અને ભજન કિર્તનમાં આનંદ માને છે. દક્ષિણમાં આ સંપ્રદાયના અનુયાયીઓ ઘણા છે. અમદાવાદ જીલ્લાના ખહેલાળ, ભૂવાલડી વિગેરે જગ્યાઓના પાટીદાર લોકોનો મોટો ભાગ આ સંપ્રદાયના અનુયાયી છે, અને રાયકવાળ બ્રાહ્મણો જે ભક્તના નામે ઓળખાય છે તેઓ તેમને કંઠીઓ બાંધી ધર્મનો ઉપદેશ આપે છે.

આ સંપ્રદાયના અનુયાયીઓ ગોપીચંદનું ઉભું પહોળું અને નાકની દાંડી સુધી આવે તેવું તિલક કરે છે અને તુળસીની લાંબી લાંબી માળાઓ પહેરે છે.

## વિશિષ્ટાદ્વૈત—શ્રી સંપ્રદાય.

આ સંપ્રદાયના સ્થાપક શ્રી રામાનુંજનો જન્મ ઇ. સ. ૧૧૦૯ માં મદ્રાસ ઇલાકાના પેનમુતુર ગામમાં કેશવાચાર્ય નામના બ્રાહ્મણની કાંતિમતી નામની સ્ત્રીને પેટે થયો હતો. તેમને ઇ. સ. ૧૧૧૭ માં જનોઇ સંસ્કાર થયા પછી યાદપ્રકાશ નામના તેમના મામા પાસે રહી વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેમણે સમય સંજોગોનો વિચાર કરી

સંસાર સુખની તિવ્ર તૃષ્ણાવાળા કેવળ કર્મ જીજ્ઞાસુ પુરૂષોનું લક્ષ ઇશ્વર ભકિત તરફ વાળવાના હેતુથી વેદ અને ઉપનિષદનો કાંઇક આધાર લેઇ પુરાણોની વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેઇ જનપ્રિય થઇ પડે એવો ભકિતનો મનોરંજક પંથ સ્થાપન કર્યો. તેને શ્રી સંપ્રદાય અથવા વિશિષ્ટાદ્વૈત કહે છે. કેવળાદ્વૈત શિવ માર્ગના સામે થઇ કહેવા લાગ્યા કે “ અદ્વૈત બ્રહ્મ છે, પણ તે કેવળ નથી, વિશિષ્ટ છે. બધું બ્રહ્મમય છે પણ તે બ્રહ્મમાંજ જીવ અને જડ એવા બે ભેદ તે અન્યોન્ય વિલક્ષણ છે. અંતર્યામિ રૂપે હ સર્વમાં છે પણ ચિત્ત (જીવ) અને અચિત્ત ( જડ ) તેનાથી જુદા છે. એકજ બ્રહ્મનાં ત્રણ અંગ છે. હરિ, ચિત્ત અને અચિત્ત એ ત્રણ રૂપે વિશ્વમાન છે.” આવી રીતે અદ્વૈત મતનું ખંડન કરી મુલ્લુકેત શહેરના બ્રાહ્મણોને વૈષ્ણવ મતમાં લીધા. પછી મ્હેસુર જઈ ત્યાંના જૈન રાજાની પુત્રીનું ભૂત કાઢી તેને વૈષ્ણવ કર્યો અને જગન્નાથ, કાશી, જયપુર વિગેરે ઠેકાણે ઉપદેશ આપી પોતાનો મત પ્રચાર કરવા માંડયો. જયપુરનો રાજા તેમનો શિષ્ય થયો હતો. પછી ધર્મની પુષ્ટિ માટે કેટલાએક ગ્રંથો રચી સંન્યાસી થયા અને નાદીર, ગળતા, અહોબળી અને રેવાસામાં મઠ સ્થાપ્યા. જીવ ઇશ્વરનો ભેદ જણાવી રામચંદ્રજીને વિષ્ણુ અવતાર ગણી તેમની મૂર્તિપુજા અને ભક્તિ કરવા જણાવ્યું છે; ભક્તિથીજ મુક્તિ માની છે અને ભક્તિના પાંચ પ્રકાર ઠરાવ્યા છે. (૧) દેવમંદિરમાં માર્જનાદિક તે અભિગમન (૨) દેવમૂર્તિને પુંજાની સામગ્રી લાવી આપવી તે ઉપાદાન (૩) મૂર્તિ પુંજા કરવી તે ઇજયા (૪) નામ સ્મરણ કરવું તે સ્વાધ્યાય અને (૫) મૂર્તિનું ધ્યાન કરવું તે યોગ. યોગ થતાંજ ભગવાન ભક્તોને નિત્ય મુક્ત કરે છે. રામ કૃષ્ણાદિની મૂર્તિઓનુ દેવાલયોમાં સ્થાપન કરી તેને ન્હાના પ્રકારના વસ્ત્રાલંકારો ધારણ કરાવી ગંધ પુષ્પાદિ અને વિવિધ પ્રકારનાં નૈવેદ ધરાવી સેવા કરવી એ મુખ્ય સિદ્ધાંત છે. આ સંપ્રદાયમાં સાધુઓ છે તેઓ એક બીજાને **दासोऽस्म्यहम** કહી નમસ્કાર કરે છે અને બ્રહ્મચર્ય પાળે છે. આ મતાનુયાયીઓ કંઠમાં તુળશીની માળા રાખે છે, બાહુ મૂળમાં શંખ ચક્રાદિનાં છાપાં કરે છે અને લલાટમાં ગોપીચંદનનું ઉભું તિલક કરી તેની વચ્ચમાં કંકુની ઉભી લીટી કરે છે. વ્યાસ સુત્ર ઉપર રામાનંદનું ભાષ્ય છે અને એ સિવાય તેમના રચેલા ગ્રંથો તથા પુરાણોને પણ પ્રમાણ ગ્રંથ માને છે.

આ પંથમાંથી છુટા પડી રામાનંદે આનંદ સંપ્રદાય, અને રામચરણ નામના સાધુએ ઇ. સ. ૧૭૫૨ માં રામાચરણુ મત સ્થાપ્યો છે. આ સંપ્રદાય અને તેના પેટા પંથોના અનુયાયીઓ રામચંદ્રની મૂર્તિની પુજા અને નામ સ્મરણાદિ ભજન કિર્તનોને શ્રેષ્ટ માની તેથી મુક્તિ માને છે.

રામાનુંજની પેનમુતુરમાં સાદશ મૂર્તિ છે. અને હિંદુસ્તાનના દરેક ભાગમાં આ પંથના અનુયાયીઓ છે.

## આનંદ સંપ્રદાય.

રામાનુંજ પછી પાંચમા આચાર્ય રામાનંદે અદષ્ટ ભોજનની બાબતમાં તકરાર પડવાથી છુટા પડી આ પંથ સ્થાપ્યો હતો. તેમના સઘળા સિદ્ધાંત રામાનુંજ મતાનુસાર છે, તેમણે હિંદી ભાષામાં ગ્રંથો લખી ઉત્તર હિંદમાં પોતાનો મત ફેલાવ્યો અને ઉંચ્ચ નીચનો ભેદ રાખ્યા સિવાય હરકોઇ જાતના માણસોને શિષ્ય બનાવ્યા હતા. તેમના શિષ્યો પૈકી **રાયદાસ** નામના ચમારે **રાયદાસી** પંથ ચલાવ્યો છે, જે હાલ મેવાડમાં પ્રચલિત છે. **સેન** નામના હજામે **સેનાપંથ** સ્થાપન કરેલો છે. **કાળુ** નામના માછીએ કાળુપંથ સ્થાપેલો છે, તે મીરત જીલ્લામાં પ્રચલિત છે, અને તેમાં ૩ લાખથી વધુ માણસો છે. કબીરે એક પંથ સ્થાપ્યો છે તેનું વર્ણન આગળ આવશે. આ તમામ પંથવાળા રામચંદ્રની મૂર્તિપુજા અને નામસ્મરણાદિ ભક્તિથીજ મોક્ષ માને છે. રામાયણના કર્ત્તા તુળસીદાસ પણ આ આનંદ સંપ્રદાયના હતા. આ સંપ્રદાય ઉત્તર હિંદુસ્તાનમાં વધારે ફેલાયલો છે. રામાનુંજ મત પ્રમાણે તિલક, છાપાં, માળા ધારણ કરે છે, પરંતું તિલકમાં કંકુની લીટીને બદલે ગોપીચંદનજ વાપરે છે.

## પૂર્ણપ્રજ્ઞ સંપ્રદાય.

આ સંપ્રદાયના સ્થાપક મધ્વાચાર્યનો જન્મ ઈ. સ. ૧૨૩૯ માં ઉડીપીમાં થયો હતો, તેમના પિતાનું નામ મધિજ ભટ્ટ હતું. તેમણે શાસ્ત્રનો અભ્યાસ અનંતેશ્વરમાં કર્યો હતો, અને બુકરાયના ઉપદેશક તથા મંત્રીનું કામ પણ કર્યું હતું. પછી શંકરમતના સંન્યાસી થઈ આનંદ તિર્થ નામ ધારણ કર્યું હતું. પરંતુ જીવ શિવની ઐક્યતા ઠીક

ન લાગવાથી છુટા પડી આ સંપ્રદાય સ્થાપ્યો હતો. આ સંપ્રદાયને બ્રહ્મ સંપ્રદાય અથવા માધ્વી સંપ્રદાય પણ કહે છે.

**एको नारायण आसीन्न ब्रह्मा नच शंकरः ।**
**आनंद एक एवाग्र आसीन्नारायणः प्रभुः ॥**

એ ઉપનિષદ વાક્યના આધારે એવો સિદ્ધાંત ઠરાવ્યો કે 'સર્વ જગત નારાયણ (વિષ્ણુ) ના દેહમાંથી થયું છે. વિષ્ણુ સ્વતંત્ર, નિર્દોષ, અને અશેષ સદ્ગુણ છે. સર્વ વસ્તુનું મૂળ કારણ જે પરમાત્મા અને સર્વ જીવ પ્રાણી એ બન્ને અનાદિ છે. પરમાત્મા સ્વતંત્ર છે અને જીવ પરતંત્ર હોવાથી તે પરમાત્માના આશ્રયભૂત છે; માટે પરમાત્મા (વિષ્ણુ) ની ભક્તિ કરવી તેથીજ મુક્તિ મળે છે. શંખ, ચક્ર, ગદા, પદ્મનાં ચિન્હ તપાવીને હાથ ઉપર ધારણ કરવાં તે અંકન; પુત્રાદિનું ઇશ્વર વાચક નામ પાડવું તે નામકરણ; અને વિષ્ણુના કોઇ પણ અવતારની મૂર્તિવાળા મંદિરમાં જઈ તેની અનેક પ્રકારથી પુંજા સેવાદિ કરવી તથા તેમના નામનો જપ કરવો તે ભજન. આવી રીતે ત્રણ પ્રકારની ભક્તિ કરવાનો ઉપદેશ આપી ઉડીપીમાં તે સમયમાં ફેલાયલા જૈન મતનું પણ ખંડન કરી સઇશ્વરની ઉપાસના તથા ભક્તિમાર્ગને શ્રેષ્ટ પંક્તિમાં લાવ્યા, અને ઘણા જૈનોને વૈષ્ણવ બનાવ્યા.

આ સંપ્રદાયની મૂખ્ય ગાદી ઉડીપીમાં છે, તે તરફ આ મતાનુયાયીઓનું વિશેષ પ્રબળ છે. આ મતમાં સાધુઓ પણ છે. આ મતવાળા ગોપીચંદનનું ઉભું તિલક કરે છે અને તેની મધ્યમાં બાળેલી સોપારીની ઉભી લીટી કરી તેને છેડે હળધરનો ચાંલ્લો કરે છે.

મધ્વાચાર્યે ૩૭ ગ્રંથો લખ્યા છે. તેને તથા પુરાણો વેદ, ઉપનિષદ અને ગીતાજીને પ્રમાણ માનવામાં આવે છે.

## ચૈતન્ય સંપ્રદાય.

આ સંપ્રદાયના સ્થાપનાર ચૈતન્યનો જન્મ ઇ. સ. ૧૪૮૬ માં બંગાળાના નવદ્વિપ નામના ગામમાં થયો હતો. તેમનું બીજું નામ નિમાઈ હતું. તે શરીરે ખુબસુરત અને ગૌરવર્ણના હોવાથી તેમને ગૌરાંગ પણ કહેતા હતા. તેમણે વાસુદેવ સાર્વભૌમ નામના અધ્યાપકની પાસે અભ્યાસ કર્યો હતો. વીસ વરસની ઉમ્મરે સંસાર છોડીને તેમણે

સંન્યાસ ગ્રહણ કર્યો હતો. તે વખતે બંગાળામાં અનેક મતપંથો ચા-
લતા હતા અને "બાર પુર્વીઆ અને તેર ચોકા" જેવો આચારવિચારના
સંબંધમાં રિવાજ ચાલતો હતો. પરમાત્માની દરબારમાં કોઇ ઉંચ
નીચ નથી. માટે સર્વ ધર્મ અને ન્યાયના માણસોને એકજ ધર્મની
છાયામાં લાવવાના ઉદ્દેશથી તેમણે ચૈતન્ય સંપ્રદાય સ્થાપી એવો ઉપદેશ
આપવા માંડયો કે "બધી જ્ઞાતિના માણસો ભક્તિથી શુદ્ધ થાય છે,
પરમાત્માની દરબારમાં કોઇ ઉંચ નીચ નથી. માટે દરેકે પરમાત્માની
ભક્તિ કરવી. પૂર્ણ નિસંશય રહી નિરંતર ભજન કરવું. મોક્ષ પુંજા
ક્રિયામાં નથી, પણ ધ્યાનમાં છે. ધર્મગુરૂની આજ્ઞા માનવી. લોહીનું
એક ટીપું પાડવું એ ઇશ્વરનો મોટો અપરાધ કરવા બરાબર છે માટે
હિંસા કરવી નહિ." એ પ્રમાણે ઉપદેશ આપી શ્રી કૃષ્ણની ભક્તિ
તથા પુંજા કરવાનો મનોરંજક ભક્તિ માર્ગ સ્થાપ્યો.

શરૂઆતમાં શાંતિપુરમાં અને પછી જગન્નાથપુરીમાં પોતાના મતનો
પ્રચાર કર્યો. ત્યાર બાદ ડંડકારણ્ય થઇને સેતબંધુ રામેશ્વર ગયા હતા
અને ત્યાંથી વંદ્રાવન વિગેરે ઠેકાણે જઈ ઉપદેશ આપવાનું કામ કર્યું
હતું. આખા ઓઢીયા અને બંગાળમાં ફરીને વિષ્ણુ તથા જગન્નાથજીની
પુંજા ભક્તિ કરવાનો ઉપદેશ કરવા માંડયો. તેમણે મુસલમાનોને પણ
શિષ્ય કર્યા હતા. આવી રીતે આખા બંગાળને ઓઢીયામાં ભક્તિ
પ્રાધાન્ય વૈષ્ણવ માર્ગનો તેમણે પ્રચાર કર્યો હતો. જગન્નાથજીમાં સર્વ
માણસોએ સાથે બેસી જમવાનો રિવાજ હજુ પણ ચાલે છે તે આ
મહાત્માના ઉપદેશનુંજ પરિણામ છે.

આ પંથમાં પ્રત્યેક જાતના માણસો છે, તો પણ જે ગોસાઇઓ
ચૈતન્યના પ્રથમ શિષ્ય હતા તેમના વંશજોનું વડપણ તેઓ સ્વિકારે
છે. તેમાં કુંવારા અને પરણેલા બેઉ દાખલ થઇ શકે છે. બ્રહ્મચારીઓ
અને ભીખ માગતા વૈરાગીઓ પણ આ પંથમાં છે, તથાપી તેમના
ધર્મના ઉપદેશકો ઘણું કરીને પરણેલા માણસોજ છે. તેઓ કૃષ્ણના
મંદિરની આસપાસ જથાબંધ બાંધેલાં ઘરોમાં કુટુંબ સાથે રહે છે.
તેમના મઠમાં કુંવારા બાવા અને કુંવારી બાવીઓ પણ રહે છે.

આ પંથમાં પણ કર્ત્તાભાજ, સ્પષ્ટદાયક, સાહુજ વિગેરે પેટા
પંથો પડી ગયા છે. કર્ત્તાભાજ એ પંથના સ્થાપનાર કંચેરાપારા સ્ટેશન
પાસેના ગોસવાળા ગામનો રહીશ રામસરનપાળ નામનો સદ્ગોપ

વંશનો માણસ હતો. તેણે પોતાના શિષ્યોને સમજાવ્યું કે અદૃશ્ય ગુરૂ તરફથી તેને ઉપદેશ મલ્યો છે. બાકી પુજા વિધિ સર્વ ચૈતન્ય પંથના જેવું છે, ફક્ત આ પંથવાળા પોતાના શિષ્યો પાસેથી શરીર ધારણ કરવા બાબતનો અમુક કર લે છે એ વિશેષતા છે. બાકીના જે પેટાપંથો છે તે તમામના ધર્મ સિદ્ધાંતો તો ચૈતન્ય સ્વામિના મત પ્રમાણે છે અને કૃષ્ણની ભક્તિથી મોક્ષ માને છે.

## કબીર મત.

ઇ. સ. ના ૧૩–૧૪ મા સૈકડામાં હિંદુ મુસલમાનોમાં ધર્મની બાબતને લીધે વિખવાદ ચાલતો હતો, તે ધ્યાનમાં લેઇ બંનેને અનુકુળ પડે અને તેમનામાં સંપ થાય એવા ધર્મપંથની જરૂર સમજી રામાનંદના એક શિષ્ય મહાત્મા કબીરે આ પંથ સ્થાપ્યો હતો. કબીરની જાતિ તથા જન્મની સાલ માટે ઘણા મતભેદ છે અને ઘણી દંતકથાઓ પણ ચાલે છે. સહુથી વધારે ભરૂસાપાત્ર હકીકત એવી છે કે ખાનદેશમાં આવેલા કાશી ગામની પાસે લહેર તળાવને કિનારે તરતનું જન્મેલું બાળક એક ફુલના કંડીઆમાં રાખી કોઇ મૂકી ગયેલું હતું. તે નુરી નામના કોઈ મુમના વણકરને હાથ આવ્યું, તેણે તેને પાળી પોષી મોટું કર્યું હતું તેનું નામ કબીર હતું. કબીર દયાળુ, શાન્ત, પરોપકારી, જ્ઞાની, વૈરાગ્યશીલ અને નિસ્પૃહી હતો. તેમણે મૂર્તિપુજા ન સ્વિકારતાં આત્મજ્ઞાન અને ભક્તિપ્રધાન ઉપદેશ આપવાનું ચાલુ કર્યું. ઇશ્વર એક; સર્વ શકિતમાન, સર્વવ્યાપક અખંડ જ્યોતિરૂપ છે. તેમને જાણવા સારૂ યોગાભ્યાસ, દેહકષ્ટ અને પવિત્રતાની જરૂર છે. ધર્મશાસ્ત્રો એ જ્ઞાનોદય કરનાર ગ્રંથો છે. પુનર્જન્મ છે. ઇશ્વરનું ધ્યાન કરવું એજ મોટો ધર્મ છે. સત્યજ્ઞાનથી ઇશ્વર ઓળખાય છે. ગૌબ્રાહ્મણની સેવા કરવી, માંસ મદિરા અને વ્યભિચારનો ત્યાગ કરવો, જીવહિંસા કરવી નહિ, જગતમાં ઉચનીચ કોઇ નથી અને હિંદુઓના પરમેશ્વર તથા મુસલમાનોના અલ્લા તે એકજ છે. આવો ઉપદેશ આપી હિંદુ મુસલમાન સર્વને પોતાના પંથમાં દાખલ કર્યા. કબીર જપ પુજાદિ કરતાં આત્મ જ્ઞાનને શ્રેષ્ટ માનતો હતો.

તેણે મૂર્તિપુજાની વિરૂદ્ધ આત્મજ્ઞાનથી ભરપુર ઉપદેશ આપી એકેશ્વરનો બોધ કરી હિંદુ મુસલમાનની ઐક્યતા કરવારૂપ ધર્મપંથની ગોઠવણ કરી હતી. જો કે તેમાં સર્વાંશે સફળ થયા નહિ, તોપણ ઘણા

હિંદુ અને મુસલમાનો તેમના શિષ્ય થયા હતા. આ મતવાળા એક બીજાને મળે છે ત્યારે પરસ્પર સતનામ, સત સાહેબ, અથવા બંદગી સાહેબ વિગેરે કહે છે. કબીર પંથમાંથી જૂદા જૂદા ૧૨ પેટા પંથો સ્થાપન થયેલા છે. કબીરને કમાલ, જમાલ, વિમલ, બુધન, દાદુ, શ્રુતગોપાળ, ધર્મદાસ વિગેરે શિષ્યો હતા. કમાલ, જમાલ, વિમલ અને બુધન એ દરેકે પોતપોતાના નામથી અલગ અલગ પંથ સ્થાપન કર્યા હતા; પરંતુ વિદ્વાન પુરૂષોના અભાવે અને દ્રવ્યાદિક મેળવવાની લલુતાથી એ પંથો માત્ર નામનાજ રહ્યા છે. ધર્મદાસ છીપો હતો તેણે તથા શ્રુતગોપાળે મળી કેટલાંક પુસ્તકો લખ્યાં છે. ભાગોદાસ નામના એક શિષ્યે બીજક નામનો ગ્રંથ લખ્યો છે તેના આધારે હાલમાં બીજમાર્ગ નામનો એક પંથ ચાલે છે. દાદુ એ અમદાવાદનો પીંજારો કબીરનો શિષ્ય હતો તેણે એક પંથ સ્થાપ્યો હતો, જે [1]દાદુ પંથના નામથી ઓળખાય છે. આ પંથમાં સાધુ નિશ્ચલદાસજી થઇ ગયા તેમણે વિચાર સાગર અને સુંદરદાસે સુંદરવિલાસ નામના ઉત્તમ ગ્રંથો લખેલા છે. મલુકદાસ નામના એક શિષ્યે પંથ ચલાવ્યો છે. “ અજગર કરે ન ચાકરી, પંછી ન કરે કામ; દાસ મલુકા યુ કહે, સબકા દાતા રામ.” આ તમામ પેટા પંથવાળા રામચંદ્રની ભક્તિનેજ મુક્તિનું સાધન માને છે.

## પીરાણા પંથ.

ઇ. સ. ૧૪૪૯ માં કેટલાક લેઉઆ કણબીઓ કાશી જાત્રા જતાં અમદાવાદ પાસેના ગરમથા ગામમાં રાત્રે મુકામ કર્યો હતો. તે વખતે ત્યાં ઇમામશાહ નામનો ફકીર રહેતો હતો તેણે જાત્રાળુઓને કહ્યું કે જો તમે મારૂં શીક્ષણ સાંભળશો તો કાશીએ ગયા વગર કાશી જોશો! આવું સાંભળી જેને ઇમામશાહમાં આસ્થા નહોતી તેઓ કાશીએ ગયા અને આસ્થા વાળાઓએ ઇમામશાહનો મત કબુલ કરી કાશીએ ગયા વગરજ ગંગાજીમાં સ્નાન કર્યાનું ફળ મેળવ્યું!!! આ પ્રમાણે જે કણબીઓ ઇમામશાહના મતમાં દાખલ થયા તે પીરાણા પંથના અથવા મતીઆ પંથના કહેવાય છે.

---

૧ દાદુરામ અજમેર પાસે આવેલા ઓમર ગામમાં રહેતા હતા, આ પંથવાળા મૂર્તિપુંજા કરતા નથી. રામનામનો જાપ કરે છે અને રામને આત્મારામ-અદ્વૈત બ્રહ્મ-રૂપે પુંજે છે.

આ મતમાં બધી બાબતો ગુપ્ત રાખવામાં આવે છે અને આ અર્ધો હિંદુ તથા અર્ધો મુસલમાન મતનાં તમામ પુસ્તકો ઇસ્માયલી પંથની પેઠે હાથનાં લખેલાં છે; અને તે અન્ય પંથાનુયાયી કોઇને પણ વાંચવા ન દેવા એ પંથના અનુયાયીઓને ખાસ કસમ આપવામાં આવે છે, જેઓ એ ધર્મ ઉપર આસ્થા બેસાડે તેજ અધિકારી ગણાઇને તેનાં ગુઢ તત્વો તેના કાનમાં કહેવામાં આવે છે. તેથી એ મતના તત્વોથી તમામ વર્ગ અજાણુજ છે; પરંતુ ઇ. સ. ૧૯૧૪ થી ૧૭ સુધી મ. છીમાભાઇ ભૂલાભાઇએ આ મત સંબંધી જાહેરમાં ઉહાપોહ કરવાથી તેમનાં કેટલાંક ધર્મતત્વો બહાર આવવા પામ્યાં છે. આ મત પ્રમાણે કલંકિ ( કલ્કિ ) અવતાર થઇ એક વખતે ઇમામ શાહ પોતે ઇશ્વર રૂપે આવીને મનુષ્ય જાતિને દુઃખ સાગરમાંથી ઉદ્ધાર કરશે. એવી આશા બતાવેલી છે, તેથી એ આશામાંને આશામાં સર્વ અનુયાયીઓ ઘેરાયલા છે ! આ મતવાળાઓ દર ગુરૂવારે અને રમજાન મહિનામાં રોજા પાળે છે; ચાંદબીજ પવિત્ર ગણે છે અને હિંદુના તહેવાર હોળી, અખાત્રીજ, દીવાળી અને બળેવ પણ માને છે. તાબુત તથા કબરને પણ માને છે અને તેને હિંદુઓની પેઠે મૂર્તિ જેટલું માન અપી ચહાય છે, પણ તાબુત બનાવતા નથી. ચોથીયું કરાવે છે તથા બારમું પણ જમાડે છે. તાડી, દારૂ, માંસ, મચ્છી તથા કેફી વસ્તુઓથી દુર રહે છે. બીડી, હોંગ, ભાંગ અને ગાંજનો પણ ઉપયોગ કરતા નથી. અને મુડદાંને દાટે છે. જે કણબીઓ શિષ્ય છે તેઓ સુન્નત કરાવતા નથી, તેમ દાઢી પણ રાખતા નથી અને બ્રાહ્મણો પાસે ક્રિયા કર્મ કરાવતા નથી. આ મતનાં મુખ્ય ત્રણ ધામ છે. ( ૧ ) પીરાણા, ( ૨ ) ભાભેરામ, અને ( ૩ ) શીનોર તેની ગાદી ઉપર બેસે તે ભગવાં લુગડાં પહેરે છે અને સંસારનો ત્યાગ કરે છે. દાઢી રાખે છે. હવે જમાનાને અનુસરીને પીરાણા સિવાયના ગાદીવાળાઓએ દાઢી રાખવાનું છોડી દીધું છે ! ગાદી પતિ ધર્મગુરૂઓ "કાકા" એ નામથી ઓળખાય છે. તેઓ ઝાઝું ભણેલા નથી હોતા. આ ધર્મમાં મોટે ભાગે કણબી અને માછી લોકો ઉપરાંત કેટલાક મુસલમાનો પણ છે. અને આ મતના અનુયાયીઓ સુરત, ખાનદેશ, બુરાનપુર, વડોદરા, ખંભાત અને કચ્છ કાઠિયાવાડના કોઇ કોઈ ભાગમાં છે.

---

# શિખ ધર્મ.

આ ધર્મના સ્થાપક મહાત્મા નાનકનો જન્મ ઇ. સ. ૧૪૬૯ માં નાનકુચાન ( પંજાબ )માં થયો હતો. તેમના પિતાનું નામ કાળુ વેદી હતું અને ક્ષત્રીય જાતિના હતા. નાનકને એક નાનકી નામની બહેન હતી, તે જયરામ નામના કણિયા સાથે સુલતાનપુરમાં પરણાવી હતી. નાનકે ફારસી ભાષાનું અને હિસાબનું જ્ઞાન મેળવ્યું હતું. નાનકનું ચિત્ત સંસારમાં ચોટતું નહોતું તેથી તેના બાપે તેને વેપારમાં નાંખવાનો વિચાર કરી બાળ નામના એક સિંધ જાતિના જાટ સાથે ૪૦ રૂપિઆ આપી દેશાવર વેપાર કરવા સારૂ મોકલ્યો. રસ્તામાં સંન્યાસીના ટોળાનો મેળાપ થતાં વાતચિત્તથી વસ્તુ માત્રનું મિથ્યાપણું અને વસ્તિમાં રહીને સંસારની ખટપટોમાં ભાગ લેવાથી જીવને અનેક તરેહની ચિંતા તથા આફતો થાય છે વિગેરે શિક્ષણ મળ્યું તેથી નાનકે તમામ રૂપિઆ તે સંન્યાસીઓને આપવા માંડયા; પરંતુ તેમણે લેવા ના પાડી; તેથી અન્ન લાવી તેમને જમાડી તે ઘેર પાછો આવ્યો, અને પિતાના ભયથી એક વૃક્ષની ડાળમાં સંતાઇ રહ્યો. જ્યારે તે પોતાના પિતાને મળ્યો, ત્યારે તેમણે રૂપિઆ સંબંધી હકીકત પૃછી, તેના જવાબમાં તેણે જણાવ્યું કે તમે મને રૂપિઆ આપ્યા હતા તે મેં સારો લાભ લેવા માટે ધર્મ કાર્યમાં વાપરી પુન્યનો લાભ પ્રાપ્ત કર્યો છે. આ હકીકત સાંભળી કાળુ ગુસ્સે થઇ તેને મારવા દોડયો, પણ રાયભોરાલી ભટી નામના જમીનદારે વચ્ચે પડી તેને બચાવ્યો. ત્યાર પછી તે સુલતાનપુર ગયો. જયરામે તેને કોઠાર ઉપર નોકર રખાવ્યો. નાનકની સંસાર ઉપર પ્રિતિ ન હોવાથી તે પરણવા ના પાડતો હતો, તોપણ તેના બનેવીના આગ્રહથી સુલક્ષણી નામની સ્ત્રી સાથે પરણ્યો હતો. તેનાથી તેને શ્રી ચંદ અને લખણીદાસ નામના બે પુત્રો થયા હતા. પછી સ્ત્રી છોકરાંને પોતાને સાસરે મોકલી તેણે સંન્યાસ ગ્રહણ કર્યું. હિંદુસ્તાનમાં સાધુ સંતો અને વૈરાગીઓનાં તથા અરબસ્તાનમાં જઇ ફકીરોનાં કામો જોઈ તે કંટાળ્યો અને સંન્યાસ છોડી ઇરાવતિ કિનારે કિર્તિપુરની ધર્મશાળામાં આવીને સર્વને માન્ય થઇ પડે એવો ધર્મ સ્થાપવા વિચાર કર્યો. તેણે મેળવેલા અથાગ અનુભવથી તેણે એવું સુઝી આવ્યું કે જુદી જુદી જાતિ અને જુદા જુદા મતમાં જુદા થઈ રહેવું ઠીક નથી, દેવાલયમાં જઇ પુજા વિધિ કરવાથી કે યજ્ઞાદિ ક્રિયાઓથી તેમ બ્રહ્મભોજન કરવાથી કાંઇ

ફળ પ્રાપ્ત થાય તેમ જણાતું નથી. આત્માની શુદ્ધિ વગર મુક્તિ થાયજ નહિ માટે તેણે ઉપદેશ કરવા માંડયો કે " પોતાનો આત્મા ઈશ્વરનો અંશ છે. સત્ય બોલવું, વેદના જ્ઞાનકાંડને માનવો, ઋતુકાળ સાચવવો, માંસ મદિરાનો ઉપયોગ ન કરવો અને ગુરૂ આજ્ઞાને ઇશ્વરની આજ્ઞા સમજવી. મૂર્તિપુંજા અસત્ય છે. ઇશ્વર અવતાર લેતો નથી. શ્રુતિ સ્મૃતિ અને પુરાણાદિને ન માનવાં અને ગુરૂએ લખ્યો તે ગ્રંથજ વેદ છે માટે તેની પુંજા કરવી. અધર્મિઓનો નાશ કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. ધ્યાન, ધારણા અને સમાધિથી સ્વર્ગે જવાય છે. આપણી કાયા એજ ગોવિંદનું મકાન છે, તેથી જીવ હિંસા કરવી નહિ. અપવાસ વિગેરે કરી મિતાહારી રહેવાથી શરીરના વિકારો દુર થઇ ગોવિંદની જ્યોતિ દેખાય છે. શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની ઉપાસના કરવી. ઇશ્વર એકજ છે. જુદા જુદા ધર્મો જણાય છે તે માણુસના કલ્પિત છે. આત્મજ્ઞાન ઈશ્વરનું તત્વ જણાવે છે માટે તે મેળવવું. સત્કાર્ય અને સદાચારથી સર્વ શક્તિમાન પ્રભુના આશિષપાત્ર થવાય છે. સંસાર વિરાગ કે સંન્યાસની જરૂર નથી. જેનાથી હ્રદયની શાંતિ થાય, જેનાથી પવિત્ર થવાય અને ઉદાર ઐશ્વરિક તત્વ ફેલાય તેનેજ જીવનનો સાર સમજવો, જેનું હ્રદય ચિંતવે છે તેજ સાચો હિંદુ અને જેનું જીવન પવિત્ર છે તેજ સાચો મુસલમાન છે." આ પ્રમાણે ઉપદેશ આપી શીખધર્મની સ્થાપના કરી. તેમણે ભક્તિ કરતાં " તુંહી નિરંજન કિરતાર નાનક હૈં બંદા તેરા " એ પ્રમાણે પોતાને પરમેશ્વરનો દાસ જણાવ્યો છે. આવી રીતે આત્મજ્ઞાનનો ઉપદેશ આપી ધર્મપ્રચાર કરવા માંડયો. થોડે થોડે પંજાબના લોકો એ ધર્મમાં દાખલ થવા લાગ્યા. નાનકના પછી તેમની ગાદીએ આગડશાહે બેસી ધર્મના પ્રચારનું કામ ચાલુ રાખ્યું હતું. તેમના પછી અનુક્રમે અમરદાસ, રામદાસ અને અર્જુનદાસે ધર્મપ્રચારનું કામ ચાલુ રાખ્યું. અર્જુનદાસે નાનકશાહનાં કરેલાં કેટલાં એક ગાયનો તથા બીજા ગુરૂએ કરેલાં ગાયનોનો સંગ્રહ કરીને આદિ ગ્રંથ તૈયાર કર્યો. તેમના પછી હરગોવિદ થયો તેણે પોતાના શિષ્યની શાખા ઘણી વધારી હતી, અને હથિયાર પકડવાનું શીખવ્યું હતું. ઔરંગઝેબ બાદશાહના વખતમાં આ ગાદી ઉપર ગુરૂ ગોવિંદસિંહ હતો; તેમણે ગાદી ઉપર બેસીને આ ધર્મમાં સુધારો કર્યો. શીખ લોકોએ હથીઆર બાંધવાં, વાદળી રંગનાં કપડાં પહેરવાં, ચોટલી તથા દાઢી મુછ રાખવાં, હિંદુ દેવસ્થાનને ન કરવું, ગોહત્યા ન કરવી વિગેરે ઉપદેશ આપીને ધર્મના

નિયમોને મજબુત કર્યાં. તેમના સમયમાં મુસલમાનોનો જુલમ વધી પડયો તે તોડવાને તેણે પોતાની સરદારી નીચે ઠેકઠેકાણે યુદ્ધ કરી વિજય મેળવ્યો હતો. આવા કટાકટીના સમયમાં પણ શિખ લોકોને ધર્મબોધ આપતા હતા કે 'એકેશ્વરની ઉપાસના કરવી, એક ચિત્તથી ઇશ્વરની ભક્તિ કરવી. આપણા ધર્મમાં જાતિ ભેદ નથી, સર્વે સમાન છીએ તેથી એકજ પંક્તિમાં અને એકજ વાસણમાં જમવું. આપસ આપસમાં સંપ રાખવો અને પોતાના ધર્મબંધુને પોતાનો પ્રાણ સમજવો. તુર્કોનો વિનાશ કરવા યત્નવાન થવું અને સર્વેએ સજીવ અને સતેજ રહેવું." વિગેરે ઉપદેશથી આ ધર્મ પાળનારી તમામ પ્રજાને પરસ્પર બંધુભાવથી આલીંઘન કરવાનું ઉત્તમ શીક્ષણ આપી શીખ હૃદયમાં તેજસ્વિતા, બંધુભાવ અને યુદ્ધ કુશળતાનાં બીજ રોપ્યાં. જે હજુ પણ દષ્ટિગોચર થાય છે.

આ ધર્મમાં પણ કેટલાક પેટાપંથ થયા છે. નાનકના પુત્ર શ્રીચંદ ઉદાસી પંથ સ્થાપ્યો છે. એ સિવાય કુકાપંથી, ગાંજાભક્ષી, સુથીશાહી, નિર્મલા અને રામરાયી વિગેરે પેટા પંથો જોવામાં આવે છે. સર્વ પંથવાળા નાનકના ઉપદેશને માને છે અને તેમના ગ્રંથ સાહેબને નમે છે. આ ધર્મ માનનારની સંખ્યા ૨૪ લાખ ૯૫ હજારના અંદાજે છે.

## શુદ્ધાદ્વૈત અથવા પુષ્ટિપંથ.

આ પંથના સ્થાપક શ્રી વલ્લભાચાર્યનો જન્મ ઇ. સ. ૧૪૭૯ માં ચંપારણ્યમાં તૈલંગી બ્રાહ્મણ લક્ષ્મણ ભટની અલ્લમગીર નામની સ્ત્રીને પેટે થયો હતો. પાંચમે વર્ષે જનોઇ સંસ્કાર થયા પછી નારાયણ ભટ પાસે વેદ, પુરાણ અને ન્યાયનો અભ્યાસ તેમણે કર્યો હતો. પછી તિર્થયાત્રા કરવા જતાં દક્ષિણના એક ગામના નગરશેઠના પુત્ર દામોદરને ઉપદેશ આપી શિષ્ય કર્યો અને તેની સાથે વિજયનગરમાં આવ્યા. ત્યાંના રાજા કૃષ્ણરાયલુની સભામાં સ્માર્ત્ત અને વૈષ્ણવ મતના આચાર્યો વચ્ચે વિવાદ ચાલતો હતો, તેમાં ભાગ લેઇ વ્યાસતીર્થ સાથે મળી જઇને સ્માર્ત્ત મતવાળાઓને હરાવ્યા, તેથી રાજાએ તેમને વિષ્ણુ સ્વામિનો સંપ્રદાય જે ઉચ્છેદ થયો હતો, તેના તેમને આચાર્ય ઠરાવ્યા. વિષ્ણુ સ્વામિએ સંન્યાસને ઇષ્ટ ગણ્યો છે, પણ વલ્લભાચાર્યે તે સ્વીકાર્યો

નથી. બાકી પરમાત્માને સાકાર સ્વીકારી એવો સિદ્ધાંત ઠરાવ્યો કે ' જડ અને જીવ આ બંને તત્વોના મિશ્રણથી આ સઘળી સૃષ્ટિ બનેલી છે; અને જડ, જીવ, તથા જડજીવનું મિશ્રણ એ ત્રણ તત્વો છે. જગતમાં જે પદાર્થ દેખાય છે તે માત્ર [1]આવિર્ભાવ તિરોભાવ થયા કરે છે, કોઇનો નાશ થતો નથી, નાશ થતું દેખાય છે તે માત્ર રૂપાંતર છે. આવો સિદ્ધાંત ઠરાવી પોતાના મતને શુદ્ધાદ્વૈત નામ આપ્યું છે.

આ સમયમાં લોકોની વૃતિ વિષય ભોગ તરફ વળેલી જોઇ તેમણે બાળકૃષ્ણાદિની સર્વોપરી જનક્રિડાની પ્રેમભક્તિનો પ્રચાર કરવાનું યોગ્ય વિચારી મૂર્તિપુજાદિ વ્યવસ્થા રાખી પોતાના માર્ગનું નામ પણ પુષ્ટિમાર્ગ રાખ્યું ! આમ કરવામાં અહોનીશ સંસાર વ્યવહારમાં રચીપચી રહેલા લોકો તેમની રૂચિને અનુકુળ શૃંગારિક તત્વોથી લોભાઇ એ નિમિત્તે પણ ઇશ્વરની ભક્તિમાં ચિત્ત લગાવી અધર્મથી અટકે એવો તેમનો હેતુ હતો. ભાગવત, બ્રંહ્મવૈવર્ત્તાદિ પુરાણમાં બાળકૃષ્ણને શંખગદાદિ આયુધવાળા અને ગૌલોકવાસી જણાવેલા છે, તેમજ રૂગ્વેદમાં પણ [2]**यत्रगावो**... એ મંત્ર વિષ્ણુનું સ્થાન ગૌલોક છે એમ સૂચવનારો જણાવી તેના આધારે બાળકૃષ્ણને વિષ્ણુનો પૂર્ણાવતાર તથા ગૌલોકવાસી ગણ્યા છે અને ગૌલોકમાં વાસ થવો તેનું નામ મોક્ષ છે, માટે મોક્ષ મેળવવા શ્રી બાળકૃષ્ણની સેવાપુજાદિ ભક્તિ કરી તેમને સર્વસ્વ અર્પિ [3]બ્રહ્મ સંબંધ કરવો જોઇએ ! એવું ઠરાવી ઉપદેશ આપવાનું શરૂ કર્યું; પરંતુ આવો પરિશ્રમ કરવા છતાં તેઓ ફક્ત ૮૪ શિષ્યો કરી શક્યા હતા, તેમાં પણ કેટલાએક મુસલમાનો પણ હતા ! તેમના પછી તેમના પુત્ર વિઠ્ઠલનાથજીને ગાદી મળી, તેમની મનોવૃત્તિ શિષ્યો વધારવા તરફજ હતી; તેથી તેમણે અનેક પ્રકારનાં મનોરંજક વ્રત, ઉપવાસાદિ નિયમો બાંધી શૃંગાર રસથી ભરપુર ભજન કિર્તનાદિ બનાવરાવ્યાં, મંદિરોનો ઠાઠમાઠ વધાર્યો; અને વ્રજ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર,

---

૧ જે પદાર્થ દૃષ્ટિએ પડે તે આવિર્ભાવ અને અદૃશ્ય અથવા રૂપાંતર થાય તે તિરોભાવ.

૨ આ મંત્રનો સત્યાર્થ આગળ પૃષ્ઠ ૭૬ ની ફુટનોટમાં છે ત્યાં જોવો.

૩ ગુરૂ પાસેથી श्री कृष्णं शरणं ममः એ અષ્ટાક્ષર મંત્રનો બોધ લેઇ શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કરવું તે બ્રહ્મ સબંધ ! બ્રહ્મસંબંધ કરવા માટે ગુરૂને દક્ષિણા પણ આપવી પડે છે ! !

મેવાડ, મારવાડ વિગેરે સ્થળોએ ફરી ધર્મપ્રચાર કરી ૨૫૨ શિષ્યો કર્યા. તેમના પછી તેમના સાત પુત્રોએ બાળકૃષ્ણની જુદી જુદી સાત મુર્તિઓ ગોવરધન પર્વત ઉપર સ્થાપન કરી તેઓ એકેક મૂર્તિના પુંજારી થઇને રહ્યા હતા. એક દિવસે આગ્રાના તાજમહેલ ઉપર ચઢીને શાહાજહાન બાદશાહે જોયું તો દુર દીવાનું અજવાળું જણાયું, તેથી પોતાના મહેલ કરતાં બીજાની ઇમારત ઉચી ન રાખવા માટે મંદિરો તોડી પાડવાનો તેમણે હુકમ કર્યો ! આ વાતની ખબર પડતાં સૌ પોતપોતાની મૂર્તિઓ લેઇ [1]જુદે જુદે ઠેકાણે ગયા, અને ત્યાં તેમની સ્થાપના કરી ધર્મપ્રચારનું કામ શરૂ રાખી સમય સમયને અનુકુળ ભપકા અને ઠાઠ-માઠ સાથે ભજન કિર્તન અને પુંજાવિધિ ચલાવવા લાગ્યા, શ્રીકૃષ્ણની રાસલીલા ભજવાવી લોકોનાં મનને આકર્ષણ કરવાનો પ્રયાસ કર્યો, અને [2]**मत्प्रसादात्तरिष्यसि** એ શ્લોક ચરણ બતાવી મૂર્તિને ધરાવેલો પ્રસાદ ભક્તજનોને તારવા માટે છૂટથી વહેંચવાની નિતિ અખત્યાર કરી !! તેથી સંસારમાં રચીપચી રહેલા લોકોનું વલણ આચાર, સુઘડતાઇ અને મંદિરોનો ઠાઠ જોઇ તે તરફ વળ્યું. ફક્ત ભક્તિ અને પ્રસાદથીજ મોક્ષ મળવાનો સરળ રસ્તો સર્વને પસંદ પડયો અને જૈન મત માનનારા

---

૧ શ્રી નાથદ્વારમાં–શ્રી નાથજીની, કાંકરોલીમાં–શ્રીદ્વારિકાંનાથજીની, કોટામાં–શ્રીમથુરેશની, જયપુરમાં–શ્રી મદનમોહનજીની, શ્રી ગોકુળમાં–શ્રી ગોકુળનાથજીની, સુરતમાં–શ્રી બાળકૃષ્ણજીની અને અમદાવાદમાં–શ્રી નટવરલાલની. એ સિવાય હાલમાં વિરમગામ, કામવન, નડીઆદ, મુંબાઇ, પોરબંદર અને જામનગર વિગેરે ઘણા ગામોમાં મંદિરો સ્થાપી આચાર્યો રહે છે.

૨ પ્રસાદ એટલે શ્રીકૃષ્ણે ગીતાજી મારફતે આપેલો સર્વોત્તમ ઉપદેશ. તે પ્રમાણે વર્તણુક રાખવાથી બેશક તરી જવાયજ; પરંતુ મૂર્તિને ધરાવેલ મિષ્ટાનનેજ પ્રસાદ ગણી આરોગવાથી તરાય કે કેમ ? ! આખો શ્લોક નીચે પ્રમાણે છે.

મુંજ પ્રસાદથી દુઃખ સૌ, મચ્ચિત થઇ તરીશ;
પણ ગર્વ ન સુણીશ તો, વિનાશને પામીશ. (ગીતા અ ૧૮–૫૮)

હવે, વિચારો. મૂર્તિને ધરાવેલ મિષ્ટાનાદિજ પ્રસાદ હોય તો આ શ્લોકનો બીજો અર્ધ ભાગ " જો ગર્વ ન સુણીશ, તો વિનાશને પામીશ. " એવું કહેવાનો શો હેતુ ? માટે પ્રસાદનો અર્થ ઉપદેશ હોવો જોઇએ.

આ પ્રસાદનો રિવાજ શૈવ સંપ્રદાય સિવાય દરેક નહાના મ્હોટા પંથોમાં પણ દાખલ થયેલો જણાય છે. કેમ ન થાય ? ! શિષ્યો વધારવાનો આથી સર્વોત્તમ ઉપાય બીજો કયો છે ? !

ઘણાક લોકો મોહપામી ભાવિક થઇ તેના અનુયાયી થયા. જે બ્રાહ્મણોએ રાજ્યના જૂલમથી કે દ્રવ્યના લોભે શૈવ મત છોડયો નહોતો, તેઓ પણ ચલિત થયા ! આ પંથ ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મુંબાઇ, મેવાડ અને મારવાડમાં ઘણો ફેલાયો છે. અને તેમાં ભાટિયા, લુવાણા, વાણિઆ, સોની, સુતાર, કણબી, કાછીયા, લુવાર અને ક્ષત્રી વર્ગના લોકો છે.

આ સંપ્રદાયના અનુયાયી સ્રી પુરૂષોની એવી માન્યતા છે કે "દૈવી જીવોનો ઉદ્ધાર કરવા માટે શ્રી કૃષ્ણે કળીયુગમાં શ્રી વલ્લભાચાર્ય રૂપે અવતાર લીધો હતો, તે મહાપ્રભુજી હતા અને તેમના વંશના આચાર્યો પણ શ્રી કૃષ્ણ સ્વરૂપજ છે ! તેથી તેમનીજ સેવા પુંજાદિ કરી સર્વ પ્રકારે તેમની મનોવાંચ્છનાને સંતોષ આપવો એજ વૈષ્ણવ માત્રનો મુખ્ય ધર્મ છે !! તેમના ચરણ સ્પર્શથી પોતે પવિત્ર થવાનું માને છે, કેટલાક તેમનું જુઠું પ્રસાદ ગણીને ખાય છે, તેમને દ્રવ્યાદિકથી સંતોષે છે અને તેમની આજ્ઞાને ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ગણી માથે ચઢાવે છે !! પુરૂષો કરતાં સ્રીઓની વધુ આસ્થા જણાય છે, તે એટલે સુધી કે, કોઈ કોઇ તો દર્શન કર્યો સિવાય પાણી સરનથી અને પતિની આજ્ઞા કરતાં ગુરૂની આજ્ઞાને વિશેષ !!

આ શૃંગારિક પંથમાં ભાવિક ભક્ત ભક્તાણીઓએ ગાદીપતિ આચાર્યોને કૃષ્ણ રૂપે ભજી ભાવકાઓએ અનાચાર વધારી દેઇ અનિતિનો પ્રચાર કરતા હોવાનું જાણવામાં આવતાં સુધારાવાળાઓએ કલમ રૂપિ તરવારથી તેમના ઉપર સખ્ત મારો ચલાવી તેમની શુદ્ધ ઠેકાણે આણવા પ્રયત્ન કર્યો હતો; તો પણ હજુ અનાચાર અને અનિતિ બાબત લોકાપવાદ ચાલુજ છે ! તે દુર થવા સારૂ સ્રીઓને ચર્ણ સ્પર્શ નહિ કરવા દેવાનો, સ્રી પુરૂષને મંદિરમાં દર્શન કરવા જવા આવવાના જુદા જુદા રસ્તા રાખવાનો, અને રાત્રીએ દર્શન નહિ કરાવવાનો બંદોબસ્ત થવાની જરૂર જણાય છે. નિતિનું ખુન કરે તેવી વિષયોત્તેજક રાસલીલા તો બિલકુલ બં થઇ જવીજ જોઇએ.

---

૧ 'સત્યપ્રકાશ' પત્ર મારફતે પ્રસિદ્ધ સુધારક કરસનદાસ મૂળજીની આગેવાની નીચે આ પ્રયત્ન થયો હતો. જેમાંથી પ્રસિદ્ધ મહારાજ લાયબલ કેસની ઉત્પત્તિ થઇ હતી.

આ પંથમાં પણ પેટા પંથ પડી ગયા છે. છ ગાદીવાળા કંકુનું ઉભું તિલક કરે છે અને સાતમી ગોકુળનાથજીની ગાદીવાળા ફક્ત બે ઉભી લીટીઓ કરે છે. ગોકુળનાથજીના પંથમાં પણ [1]ભરૂચી અને બહાદરપુરી એવા બે પેટા પંથ છે.

ગુરૂ આજ્ઞાથી જે વૈષ્ણવ પોતાને ઘેર ઠાકોર સેવા રાખે છે, તેમને [2]મરજાદી અથવા સમર્પણી કહે છે. કેટલાએક વૈષ્ણવો પોતાના હાથનુજ રાંધેલું ખાય છે તેમને આપનવેદી કહે છે. વળી વરકટ વૈષ્ણવ હોય છે, તેઓ ઘણે ભાગે ફરતા ફરે છે.

## ક્રિશ્ચીયન ધર્મ.

આ ધર્મના સ્થાપક મહાત્મા જીસીસ ક્રાઇસ્ટ ( ઇસુખ્રિસ્ત ) નો જન્મ તા. ૨૫ મી ડીસેમ્બરે જેરૂસલમ પાસે બેથલીયમ ગામમાં થયો હતો. તેમની માતાનું નામ મરિયમ હતું, અને તેનું લગ્ન જોસફ નામના યાહુદી સુતાર સાથે થયું હતું; પરંતુ તેમને કુંવારી અવસ્થામાં જ ઈશ્વરની કૃપાથી ગર્ભ રહ્યો હતો અને ઇસુને જન્મ આપ્યો હતો ! ટિબેટના[3] હિમીશ મઠમાં એક ઘણુંજ પુરાણું અને બે વોલ્યુમનું મ્હોટું પુસ્તક છે તે ઉપરથી જણાય છે કે ઇસુનાં માબાપ ગરીબ છતાં ખાનદાન અને ભક્તિભાવવાળાં હતાં. બાળપણથીજ તે એકેશ્વરવાદનો બોધ કરતો હતો અને તેર વરસની ઉમ્મરે રિવાજ મુજબ લગ્ન કરવું જોઇએ તે નહિ કરતાં કેટલા એક વહેપારીઓ સાથે તે સિંધમાં આવ્યો હતો,

---

૧ સાંભળવા પ્રમાણે આ પંથવાળા રજસ્વલાની આભડછેટ અને મૃતકનું સુતક પાળતા નથી, મૂર્તિને માનતા નથી અને રાસલીલા વિગેરે શૃંગારિક વિષયો ઉપર વિશેષ ભાવ રાખે છે. તેમની અંદરખાનેની નિતિ શોચનિય સંભળાય છે !

૨ પુષ્ટિપંથની મર્યાદા–નિયમ–માં રહેનાર તે મરજાદી અને સર્વ ચીજ ઇશ્વરને સમર્પણ કરનારા તે સમર્પણી આવો શબ્દાર્થ છે.

મરજાદી ઘણા ભાગે ન્યાત જાત સાથે ઓછો સંબંધ રાખે છે અને શ્રી ઠાકોરજીની સેવા પુંજામાં સઘળો વખત રોકે છે, આચાર વિચાર ઘણા સખત પાળે છે, અને મરજાદી સિવાય બીજાના હાથનું રાંધેલું ખાતા નથી. ત્રાંબાનાં વાસણ વાપરે છે અને તે બહાર કાઢતા નથી. પાણી ભરવાનાં વાસણ તો જ્યારે ગ્રહણ હોય ત્યારેજ માંજે છે !

૩ જુઓ લાઇટ ઓફ ધી ઇસ્ટનો માર્ચ સને ૧૮૯૫ નો અંક.

ત્યારથીજ આર્યલોકોનો તેને સંગ થયો હતો. જગન્નાથ, રાજગૃહ અને વણારસી વિગેરે સ્થળોમાં ફરી તેણે બ્રાહ્મણો પાસેથી ધર્મ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, પરંતુ વેદ ઇશ્વરદત્ત છે અને પરમાત્મા અવતાર લે છે, એ બે સિદ્ધાંતો તેને પસંદ નહિં પડવાથી તે બૌદ્ધો સાથે મળી ગયો; અને નાલન્દની પ્રસિદ્ધ[1] વિદ્યાલયમાં રહી ધર્મશીક્ષણ મેળવ્યું. પછી તે મૂર્તિપુજાની સામે થયો, અને પશ્ચિમ તરફ જતાં ઇરાનમાં જરથોસ્તી ધર્મની પણ સામે થયો હતો; પરંતુ જાદુગરોના ત્રાસથી તેને ત્યાંથી નાસવું પડયું હતું. ૨૯ વરસની ઉમ્મરે તે જુડીઆમાં પાછો આવ્યો અને ઉપદેશ આપવાનું શરૂ કર્યું. તે વખતે ત્યાંની પ્રજા અને રાજા યાહુદી ધર્મ પાળતા હતા, તેથી ત્યાંના રાજા પાઇલેટને તેની આ વર્તણુક પસંદ ન પડવાથી કોર્ટમાં લાવી તેની તપાસ ચલાવી, પણ તેમાં તે નિર્દોષ જણાયાથી છેવટ જુઠા સાક્ષીઓ લાવી ચોર લોકોની સાથે સામેલ રહ્યાનો આરોપ મૂકી તેને ગુન્હેગાર ઠરાવી[2] ક્રોસથી મારી નાંખી કબરમાં દાટયો હતો.

આ ધર્મનું મુખ્ય પુસ્તક [3]બાઇબલ છે, તેમાં સૃષ્ટિની ઉત્પત્તિ, મનુષ્યોત્પત્તિ અને ઇસુના જીવન ચરિત્ર સંબંધી અનેક ચમત્કારિક

---

૧ આ વિદ્યાલયની પદ્ધતિ હાલના ગુરૂકુળોને મળતી હતી.

૨ પાદરીઓ ઇસુને ક્રોસથી માર્યાનું સ્પષ્ટ કહે છે, છતાં સ્વ૦ મણિલાલ નભુભાઇએ એક પુસ્તકમાં તેનો અર્થ સમજાવતાં "મન એજ દુઃખનું નિદાન છે, માટે તેને મારી નંખાય–ક્રાઇસ્ટ ( મન ) ને ફાંસીએ ચઢાવાય (મારી નંખાય) તેજ મોક્ષ." એ પ્રમાણે જણાવ્યું છે ! ! મહર્ષિ દયાનંદે નિરૂક્ત પ્રમાણે અર્થ કરી વેદ, યંત્રાદિ સર્વ વિદ્યાનું મૂળ છે એમ સિદ્ધ કર્યું હતું તે આ સાક્ષર રત્નને બુદ્ધિ વિલાસ જણાયો હતો ! અને તેમણે કોઇ જાતનો સ્પષ્ટ આધાર ન હોવા છતાં આવો અર્થ કર્યો છે, તે બુદ્ધિ વિલાસ નહિ ! ! !

૩ ઇસુના મર્ણ પછી તેમના શિષ્યોએ બંદગી કરવાનાં, નેક માર્ગે ચાલવાના અને ઈશ્વરી ભેદ વિશે યાહુદી ધર્મગ્રંથોને આધારે જે જે લખાણો કર્યાં હતાં, તે એકઠાં કરીને સેંટ પોલ તથા સેંટ માત્થ્યુસે તેમાં પોતાનું કેટલુંક ઉમેરીને બાઇબલ બનાવ્યું છે. એમ કહેવાય છે. જેકોલીઅટ તો ગીતા, વેદ અને પુરાણોનો આધાર લેઇ બાઇબલ બનાવ્યાનું કહે છે. ક્રાઇસ્ટ અને કૃષ્ણનું મળતું નામ જોઇ તે બંને એકજ હતા એમ ઠરાવવા પણ પશ્ચિમના વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે ! કયાં કૃષ્ણ અને કયાં ક્રાઇસ્ટ ! ! !

વર્ણનો છે: આપણે તે તરફ લક્ષ ન આપતાં તેમના સિદ્ધાંતોજ જોઇશું. "પરમેશ્વર એક અને નિરંજન નિરાકાર જ્યોતિસ્વરૂપ છે. ઇસુને પરમેશ્વરનો પુત્ર માની તેના ચમત્કારો ખરા માનવા! ખુદાની બંદગી કરવી, બાઇબલને સત્ય માનવું, સત્ય બોલવું અને ચોરી, વિગેરે કુકર્મો કરવાં નહિ. બીજાં પ્રાણિઓનો આત્મા મનુષ્યના આત્મા જેવો શ્રેષ્ટ નથી, અને તે પ્રાણિઓ મનુષ્યના ઉપયોગ સારૂંજ ઉત્પન્ન કરેલાં છે, માટે મનુષ્ય સિવાય બીજાં પ્રાણિઓને મારવામાં પાપ નથી! ઇસુ કયામતને દિવસે પરમેશ્વર પાસે આવશે અને પોતાના ધર્મ માનનારાઓને બચાવશે; જ્યારે બીજાઓને શીક્ષા થશે! ઇસુ મર્ણ પછી પાછો જીવતો થયો છે તે પવિત્ર ભૂત, પરમેશ્વર તે પિતા અને ઇસુ તે પરમેશ્વરનો પુત્ર એ ત્રણે એક રૂપ છે! પુનર્જન્મ નથી, ધર્મ કર્મ અને મૂર્તિને માનનારા નરકાધિકારી થાય છે. પ્રભુના પુત્ર ઇસુએ મનુષ્યના ઉદ્ધાર માટેજ અવતાર લેઈ સત્યોપદેશ આપી મનુષ્યના કલ્યાણાર્થે પ્રાણની આહુતી આપી છે, તેથી તેની ભક્તિજ સર્વને તારે છે! માટે પરાર્થે આત્માપર્ણ કરવા જેવી પરમ ભ્રાતુભાવ રૂપ નિતિ ધારણ કરવી, તેથી ઇશ્વરના પ્રસાદરૂપ મુક્તિ મળે છે. આ સિદ્ધાંતને માનવો એટલે સર્વ જ્ઞાન પામ્યો બીજા જ્ઞાનની જરૂર નથી એમ સમજવું. વિગેરે"

મહાત્મા ઇસુના મર્ણ બાદ તેમની પછી ઉપર મુજબ એ ધર્મનો ઉપદેશ આપવાનું કામ એ ધર્મના આચાર્યો—પોપોએ—ચાલ્યું રાખ્યું હતું અને ઇ. સ. ૩૧૨ સુધી તો તેમણે ઘણું દુઃખ અને ત્રાસ વેઠીને તે કામ બજાવ્યું હતું: પછી એ ધર્મમાં થોડે થોડે રાજકર્ત્તાઓ પણ દાખલ થવા લાગ્યા હતા. તેમના ધર્મમાં મૂર્તિ પુંજાની સ્પષ્ટ મનાઈ છતાં પણ તે લોકો મહાત્મા ઇસુ અને મેરીની મૂર્તિઓની પુજા કરતા હતા! ઇ. સ. ૭૫૪ માં ૩૩૮ બિશપોએ સભા ભરીને ઠરાવ કર્યો કે મૂર્તિપુંજા ધર્મ વિરૂદ્ધ છે, તેથી યુરોપના ૬ રાજાઓએ રાજસત્તાના બળે એ ઠરાવ અમલમાં લાવવાની મહેનત કરી હતી તે સઘળી વ્યર્થ ગઇ, પશ્ચિમ યૂરોપના મૂર્ખ લોક મૂર્તિ પુજવામાં ઘણા દૃઢ હોવાથી રોમના પોપની સરદારી નીચે રાજા લોકોની સામે થયા જેથી ઇટાલીમાંથી રાજસત્તા નીકળી ગઇ અને પોપની રાજસત્તાનો પાયો નંખાયો. હવે પોપનું બળ દિવસે દિવસે વધવા લાગ્યું. તે એટલે સુધી કે રાજા મહારાજાઓને દંડવાની, ગાદીએથી ઉઠાડી

મૂકવાની સત્તા પણ તેમના હાથમાં હતી. યુરોપમાં આ વખતે અંધશ્રદ્ધાનું સામ્રાજ્ય ચાલતું હતું અને રાજા પ્રજા સર્વ પોપને પરમેશ્વરના પુત્રના પ્રતિનિધિ સમજી તેમને સંતોષવામાંજ મુક્તિ મળે એમ સમજતા હતા ! અને પોપ પણ અમુક રકમ લેઇ તેમને સ્વર્ગનો પરવાનો પણ આપતા હતા ! ! !

ઈ. સ. ૧૫૧૭ માં માર્ટિન લ્યુથરે પોપના સ્વાર્થ પૂર્ણ અનાચારની સામે થઇ તેમની સત્તા વિશે શંકા ઉઠાવી અને મહાપાતકોમાંથી પોપ પોતાના વચનમાત્રથીજ મૂક્તી કરાવી શકવાનો દાવો રાખે છે એ વાત તેણે ખોટી ઠરાવી પોતાનો પક્ષ મજબુત કરવાની હિલચાલ કરી. તેથી પોપે ગુસ્સે થઇ ઇ. સ. ૧૫૨૦ માં લ્યુથરનો અભિપ્રાય પાખંડી અને ધર્મ વિરૂદ્ધ જણાવી તેને જાત બહાર કર્યાનો હુકમ કાઢયો ! બહાદુર લ્યુથરે વિટેમ્બર્ગના બજારમાં હજારો માણસની રૂબરૂ પોપની મહોર છાપ સાથેનો હુકમ બાળી નાંખ્યો. અને પોપના સ્વાર્થ પૂર્ણ નિયમો એકઠા કરી તેને ટીકા સાથે છપાવી તે રાજા પ્રજાને કેટલા હાનિકારક છે તે જાહેર કરી સર્વની આંખ્યો ઉઘાડી ! ! આથી લ્યુથરનો મત ઉતાવળે ફેલાવવા લાગ્યો તે અટકાવવાને ઇ. સ. ૧૫૨૯ માં જર્મનીમાં મ્હોટી સભા મળી, તેણે ઠરાવ કર્યો કે બીજી મહોટી ધર્મ સભા મળે ત્યાં સુધી નવી વાત કરવી નહિ. લ્યુથર અને તેના શિષ્યોએ આ ઠરાવ સામે વાંધો ઉઠાવ્યો તેથી તેમના પક્ષનું નામ પ્રોટેસ્ટંટ (વાંધો લેનાર) પડયું. હવે ધર્મનો ઝઘડો વધ્યો અને ઈ. સ. ૧૫૪૫ માં ટ્રેન્ટ નગરમાં સભા મળી તેણે ૧૮ વર્ષ કામ શરૂ રાખી ઠરાવ પ્રસિદ્ધ કર્યો, પરંતુ બંને પક્ષમાંથી કોઇએ તે કબુલ રાખ્યો નહિ. પરમેશ્વરના પુત્રના પ્રતિનિધી ગણાતા પોપ હવે લ્યુથર મતવાળાને કરડી નજરથી જોવા લાગ્યા અને અનેક રીતે તેમને [1]પીડવા પોતાના લાગવગનો ઉપયોગ કરવા લાગ્યા !

---

(૧) પોપની સત્તાને મજબુત રાખવા માટે આલ્બીજન્સ લોકોના જીતાવવા પછી ઇન્ટવીઝીશન કોર્ટ પ્રથમ સ્થાપવામાં આવી હતી. સ્પેન, ફ્રાન્સ અને નેધર્લાંડમાં એવી કોર્ટો હતી. આ કોર્ટને હોલી ઓફિસ—પવિત્ર કચેરી કહેતા હતા ! આ કોર્ટ મારફતે પોપની વિરૂદ્ધ મત જાહેર કરનારા યાહુદી, લ્યુથર મત વાળા, વિગેરેને સજા કરવામાં આવતી હતી. સ્પેનની એવી કોર્ટે સને ૧૪૮૧ થી ૧૭૮૧ સુધીમાં ૩૧૯૧૨ ને જીવતા બાળી મૂકવાની, ૧૭૬૫૯ ને હાથમાં

ધર્મના નામે ચાલતા આવા જુલમ સમયે પણ ગ્રીક ભાષાના પ્રાચીન ગ્રંથો ઠામ ઠામ વેરાયા, પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રની શોધો ધમધોકાર વધવા લાગી હતી અને સમુદ્રયાનદ્વારા વિદેશીય પ્રસંગોના બળે સ્વતંત્ર વિચારના બુદ્ધિમાન પ્રકૃતિના લોકો પેદા થવા લાગ્યા હતા તેથી લ્યુથર મત દિવસે દિવસે વૃદ્ધિગંત થવા લાગ્યો; અને પરિણામે પોપની સત્તા ૧૭ મા સૈકામાં નરમ પડી ત્રણ પંથ થયા. (૧) પ્રોટેસ્ટંટ–પોપને નહિ માનનારા, આ પંથ માનનારની સંખ્યા દશ કરોડ જેટલી છે. (૨) રોમન કેથોલિક–પોપને માનનારા–આ પંથ માનનારની સંખ્યા સવાપંદર કરોડ જેટલી છે. અને (૩) ગ્રીક આ પંથ માનનારની સંખ્યા પંચોતેર લાખ જેટલી છે. આ પંથોમાં પણ લગભગ ૨૫૦ જેટલા પેટા પંથો છે.

ઇ. સ. ના ૧૫ મા સૈકામાં આ ધર્મ માનનારાઓનું આ દેશમાં આવાગમન થયું હતું, આ દેશમાં આ ધર્મ માનનારની સંખ્યા ૩૯ લાખ જેટલી છે. આ ધર્મના ઉપદેશકોએ દુર દુર પ્રયાસ કરી દુનિઆમાં જંગલી ગણાતી તમામ કોમોને ઉપદેશ આપીને ખ્રિસ્તિ ધર્મમાં લાવી સુધારવા માંડયા છે અને બાઇબલનાં દરેક ભાષામાં ભાષાંતર કરાવી છુટથી ફક્ત નામનીજ કિમ્મત લેઇ ફેલાવવા પ્રયત્ન કર્યો છે. આ દેશમાં મુક્તિફોજ અને આઇરીશ પ્રેસબીટેરીયન નામની સંસ્થાઓ

---

ન આવ્યાથી તેમનાં પૂતળાં કરી બાળી મૂકવાની, અને ૨૯૧૪૫૦ ને સખત મજુરીની શીક્ષા કરી હતી ! ! આ ઉપરથી બીજી પણ એવી કોર્ટોએ કેટલાને સજાઓ કરી હશે ? ! હાલમાં આવી કોર્ટ કોઈ પણ જગ્યાએ હસ્તિમાં નથી, તોપણ જે મુલકોમાં રોમન કેથોલિક ધર્મની સત્તા વિશેષ છે, ત્યાં ધર્મની બાબતમાં પીડા કરવાનો અભિપ્રાય અદ્યાપિ પણ ચાલુ છે. Love the neighbour as the brother એ બાઇબલનો ભ્રાતુભાવ રાખવાનો ઉપદેશ આપનાર પોપોની આવી નિતિ કૃતિ સખેદાશ્ચર્ય ઉપજાવે છે. મુસલમાનોએ પણ પોતાની રાજસત્તાના સમયમાં એક હાથમાં કુરાન અને બીજામાં તરવાર રાખી અન્ય ધર્માનુયાયીઓને તે બેમાંથી એકની નીચે માથું નમાવવાની ફરજ પાડયાનું, તેમનાં પુસ્તકો બાળી નાંખ્યાનું, અને તેમના ઉપર વિશેષ કર નાંખ્યાનું ઇતિહાસમાંથી માલુમ પડે છે પરંતુ आत्मवत् सर्व भूतेषु માનનાર આર્ય પ્રજાએ ધર્મના કારણે કોઈ પણ સમયે કોઇના ઉપર જૂલમ વાપરવાની ઇચ્છા સરખીય પણ કરી નથી. આર્ય તે **આર્ય–શ્રેષ્ટજ** છે, તેમના સદ્ગુણોની બરાબરી કોણ કરી શકે તેમ છે ? ।

તન, મન અને ધનથી ધર્મપ્રચાર માટે જે પ્રયાસ કરે છે તે વાંચનારા ઓથી અજાણ્યું તો નહિ હોયજ.

## ઈલાહી મત (તૌ હિંદ–ઇ–ઈલાહિ)

આ મતના સ્થાપક શહેનશાહ અકબર હતો તેમને પોતાના સ્વધર્મ ઉપર મૂળથીજ શ્રદ્ધા હતી; પરંતુ તેની સાથે પોતાનાં અને પારકા ધર્મો વિશે શોધખોળ કરવાનો ઉત્સાહ તેમનો હોવાથી પોતે દરેક ધર્મની ચર્ચા મન દેઇને સાંભળતા, તેથી તેમના મનમાં જન્મથી મળેલા ધર્મની સચ્ચાઈ વિશે શંકા ઉત્પન્ન થઇ હતી. ધર્મના અલગપણાને લીધે હિંદુ મુસલમાન વચ્ચે જે વિરોધભાવ નજરે પડતો હતો, તે અટકાવવા માટે એક નવો ધર્મ પંથ સ્થાપન કરવાની તેમને ઇચ્છા થઇ. તેથી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ અને યાહુદી વિગેરે ધર્મના સિદ્ધાંતો ભેળવી દેઈ ઇ. સ. ૧૫૭૫ માં ઈલાહીમત નામનો ધર્મ પંથ સ્થાપન કરી ન્યાત જાતના ભેદ વગર તેમાં સર્વને દાખલ થવાની છૂટ મૂકી એવો સિદ્ધાંત ઠરાવ્યો કે "પરમેશ્વર એકજ છે, તેની માનસિક પુંજા કરવી; પરંતુ નબળા મનના માણસોને કાંઇક ક્રિયા કે ઓઠાની જરૂર હોય તો તેમણે અસલી આર્ય લોકો કરતા હતા તેમ તેમણે ઇશ્વરનો પ્રતાપ દેખાડનાર સૂર્ય કે અગ્નિની પુંજા કરવી; અને તેને પરમેશ્વરને યાદ આપનાર ચિન્હ તરીકેજ માનવાં, પરમેશ્વર તરીકે નહિ. આપણી પોતાની વિવેક બુદ્ધિથી જે જ્ઞાન મળે તે પ્રમાણે પરમેશ્વરની ભક્તિ કરવી. પરલોકમાં કલ્યાણ પ્રાપ્ત કરવા માટે માઠા મનોવિકારને વશ કરવા, અને માણસ જાતિનું ભલુ થાય તેવાં કામ કરવાં. કોઇ માણસે ઠરાવેલા પંથને આધારે વર્તવું નહિ, કારણકે સર્વ માણસ આપણી પેઠે દુર્ગુણ અને ભુલને પાત્ર છે. ગોર કે પુરોહિત તથા સાર્વજનિક ભક્તિની જરૂર નથી. કોઇ જાતનો આહાર અભક્ષ્ય નથી, પણ અપવાસ કરવાની અને જીતેન્દ્રિય થવાની જરૂર છે, કેમકે તેથી મન ઉન્નતિ પામે છે. એ ઉપરાંત સલામ આલેકુમને (તમે શાંતિમાં રહો)' બદલે 'અલાહુ અકબર (પરમેશ્વર અતિ મ્હોટો છે)' એ પ્રમાણે કહેવાનો ચાલ પાડયો. અને તેના જવાબમાં સામાએ 'જલ્લજ લાલહુ' (તેનો પ્રકાશ પ્રગટ થાઓ) એ વચન બોલવાનું ઠરાવ્યું. હિંદુ મુસલમાનનો એકજ ધર્મ છે તે સદ્ધ કરવા સારૂ એકજ વિદ્વાન પાસે ફારસી અને સંસ્કૃત ભાષાની ખીચડી રૂપે એક 'અલ્લોપનિષદ' પણ બનાવરાવ્યું હતું.

આ પ્રમાણે તેમણે પોતાનો મત સ્થાપન કર્યો હતો, પરંતુ તેમાં કોઈને બળાત્કારે દાખલ કરવાની ફરજ પાડવામાં આવતી નહોતી તેથી થોડા ખુશામતીયા સિવાય વધુ માણસો આ પંથમાં દાખલ થયા ન્હોતા હિંદુ અને મુસલમાન બંને કોમ આ પંથથી વિરૂદ્ધ હતી, તેથી અકબરના મર્ણ સાથેજ આ પંથ પણ અસ્તપ્રાય થયો.

## બીજડા પંથ–પ્રણામી પંથ.

આ મતના સ્થાપક દેવચંદ તથા પ્રાણુનાથજી હતા. દેવચંદનો જન્મ ઉમરકોટમાં સં. ૧૬૫૮ માં કાયસ્થ જાતિના મનુ મહેતાની કુંવરબાઇ નામની સ્ત્રીને પેટે થયો હતો. તેમનાં માબાપ પુષ્ટિ પંથનાં હતાં, તેથી દેવચંદ પણ ૧૧ મા વરસની ઉમરથી દેવસેવામાં પ્રીતિ કરવા લાગ્યો. એક વખત તેના મનમાં ‘જગત શું છે, પરમાત્મા કયાં છે અને કયાં રહે છે? તે સર્વનો શોધ કરવાની જરૂર છે’ એવો વિચાર ઉત્પન્ન થતાં તેણે મુસાફરી કરવાનો વિચાર કર્યો. અને ઉમરકોટના રાજાની જાન લેઈ લાલદાસ વજીર કચ્છ જતો હતો, તેમની સાથે તે કચ્છ ગયો. તે વખતે જે જે મત પંથો ચાલતા હતા તે જોયા, પણ તેના મનનું સમાધાન થયું નહિ; તેથી સંન્યાસ ધારણ કરી શાસ્ત્રોનું અવલોકન કરવા માંડયું પણ કાંઇ નિશ્ચય થયો નહિ. ભુજમાં રહેતા હરદાસનો પ્રેમ અને સેવા જોઈ કાંઇક પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિની આશા બાંધી જપ તપ કરવા લાગ્યા, પરંતુ શાંતિ થઈ નહિ. ત્યાંથી જામનગર ગયા અને સ્યામ સુંદરજીના મંદિરમાં કાનજી ભટની સાથે રહી જપ, તપ અને ધ્યાન કરવા લાગ્યા. જામનગરમાં ગાંગજી શેઠ અને ત્યાંના દીવાનના પુત્ર પ્રાણુનાથજી સાથે સંવત ૧૬૭૫ માં તેમની મિત્રતા થઈ. ૧૭૧૦ માં ધવલપુરના ઠાકોરને ત્યાં પ્રાણુનાથજી કારભારી નીમાયા તેમની ઉત્તમ પ્રકારની રાજ્યનિતિથી તેઓ પ્રજા પ્રિતિ સારી મેળવી શકયા. પછી દેવચંદજી પણ ત્યાં ગયા અને ઉપદેશાદિથી પ્રેમભક્તિ વિસ્તારી આ પંથની સ્થાપના કરી. પ્રાણુનાથજી પણ આ પંથમાં દાખલ થયા અને તેમની મદદથી લોકે પણ તેમાં સારો જમાવ થયો. દેવચંદના સ્વર્ગવાસ પછી પ્રાણુનાથજી તેમની ગાદીએ બેઠા અને ઉપદેશાદિથી ધર્મપ્રચાર કરવાનું શરૂ રાખ્યું. તેમના ઉપદેશથી કાઠિયાવાડ, ગુજરાત અને ઉત્તર હિંદમાં પણ આ પંથ ફેલાયો. બુંદેલખંડના રાજા છત્રસિંહજીને પણ ઉપદેશ આપી શિષ્ય બનાવ્યો, તેથી ત્યાં પણ આ

પંથ ફેલાયો, હજુ પણ આ પંથના અનુયાયી બુંદેલખંડમાં છે અને તેઓ પોતાના મતને પ્રાણનાથી પંથ કહે છે. આ પંથવાળાઓએ વૈષ્ણવ અને ઇસ્લામી ધર્મનાં મુળ તત્વો ગ્રહણ કર્યાં છે. મુસલમાનોને પણ આ પંથમાં દાખલ કરે છે. સ્નાન શૌચાદિથી પવિત્ર રહી શ્રી કૃષ્ણના બાળસ્વરૂપનું ધ્યાન કરે છે. મૂર્તિને માનતા નથી, તુળશીની માળા પહેરે છે અને વૈષ્ણવ ધર્મવાળા કરતાં જરા નાક ઉપરથી તિલક કરી વચમાં કંકુની બિંદી કરે છે. કુલીયમ સ્વરૂપ નામનું શ્રી પ્રાણુથજીનું બનાવેલું પુસ્તક પવિત્ર માની મંદિરમાં તેની પુંજા કરે છે. આ પંથના સાધુઓ યોગ અને આત્મજ્ઞાનમાં કુશળ છે, અને આચાર્ય ત્યાગી છે. આ પંથને **ચાકળા પંથ** તથા **મેરાજ પંથ** પણ કહે છે.

## ઉદ્ધવિ સંપ્રદાય અથવા સ્વામિનારાયણનો પંથ.

આ સંપ્રદાયના સ્થાપક સ્વામિ સહજાનંદનો જન્મ ઇ. સ. ૧૭૮૧ માં છપૈયા ગામમાં સરવરીયા બ્રાહ્મણ કર્મદેવની ભક્તિદેવી નામની સ્રીને પેટે થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ હરિકૃષ્ણ ઉર્ફે ઘનશ્યામ હતું, તેમની અઢી વરસની ઉમ્મરે તેમનાં માબાપ અયોધ્યામાં રહેવા આવ્યા હતાં ત્યાંજ તેમને આઠમે વરસે જનોઇ સંસ્કાર થયો હતો અમે તેમની ૧૧ વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેમનાં માબાપ મર્ણ પામ્યાં હતાં. તેથી તેઓ બ્રહ્મચારી વેશે તીર્થયાત્રા કરવા નીકળ્યા અને બદ્રિકાશ્રમમાં ગોપાળ નામના યોગી પાસેથી કેટલીક વિદ્યા શીખી રામેશ્વર, પંઢરપુર, ભીમનાથ થઇ ભુજ આવ્યા. અને રામાનંદ સ્વામિ પાસે સંન્યાસ દીક્ષા લેઇ સહજાનંદ નામ ધારણ કર્યું. ૧૮૦૨ માં રામાનંદ સમાધિસ્થ થયા એટલે તેમને ગાદી મળી, પછી તેમણે માંગરોળમાં આવી સમાધ પ્રકરણ ઉઠાવ્યું, તેમની યોગક્રિયા જોઇ ઘણાક સાધુઓ તેમના શિષ્ય થયા. કાઠિયાવાડમાં કેટલાક લોકો લુટફાટ કરતા હતા અને પુષ્ટિપંથની અનિતિની પણ કોઇ કોઈ વાતો બહાર આવેલી જોઇ શિષ્યોના આગ્રહથી તેમણે આ પંથ સ્થાપન કર્યો. શરૂઆતમાં ગઢડાના દરબાર દાદાખાચરને ઉપદેશ આપી શિષ્ય કર્યો અને તેની મદદથી તેના રાજ્યમાં રહેનારા લોકોને ઉપદેશ કરી આ પંથના અનુયાયી કર્યા.

સ્વામિ પોતે તો અપઢ હતા; પરંતુ નૈષ્ટિક બ્રહ્મચારી, ઉચ્ચાશ્રયી અને સમાન ભાવનાવાળા હતા. તેથી ઉપદેશ આપવાનુ કામ

તમની આગેવાની નીચે તેમના શિષ્યોજ કરતા હતા. મૂર્તિપૂજા વિગેરે લોકોમાં ચાલતી વિધિ કાયમ રાખી ઉંચ્ચ નીચનો ભેદ રાખ્યા વગર તમામ જાતના માણસોને પોતાના પંથમાં દાખલ થવાના દરવાજા શિષ્યો સાથે ઠેકઠેકાણે ફરી નિતિનો ઉપદેશ આપવા માંડયો; તેથી શિષ્ય સમુદાયની સારી વૃદ્ધિ થવા લાગી. મુસલમાન ધર્માનુયાયી ખોજાઓને પણ પોતાના પંથમાં દાખલ કર્યા હતા. સ્વામિ પોતે યોગી તથા નિર્લોભી હતા, પરંતુ અંધશ્રદ્ધાળુ ગુજરાતની પ્રજા તરફથી થતી ધનવૃષ્ટિથી સ્વામી અને તેમનામાં અનુરક્ત તેમના શિષ્યેએ સ્વાર્થ અને લોભવૃત્તિનાં બીજ આ સંપ્રદાયની ભૂમિમાં પણ વાવી દીધાં ! અને સ્વામીએ પૂર્વાશ્રમમાં તજેલા પિત્રાઇઓને બોલાવી તેમને વંશ પરંપરાનું આચાર્ય પદ આપી સર્વ અર્પણ કરી દીધું ! જે ધન સંપ્રદાયના અનુયાયીઓના શ્રેયાર્થે ખર્ચવાનું હતું તે પોતાના સગાંઓને સોંપી દેઇ એક ત્યાગીનું કાર્ય ગૃહસ્થના હાથમાં મૂકયું; તો પણ તેમણે તથા તેમના શિષ્યોએ મળી લુંટફાટ કરનારા, મદ્યમાંસાદિનું સેવન કરનારા અને એવાજ હલકા અનિતિમાન ધંધા કરનારાઓને નીતિનો ઉપદેશ આપી સન્માર્ગે ચઢાવવાનું જે કાર્ય કર્યું છે, તે તો સ્તુતિપાત્ર ગણાવું જોઇએજ. આ ધર્મના અનુશાસનનો મુખ્ય ગ્રંથ ૨૧૨ શ્લોકનો[1] શિક્ષાપત્રી ના. . છે. તે સહજાનંદ સ્વામિનો બનાવેલો એ પંથાનુયાયીઓ કહે છે.

આ પંથમાં સાધુ તથા ગૃહસ્થ એવા બે ભેદ છે. જો કોઇ બ્રાહ્મણ સંસાર તજીને આવે તો તે બ્રહ્મચારી થાય છે. વાણીયા, રજપુત પાટીદાર, વિગેરે આવે તો સાધુ થાય છે અને એ સિવાયની કોમના ત્યાગી થઇને આવે તો તેને સાધુ સેવા કરવા તથા મંદિરોના રક્ષણ કરવા સારૂ હથીયાર બંધાવીને રાખે છે તેને પાળા કહે છે. સાધુ તથા બ્રહ્મચારીઓ ભગવાં લુગડાં પહેરે છે અને પાળા સફેદ પહેરે છે. બ્રહ્મચારી દાઢી મુછ રાખતા નથી. ચોટલી, જનોઈ અને તુળસીની બેવડી કંઠી રાખે છે. જનોઇ સિવાય બીજી વસ્તુઓ સાધુ અને પાળા પણ રાખે છે. સાધુ, બ્રહ્મચારી અને પાળાઓએ બ્રહ્મચર્ય પાળવું પડે છે. કોઇને સંન્યાસી કરતા નથી.

---

૧ આમોદના એક બ્રાહ્મણે બનાવી આપ્યાનું કહેવાય છે.

આ સંપ્રદાયના મંદિરોમાં સ્ત્રી પુરૂષનો સ્પર્ષ ન થાય એવો બંદોબસ્ત રાખેલો છે, કોઈ કોઇ ઠેકાણે તો મંદિરજ જુદાં રાખેલાં છે. આચાર્ય પોતાને સ્નાન શુતક લાગે તેવી સ્ત્રીઓ સિવાય બીજી કોઇ સ્ત્રીઓ સાથે ભાષણ કરતા નથી, તેમ તેમને ચર્ણ સ્પર્શ કરવા દેતા નથી; કદાપિ ભૂલેચૂકે અજાણથી કોઇ વખતે કોઈ સ્ત્રીના વસ્ત્રનો છેડો અડકી જાય તો તે દિવસે નકોયડો અપવાસ કરે છે. કોઇ પણ સ્ત્રીને મંત્રોપદેશ કરતા નથી, પણ આચાર્યની પત્નિ, પતિ આજ્ઞાથી સ્ત્રીઓને મંત્રોપદેશ કરે છે. આચાર્યની સ્ત્રીઓ પણ પોતાના સંબંધીઓ સિવાય બીજા પુરૂષો સાથે ભાષણ કરતી નથી અને મ્હોં પણ બતાવતી નથી.

આ પંથવાળા પોતાના પંથવાળાને સત્સંગી અને અન્ય પંથ વાળાને કુસંગી કહે છે તથા સહજાનંદને કૃષ્ણનો અવતાર માને છે!

આ પંથવાળાઓએ પુષ્ટિ પંથવાળાની પેઠેજ મૂર્તિપૂજા વિગેરેની વ્યવસ્થા રાખી છે. ભક્તિથી મોક્ષ માને છે અને ભક્તિ પણ પુષ્ટિ માર્ગના જેવીજ જણાવે છે; પરંતુ રાસલીલા વિગેરે શૃંગારિક ભાવનાઓ તેમનામાં નથી.

આ સંપ્રદાયમાં દરેક જાતના લોકો છે. આશરે અઢી લાખ માણસો તેમના અનુયાયી છે. તેમની મુખ્ય ગાદી ગઢડા, અમદાવાદ અને વડતાલમાં છે. એ સિવાય ભૂજ, નડીઆદ, ઉમરેઠ, વિરમગામ, સુરત, ભરૂચ, મુંબાઇ વિગેરે જગ્યોએ તેમનાં મંદિરો છે.

આ સંપ્રદાયવાળા કંકુનું ઉભું તિલક કરી વચ્ચમાં કંકુનો ચાંલ્લો કરે છે અને ગોળ મણકાવાળી તુળશીની માળાઓ પહેરે છે.

આ સંપ્રદાયમાંથી પણ હરિકૃષ્ણનો, બળરામનો અને ભાદરણમાં પરસોત્તમનો એવા પેટા પંથો થયેલા છે. તેમના સિદ્ધાંતો ઘણે ભાગે આ સંપ્રદાયને મળતાજ છે.

## રાધાસ્વામિ સંપ્રદાય.

આ મતના સ્થાપકનો જન્મ સં. ૧૮૧૮ માં આગ્રામાં ક્ષત્રી કુળમાં થયો હતો, તે સ્વામીજી નામથી પ્રસિદ્ધ છે. તેમણે કોઇ ગુરૂ કર્યો નહોતો. સન ૧૮૭૮ માં તેમનો દેહાંત થયો, તેમની સમાધિ સ્વામિ બાગ આગરામાં છે. તેને એ સંપ્રદાયવાળા પવિત્ર તિર્થ માને છે.

"કબીર ધારા અગમકી, સત્ગુરૂ દેઇ લખાય; ઉલટ તાહી સમરન કરો, સ્વામી સંગ મિલાય." એ સાખીના આધારે આ મતની ઉત્પત્તિ થઇ હોય એમ જણાય છે. ધારા શબ્દને ઉલટાવતાં રાધા બને છે, તેને સ્વામી સાથે મેળવતાં રાધાસ્વામી થાય છે, તેનું સ્મરણ કરો. એવો અર્થ તેનો છે. પરમાત્મા સર્વ શક્તિમાન, સર્વજ્ઞ આનંદમય અને ચૈતન્ય શક્તિપ્રભવ છે; એ ચૈતન્ય શક્તિનો પરમાત્મામાં નિરંતર વિકાશ થતો રહે છે તેનું અધ્યાત્મ નામ ધારા. આદિ ધારાનું ઉચ્ચારણ રાધા છે, અને તેના ઉદ્‌ગમ શબ્દનું ઉચ્ચારણ સ્વામિ છે, એટલા માટે રાધા સ્વામિ એ પરમાત્માનું નામ છે; શ્રી કૃષ્ણનું નહિ. એજ ધારા અધ્યાત્મ તત્વોનું મૂળ છે અને એ અધ્યાત્મ ધારાથી સર્વ સમસ્ત સૃષ્ટિની રચના થઇ છે. સૃષ્ટિના વિભાગ આ સંપ્રદાય વાળાએ ત્રણ પાડયા છે (૧) દયાળુ દેશ (૨) બ્રહ્માંડ અને (૩) પિણ્ડ અને તેનું વિવેચન તેમના સંપ્રદાયના ગ્રંથોમાં ઘણું લંબાણથી કરેલું છે. જે યોગમાર્ગના મૂળતત્વોને બિલકુલ મળતું છે. એ માર્ગ મારફતેજ યોગ સાધનથી જીવ રાધાસ્વામિ ધામ (મોક્ષ) સુધી પહોંચે છે. સૃષ્ટિમાં અધર્મ અથવા દુષ્ટતા વધે ત્યારે પરમાત્મા તેના સંહાર માટે અવતાર લે છે એમ આ સંપ્રદાય વાળા પણ માને છે. મુકિત માટે ત્રણ સાધન આ સંપ્રદાય વાળા માને છે (૧) રાધાસ્વામિ નામનું સ્મરણ (૨) રાધાસ્વામિના રૂપનું ધ્યાન અને (૩) આત્મધારા શબ્દનું સાંભળવું. પહેલું સાધન પ્રસિદ્ધ છે. બીજા સાધનમાં સતસંગને મુખ્ય ગણ્યો છે. અને ગુરૂને સંત ગણ્યા છે. તેમના ઉપદેશને શ્રવણ કરવો, ગુરૂને માળાઓ પહેરાવી તેને વહેંચી લેવી અને બીજી ચીજો તે પણ ગુરૂના પ્રસાદ મારફતે પવિત્ર કરી વહેંચવી. ગુરૂનું જૂઠણ, ગુરૂનાં પહેરેલાં કપડાં, ગુરૂના પગ ધોયેલું પાણી વિગેરે પદાર્થને પવિત્ર માની તેના ભકતો ઘણા આદરથી કામમાં લે છે. ગુરૂના ચરણમાં મસ્તક મૂકી પ્રણામ કરે છે. ત્રીજું સાધન ગુરૂના નેત્રો તરફ જોવું અને ભકિતપૂર્વક આત્મ શકિત દ્યોતક ભજન ગાવાં એ સર્વનું કામ ગણાય છે. આ સંપ્રદાયમાં દાખલ થતાની સાથે ગુરૂ આ ત્રણ સાધનોનું રહસ્ય તેમને સમજાવે છે, અને એ રહસ્ય બહારના માણસોને ન બતાવતું પણ ગુપ્ત રાખવાનો ઉપદેશ આપે છે. આ સંપ્રદાયમાં જાતિભેદ નથી. વિનય, ક્ષમા, શાંતિ વિગેરે ગુણોનું પાલન કરવું, માંસાહાર તથા નિશાની દરેક ચીજો ત્યાગી દેવી

વિગેરે ઉપદેશ ગુરૂ આપે છે. આ મતમાં દાખલ થનાર સતસંગી કહેવાય છે. કોઇપણ માણસ ગૃહસ્થાશ્રમ છોડી દેઇ અથવા જે પોતાની જીવન યાત્રાનો નિર્વાહ કરી શકતો ન હોય અને રાધાસ્વામિ મતના અનુષ્ટાનમાંજ પોતાની આયુષ્ય વિતાડવા ચાહતો હોય અથવા જે પહેલેથીજ કોઈપણ મતનો સાધુ હોય અને તે રાધાસ્વામિ મતનો સાધુ થવા માગતો હોય તો તેને આ સંપ્રદાયવાળા સાધુમાં દાખલ કરે છે. સાધુઓ માટે ૧૧ નિયમો નકી કરેલા છે (૧) વૃથા ભ્રમણ ન કરવું (૨) કોઇપણ જગાએ જવું હોય તો સતસંગની આજ્ઞા [illegible] સાધુઓને જવા સારૂ આજ્ઞાપત્ર ( છાપેલાં ) હોય તે લેઈને જવું (૪) રૂપિઆ પૈસા કોઇનાં પાસેથી લેવા નહિ (૫) આ મતના સતસંગવાળા બોલાવે તો રસ્તાનું ખર્ચ અને ફકત ખાવાપીવાનું ગ્રહણ કરવું (૬) દરરોજ સતસંગમાં સામેલ રહેવું (૭) સતસંગ સંબંધી કાર્ય કરવું (૯) પરોપકારી કાર્ય સિવાય બહાર ન જવું (૧૦) યુવકો અને તરૂણ કુમારિકાઓથી દૂર રહેવું (૧૧) અને ભગવાં કપડાં પહેરવાં. આ નિયમો પ્રમાણે ચાલવું જોઇએ. કોઇ સાધુ બેથી વધારે અપરાધ કરે તો તેને સાધુમાંથી કાઢી મુકે છે. વૃદ્ધ સ્ત્રીઓ સાધુ થવા માગે તો સાધુ થઇ શકે છે. અને સર્વ સાધુઓને ખાવાપીવાનું સતસંગ તરફથી મળવાનો બંદોબસ્ત થયેલો છે જેથી તેમને ભીક્ષા માગવાની જરૂર રહી નથી.

## પરચુરણ ધર્મ પંથો.

કોઇપણ ધર્મ, સંપ્રદાય કે મતપંથમાં મતભેદ થતાં તેના કોઇ અનુયાયીએ તેમાં જરા ફેરફાર કરીને, કોઇએ બે ચાર મતપંથોનાં તત્વો એકઠાં કરીને, કોઈએ વિષ્ણુ અથવા શિવના હજારો નામો પૈકી એકાદને મૂખ્ય ગણીને, કોઈએ આગળ થઇ ગયેલા ભકતના નામથી, તો કોઇએ **उदर निमितं बहुकृत वेषा** એ પ્રમાણે કાંઇ નવિન પ્રતિપાદન કરવાનું ન હોવા છતાં પેટાપંથ સ્થાપેલા છે. આવા અનેક મતપંથો હાલમાં દૃષ્ટિગોચર થાય છે તે સર્વેની હકીકત મેળવી તેનું યથાયોગ્ય વર્ણન કરવુ ઘણું કઠણ છે; તોપણ જેટલી હકીકત મળી છે, તે સંક્ષેપમાં આપવામાં આવી છે.

**રાધાવલ્લભિ**—ઉત્તર હિંદ તથા ગુજરાતમાં પ્રચલિત છે. કૃષ્ણને રાધાવલ્લભ રૂપે પુજે છે, અને રાધારૂપ થઇને રમે છે. કૃષ્ણ રાધાનો

ભજન કિર્તન ગાય છે અને ભકિતથીજ મોક્ષ માને છે. મુખ્ય ધામ વંદ્રાવનમાં છે.

**સખીભાવ**—એનાં તત્વ પણ રાધાવલ્લભિ મતાનુસાર છે.

**મીરાંબાઇ**—આ પંથ મેવાડમાં ચાલે છે અને કૃષ્ણને બદલે ડાકોરના રણછોડજીની મૂર્તિની પુજા કરે છે. અને ભકિતથીજ મોક્ષ માને છે.

**જાનકીદાસ**—આણંદ તાલુકા ઓડ ગામમાં તેની મુખ્ય ગાદી છે. રામ અને કૃષ્ણની મૂર્તિપુજા અને નામ સ્મરણાદિ ભકિતથીજ મોક્ષ માને છે.

**સંતરામ**—સંતનામના સાધુએ સ્થાપેલો છે. મૂખ્ય ગાદી નડીયાદ, ઉમરેઠ અને વડોદરામાં છે. મૂર્તિને માનતા નથી. આત્મજ્ઞાન અને યોગ વિદ્યાને ઇષ્ટ માને છે. રામાયણને વિશેષ માનનિય ગણે છે.

**ખટદર્શની**—મારવાડમાં પ્રચલિત છે. આ પંથમાં હિંદુ, મુસલમાન, જૈન, બ્રાહ્મણ અને ચારણ તથા સાધુ ફકીરો પણ છે. ભીક્ષાવૃત્તિ ઉપર નિર્વાહ કરે છે અને પરસ્પરમાં કાંઇ પણ ભેદભાવ રાખવો નહિ એ તેમનો સિદ્ધાંત છે.

**ખાકી**—ચારે સંપ્રદાયના છે અને હિંદુઓના દરેક દેવને પુંજે છે. ભીક્ષાથી ગુજરાન ચલાવે છે, શરીરે ખાક લગાવે છે, કમરે મુંજનું દોરડું અને માથામાં જટા અને વિભૂતિ ધારણ કરે છે.

**અનંત પંથી**—રાયબરેલી અને સિતાપુર જીલ્લામાં પ્રચલિત છે. અનંત ભગવાનના ઉપાસક છે. ૧૭૦ માણસ આ પંથમાં છે.

**આપા પંથી**—આ પંથ ખેડા જીલ્લાના મુંડવા ગામના મુનાદાસ નામના સોનીએ સં. ૧૮૩૦ માં સ્થાપ્યો હતો. વિષ્ણુની મૂર્તિને પુંજે છે. અને નામ સ્મરણાદિ ભકિતથી મોક્ષ માને છે. આઠ હજાર માણસો આ પંથમાં છે.

**આદિ વરાહોપાસક**—આ પંથના લોકો હિંદમાં છુટા છવાયા વસે છે. તેમની વસ્તી ઘણી જુજ છે. તેઓ શરીર ઉપર વરાહનું ચિન્હ ધારણ કરે છે.

**બાબાલાલનો પંથ**—સરહિંદ તરફ પ્રચલિત છે. વેદાંત તથા સુફી તરીકાને ભેળસેળ કરી અર્ધ હિંદુ અને અર્ધ મુસલમાન જેવો

એ મત છે. મૂર્તિ પુજા નથી, આત્મજ્ઞાનને મૂખ્ય માને છે અને પ્રાણા-યમાદિ યોગ ક્રિયાઓ ઉપર ભાવ રાખે છે.

**કુબેર ભક્ત**—કુબેર નામના કોળી સાધુએ સારસામાં સ્થાપ્યો છે. મૂર્તિ પુજા કરે છે અને ભજન કિર્તનાદિથી મોક્ષ માને છે.

**દાદુરામનો**—ડાકોરમાં થોડા વરસ ઉપર દાદુરામ નામના ચકલા-સીના સાધુએ સ્થાપ્યો છે. અને કોળી, કણબી, વાઘરી વિગેરેને બોધ કરી તેમને શિષ્યો કરી જનોઇઓ પહેરાવી છે. તેમના ઉપદેશથી આ લોકોએ જુઠું ન બોલવાના, મદ્ય માંસાદિથી દુર રહેવાના અને ચોરી નહિ કરવાના કસમ લીધેલા છે. મૂર્તિ પુંજા માને છે. અને નામ સ્મરણાદિ ભક્તિથીજ મોક્ષ માને છે.

**કામોલિવ**—આ ખ્રિસ્તિ ધર્મના પેટા પંથની સ્થાપના ઇ. સ. ૧૬૦૭ માં ગોવામાં થઈ હતી. તેઓ ખ્રિસ્તિ ધર્મના સિદ્ધાંતો માને છે.

**કૃષ્ણરામનો**—કૃષ્ણરામ નામના એક બ્રાહ્મણે અમદાવાદમાં સં. ૧૮૯૫ માં મંદિર બંધાવી આ પંથ સ્થાપન કર્યો હતો. એ કૃષ્ણનો ભક્ત હતો, પણ તેણે કૃષ્ણ લીલાનાં પદ રચ્યાં નથી, તેમજ એને બીજાઓની તેવી વિષયી કવિતા ગમતી નહોતી. મૂર્તિપૂજા માને છે અને નામ સ્મરણાદિ ભજન કિર્તનાદિ ભક્તિથી મુક્તિ માને છે.

**વિઠોબાનો**—મહારાષ્ટમાં પ્રચલિત છે અને પંઢરપુરમાં આવેલી વિષ્ણુની મૂર્તિ-વિઠ્ઠલનાથજી-વિઠોબાને માને છે. શિવાજીના સમયમાં તુકારામ નામના કણબી ભક્તે આ પંથની સ્થાપના કરી હતી, તેના અભંગ પ્રસિદ્ધ છે. અભંગોનું લખાણ માર્મિક, સાદુ-હ્રુદયભેદક, અને રસિક હોવાથી સાર્વજનિક ફેલાયું હતું. તેમાં જન્માનુસાર વર્ણવ્યવ-સ્થાનું ખંડન અને પરમાત્માનું વસ્તુતઃ પુજન ન કરવા માટે બ્રાહ્મણો તથા સર્વ લોકોને ચાબખા મારેલા હોવાથી બ્રાહ્મણોએ ગુસ્સે થઈ તેમનાં પુસ્તકોને જળસમાધી કરાવી દીધી હતી ! પરંતુ એ અભંગો લોકોના કંઠાગ્રે થઈ ગયેલા હોવાથી લખાઇને જયાંના ત્યાં આવ્યા. જો તુકારામ વેદ શાસ્ત્રનો જ્ઞાતા હોત તો ધર્મ સંબંધી તેમના વિચારો આથી પણ વધુ વ્યાપક થતા અને તેમણે ભક્તિ પ્રધાન કરી છે તેને બદલે જ્ઞાનને ભક્તિથી વિશેષ ઉચ્ચાસન આપતા.

**ચરણદાસ**—આ પંથ સ્થાપન કરનાર ચરણદાસનો જન્મ સં. ૧૭૦૩ માં અલવર પાસે દહેરા ગામમાં થયો હતો. બાળપણથી દિલ્લીમાં રહેતો હતા એ ઉત્તમ ગવૈયો હતો. આ પંથમાં કૃષ્ણ તથા રાધાને પુજય ગણવામાં આવે છે. મૂર્તિપુજા માને છે અને નામ સ્મરણાદિ ભજન કિર્તન ભક્તિથી મોક્ષ માને છે.

**શતનામી**—છતીસગઢ જીલ્લાના ચમારો આ પંથમાં છે. મૂર્તિને માને છે, અને નામ સ્મરણાદિ ભકિતથી મુકિત માને છે.

**ખંડોબા ઉપાસક**—મહારાષ્ટ્રમાં પ્રચલિત છે જેજુરીના મંદિરમાં ખંડોબાની મૂર્તિ છે તેની સાથે આ પંથાનુયાયીઓ પોતાની છોકરીઓને પરણાવે છે, જેને મોરલી કહે છે. આ મોરલીઓ પછી પોતાના મનમાં આવે તેની સાથે રહે છે.

**દેવદાસી**—ઓઢીઆમાં પ્રચલિત છે. ખંડોબા ઉપાસકની પેઠેજ આ પંથાનુયાયીઓ દેવને છોકરીઓ પરણાવે છે, તેને દેવદાસી કહે છે તે પણ પોતાના મનમાં આવે તેની સાથે રહે છે.

**બીશનો પંથ**—જંભાજી નામના વિષ્ણુ ભકતે દિલ્લીમાં સ્થાપ્યો હતો. આ પંથાનુયાયીઓ શબને બાળતા નથી પણ બેઠલી હાલતમાં ખેતરોમાં દાટે છે અને કોરાન તથા હિંદુ શાસ્ત્રના વાકયો બોલી લગ્ન ક્રિયા કરે છે.

**સમર્થ સંપ્રદાય**—મહારાષ્ટ્રમાં પ્રચલિત છે. શિવાજીના સમયમાં રામદાસ ઉર્ફે સમર્થ નામના સાધુ થઇ ગયા, તેમણે આ પંથ સ્થાપ્યો હતો. શિવાજી પણ આ સંપ્રદાયમાં હતા. આ પંથનું મુખ્ય પુસ્તક દાસબોધ છે તે મુમુક્ષાને વિચારવા યોગ્ય છે.

**ચક્રાંકિત**—આ મતનો મૂળ પુરૂષ કંજર જાતિનો શઠકોપ નામે પુરૂષ હતો અને તે સુપડાં બનાવી પોતાનું ગુજરાન ચલાવતો હતો. બ્રાહ્મણો પાસે ધર્મ શિક્ષણ લેવા જતાં તેમણે તેનો તિરસ્કાર કર્યો તેથી તેણે સ્વતંત્ર પંથની સ્થાપના કરી હતી. આ પંથવાળા શંખ, ચક્ર, ગદા અને પદ્મનાં ચિન્હોને અગ્નિમાં તપાવીને હાથ ઉપર છાપો લગાવે છે. લલાટમાં ત્રિશુળના આકારનું તિલક કરે છે. કમળકાકડીની માળા પહેરે છે, અને ઇશ્વરના દાસ વાચક નામ રાખે છે. મુર્તિને માને છે અને ભજન કિર્તનાદિ નામસ્મરણથી મુક્તી માને છે.

**રામસ્નેહી**—જયપુરના રામચરણ નામના વાણિઆએ દાંતડા ગામમાં એક સાધુ પાસે દીક્ષા લેઇ શાહપુરમાં જઇ આ પંથ સ્થાપ્યો હતો. તેમનામાં ઉંચ નીચનો ભેદ નથી. સાધુઓનું જુઠું ખાય છે. રામનામને મહામંત્ર અથવા સૂક્ષ્મ વેદ ગણે છે. રામરટણથી મૂક્તિ માને છે. ગુરૂને પરમેશ્વરથી પણ મ્હોટા માને છે અને તેમનું ધ્યાન ધરે છે તથા ચરણામૃત પીએ છે! ગુરૂની ગેરહાજરીમાં તેમના નખ અગર દાઢીના વાળને દંડવત કરે છે, સ્ત્રીઓ પતિ સેવામાં પાપ અને ગુરૂ સાધુની સેવામાં ધર્મ માને છે! આ મત મેવાડ અને રાજપુતાનામાં પ્રચલિત છે.

**રામદેવ**—મારવાડના ખેડાપા ગામના રામદેવ નામે ઢેડે સ્થાપન કરેલો છે તેનાં તત્વો રામસ્નેહી જેવાંજ છે અને મારવાડમાં પ્રચલિત છે.

**નિરંજન**—રાજપુતાનામાં પ્રચલિત છે. રામાનંદ સંપ્રદાયને મળતો છે.

**ઇસુવેદી**—પાદરીઓ અહિં સંસ્કૃત ભણી, વેદાદિને પણ જરા જરા જોઈ લેઈ, જનોઇ પહેરી બ્રાહ્મણો થઇ ફરતા અને નવા વેદ તરીકે બાઇબલ સમજાવી પ્રકારાંતરે પોતાનો ધર્મ ફેલાવવા પ્રયત્ન કરતા હતા! રૂગ્વેદના પ્રથમ મંત્રના **અગ્નિ મીળે**...નો વર્ણ વિપર્યાસ કરીને તેને **ઇસુ મીળે**...ઇત્યાદિ સ્તોત્ર બતાવી બાઇબલને પણ વેદ ઠરાવવા ચૂકયા નથી!! સં. ૧૬૦૬ માં મદ્રાસ ઈલાકામાં રોબર્ટ ડી. નોબીલી નામનો ખ્રિસ્તિ આવેલો તેણે એવું પ્રસિદ્ધ કર્યું હતું કે "ઇસુર્વેદ નામનો પાંચમો વેદ રોમમાં છે અને તે ઇશ્વર તરફથી મ્હારા ઉપર ઉતરેલો છે. આર્યાવૃતના જે ૪ વેદ છે તેનાથી તે શ્રેષ્ટ અને ઉત્તમ જ્ઞાન આપનાર છે વિગેરે યુક્તિથી હજારો હિંદુને તે વેદના અનુયાયી એટલે ખ્રિસ્તિ કર્યા હતા. તેમનાં સંતાનો એ ઇલાકામાં હજુ પણ તે મતમાં છે. ક્રિશ્ચિયન પુરાણ નામનું એક પુરાણ પણ રચેલું દષ્ટિગોચર થાય છે!!!

આ સિવાય **હરિદ્વાતાર, સાધના પંથી, હરીશ્ચંદ્રી, રાયદાસી,** વિગેરે સેંકડો પંથ ચાલતા જણાય છે. ભૂતપ્રેતના પુજનારા; શીકોતર, ચામુંડાદિ દેવીઓને પુજનારા, ચીંથરીયા દેવને પુંજનારા અને ઝાડના ઠુંઠાને કોઇ સિંદુર ચોપડી આવે તો તેને પણ દેવ માની પુજનારા મળી આવે છે! આવી રીતે અનેકાનેક વિધિના પંથ જોવામાં આવે છે, ત્યાં કેટલાનું વર્ણન કરવું અને કયાં કયાં તપાસ કરવી?!

મદ્રાસ ઇલાકામાં સુબ્રહ્મણિય ( કાર્તિક સ્વામી ) ની, ત્રીવંગડમ ( બાલાજી ) ની, રંગનાથ ( વિષ્ણુ ) ની, ચિદંમ્બરમ્ ( શિવ ) ની, મીનાક્ષી–કામાક્ષી ( પાર્વતી–શક્તિ ) ની, મૂર્તિઓની પુજા ભક્તિ હિંદુઓ કરે છે. એ ઇલાકામાં શિવ, વિષ્ણુ અને શક્તિ એ ત્રણ સંપ્રદાય છે અને તેના પેટા મત પંથો પણ છે; પરંતુ બીજા ઇલાકાના પ્રમાણમાં તો ઘણાજ થોડા છે. ગુજરાતના લોકો દયાળુ અને અંધ-શ્રદ્ધાળુ વધારે હોવાથી તેમાં પાખંડીઓ વધારે ફાવી શકે છે, માટે તેમાં પંથજાળ વિશેષ દૃષ્ટિએ પડે છે. ભક્તના ડોળથી કોઇ પાખંડી ગુજરાતમાં આવે તો જોઈ લ્યો મઝા! પાખંડના પડદામાં રહી ધન લુંટવામાં તે ફતેહમંદજ થાય છે!! માટેજ પાખંડીની ગુજરાત કહેવાય છે.

## વિચાર કાળ.

### ઈ. સ. ના ૧૮ મા સૈકાથી તે આજ સુધી.

દરેક ધર્મમાં અનેક ફાંટા પડી ગયાનું અને તેમાં પણ–હિંદુ ધર્મ તો અનેક મતમતાંતરથી ગાંધીની દુકાન જેવો થઇ પડયાનું આપણે પાછળ જોઇ ગયા છીએ. મૂર્તિપુંજા વિગેરે બાબતોને લીધે હિંદુ મુસલમાનમાં વિરોધ ભાવ તો હતોજ, તેમાં હિંદુ ધર્મના અનેક મત મતાંતરોથી તેમનામાંજ વિરોધ ભાવ વધી કુસંપ કલેશનો વધારો થયો. એક પંથવાળા બીજા પંથવાળાને નાસ્તિક, કુસંગી, માયાવાદી, વિગેરે કહી તિરસ્કાર દૃષ્ટિએ જોવા લાગ્યા. બાળલગ્નનો રિવાજ શરૂ થયો તેણે તો સત્યાનાશજ વાળી નાંખ્યું! વિધવાઓ વધી, સતી થવાનો ચાલ શરૂ થયો અને કન્યાઓની અછત પડવા લાગી. કુળનું મૂળ જે વિદ્યા, વય, વિવેક, વિનય, અને નિરોગીપણું જોવાનું તે ધૂળમાં મળી ગયું; અને વંશ પરંપરાથી ગણાતો[1] કુળવાન ભલેને મૂર્ખનો સરદાર હોય, ગાંડો હોય, વૃદ્ધ કે ન્હાનો હોય, દુરાચારી કે રોગી હોય તેનો વિચાર કર્યા વગર તેનેજ કન્યાઓ આપવામાં માન માનવા

---

૧ કુળવાનોને ગુજરાતમાં કળીઆણુ ( કળીને આણુનારા ! ) પણ કહેવામાં આવે છે જેવી સ્થિતિ અને ગુણ તેવોજ શબ્દ !!

દેવતાના છોકરા કોયલા અને કોયલાના છોકરા હીરા થાય છે; છતાં હીરાની કિમ્મત કોયલા બરોબર ગણી, તેને તિરસ્કારી, હાથમાં દીવો લઇને કૂવામાં પડનારા છતી આંખે આંધળા અને મૂર્ખના સરદાર નહિ તો બીજું શું?

લાગ્યા. કન્યાની અછત થવાથી ગરજાઉ પૈસાવાળા તેની[1] કિમ્મત આપવા લાગ્યા અને કેટલીક ન્યાતોમાં તો સાટાં તેખડાંનો[2] વાણિયા શાહી રિવાજ શરૂ થયો. આથી યોગ્યાયોગ્યની તપાસ કરવાનું રહ્યું નહિ અને અયોગ્ય જોડાં જોડાવાથી ધર્મ જ્ઞાનના અભાવે અનાચાર વધવા લાગ્યો. વંશ પરંપરાના હકથી જ્ઞાતિના આગેવાનો નીમાતા હોવાથી તેઓ પોતાની સત્તાનો ગેર ઉપયોગ કરી, ગરીબ કે એકલ-વાયા માણસોને સતાવી, પાપ ભરેલી નીચ વૃત્તિઓને વશ થઇ, ન્યાય નિતિ અને પ્રમાણિકપણાને દુર મૂકી, પોતાનો અને પોતાનાં સગાં સંબંધીઓનો સ્વાર્થ સિદ્ધ કરવા લાગ્યા. શુભ અશુભ પ્રસંગે ન્યાત-વરાને નામે દર વરસે લાખોના ખર્ચ થવા લાગ્યા. પરદેશગમન બંધ થયું અને રોવા કુટવાનો રિવાજ થયો. આવી રીતે હિંદુ સંસારમાં અનેક હાનિકારક રિવાજો દાખલ થવાથી દારિદ્ર, કુસંપ, કલેશ અને અંધશ્રદ્ધા વધી ગઇ. સત્યાસત્યનો વિચાર કરવાની બુદ્ધિ નષ્ટ થઇ ગઈ અને તેના પરિણામે દુરાચાર અને દુર્ગુણો વધી પડયા. કર્મ, જ્ઞાન અને ભક્તિનું સત્ય સ્વરૂપ દબાઇ ગયું અને તેની જગ્યા[3] જડ ભક્તિએ લીધી. પોતપોતાના પંથના ધર્મ ગુરૂઓની ઠરાવેલી મૂર્તિઓને ભોગ શણગારાદિ માટે ધનાદિની સહાયતા આપવી, મંદિરો બંધાવી આપવાં, ગુરૂ વિગેરેને ધનાદિથી પ્રસન્ન રાખવા, વિવિધ તિર્થ સ્થળોમાં જઇ ત્યાંના પુરોહિતોને સંતોષવા, વ્રત અપવાસાદિ કરવાં, ઇશ્વરના ઠરાવેલા અવતારનાં વિવિધ નામનો જાપ કરવો, તથા સાધુ[4] નામધારી ભિક્ષુકોને દાન આપવું, છાપાં તિલક વિગેરે કરવાં, એટલામાંજ ભક્તિનો સમાવેશ થઇ ગયો અને એવી ભક્તિથીજ પાપ નાશ પામી મોક્ષ મળે

---

૧ કન્યા વિક્રયના પૈસાથી આણેલું અન્ન વિષ્ટા તુલ્ય શાસ્ત્રોમાં ગણેલ છે; છતાં તે પૈસાથી ન્યાત જમણ થયું હોય તો ખુશીથી ચપાટે છે!! અફસોસ.

૨ બ્હેન આપી બાયડી લેવી અને પુત્રી આપી પરણવું એ પાંચ પૈસા જેના લીધા હોય તેને તેટલાજ આપી ખાતું સરભર કરવા જેવો વાણિયાશાહી વહેપાર નહિ તો બીજું શું છે? લગ્ન જેવા પવિત્ર ધાર્મિક કાર્યમાં પણ વહેપારી પદ્ધતિ!! ધન્ય છે, આવા રિવાજવાળી ન્યાતોને!!!

૩ જડ ભક્તિ એ બુદ્ધિ પણ જડ કરી દીધી જણાય છે.

૪ ભારતમાં ૫૬ લાખ સાધુ બાવાઓનું પોષણ થાય છે, તેમાં ભાગ્યેજ હજારે એકાદ સાધુપદને લાયક હશે! મોટો ભાગ અભણ, અજ્ઞાન, ઢોંગી, નીશા-ખોર અને ઠગારાઓજ હોય છે તેમને આપેલા દાનનું ફળ પણ દેશમાં આળસ, દારિદ્રતા અને અનાચારની વૃદ્ધિ! આનું નામ પુણ્ય કે પાપ?!!

એવી દૃઢ શ્રદ્ધા બંધાઇ ! ! ! પંથોના આચાર્યોએ **स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावहः** એ ગીતા વાક્યના સત્યાર્થને બાજુએ મુકી તેનો ઉપયોગ પોતાના પંથની વાડો મજબુત કરવામાં કર્યો, અને **देवे रुष्टे गुरु त्राता गुरौ रुष्टे न कश्चन** આવાં સુત્રો બતાવી પોતે પરમાત્મા કરતાં પણ અધિક બળવત્તર છે, એવા એવા ઉપદેશોથી આર્યપ્રજાને અંધારી ઓઢાડી દીધી ! ! !

"સ્વાર્થને વશ થઇ જઈ, કરી જૂઠા ઉપદેશ;
ધર્મ, પુણ્યના નામથી, લૂટતા ભારત દેશ."

આવી સ્થિતિ થઇ ગઇ.

એકંદરે હિંદુ નામથી ઓળખાતી આર્યપ્રજામાં ધર્મના નામે કુસંપ, ક્લેશ, હાનિકારક રિવાજો, અનાચાર અને અંધ શ્રદ્ધાએ પુરાણકાળમાં એવાં તો ઉંડાં મૂળ નાંખી દીધાં કે જેથી તે દિનપ્રતિદિન અધિકાધિક અવનતિના કીચડમાં રગદોળાવા લાગી !! પરંતુ પરમકૃપાળુ પરમાત્માએ કૃપા કરી કાંઇક તેમના સામે જોયું, ના. બ્રિટિશ સરકારનું રાજય થતાં ઠેકઠેકાણે સ્કુલો સ્થાપાઇ, અને તે મારફતે કેળવણીનો પ્રચાર થતાં જનસમાજમાં વિચાર બુદ્ધિ જાગૃત થવા લાગી છે; માટેજ અમે આ કાળને **વિચારકાળ** ગણ્યો છે.

## બ્રહ્મોસમાજ.

આ સમાજના સ્થાપનાર રાજા રામમોહનરાયનો જન્મ ઇ. સ. ૧૭૭૪ માં બંગાળના રાધાનગરમાં થયો હતો, તેમના પિતાનું નામ રામકંઠરાવ હતું. તેઓ મહેશ નામના મહેતાજી પાસે હિસાબી અને સ્કુલમાં બંગાળી, આરબી અને ફારસી શીખ્યા હતા. આરબી અને ફારસી ભાષાના અધ્યયનથી મૂર્તિપુજા ઉપર તેમને સંદેહ થયો અને એકેશ્વર મત તરફ તેમનું લક્ષ ગયું. પછી પટણા અને કાશીમાં જઈ સંસ્કૃત અભ્યાસ કર્યો તથા કુરાનની પણ માહિતી મેળવી. પુરાણો તેમને દંતકથા જેવાં લાગ્યાં તેથી તેમણે ૧૬ વર્ષની ઉમ્મરે 'હિંદુ મૂર્તિપુજા નિષેધક' નામનો ગ્રંથ લખી જાહેર રીતે મૂર્તિપુજાનો ત્યાગ કર્યો. તેથી તેમને ન્યાત બહાર રહેવું પડયું, અને તેના બાપે પણ ગુસ્સે થઇ ઘરમાંથી રજા આપી ! પિતાની ઇતરાજી થવાથી હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં ફરવા માંડયું અને વિવિધ મતપંથોનું અવલોકન કર્યું.

ટિબેટમાં પણ ગયા હતા. તેમની માતાના આગ્રહથી તેમના પિતાએ ઘેર પાછા આવવાનું લખ્યું તેથી તે ઘેર આવ્યા અને ધર્મશાસ્ત્રો સાથે ઇંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. ઇ. સ. ૧૮૦૩ માં તેમના પિતાનો દેહાંત થયો અને ત્યાર બાદ તે રંગપુર કલેકટર ઓફીસમાં શિરસ્તેદાર નિમાયા. નોકરીના વખતમાં પણ વિવિધ ધર્મશાસ્ત્રોનું વાંચન ચાલુ રાખ્યું હતું. ઇ. સ. ૧૮૧૪ માં પોતાના સ્વદેશીઓને સુધારી દેશને સજીવન કરવા સારૂ ધર્મપ્રચાર કરવામાં આયુષ્ય ખર્ચવા નિશ્ચય કરી નોકરી છોડી વેદાંતનું બંગાળી ભાષામાં ભાષાંતર કરી પુસ્તકો છુટથી મફત વહેંચ્યાં, ઉપનિષદોનાં ભાષાંતર બંગાળીમાં છપાવ્યાં અને બાઇબલનો પણ અભ્યાસ કર્યો. ધર્મોન્નતિ થયા સિવાય નિતિ રાજય ઇત્યાદિ કોઇપણ બાબતમાં ચઢતી થતી નથી માટે સર્વથી સહજ સિદ્ધ થાય તેવો ધર્મ સ્થાપવા પ્રયત્ન કર્યો, અને ક્રિશ્ચિયન તથા હિંદુ ધર્મનો પાકો શોધ કરી તેમાંથી કેટલોક ભાગ નિવેડી એક પુસ્તક છપાવ્યું. થોડે થોડે વિચારવંત વિદ્વાનો, અને બાબુ પ્રસન્નકુમાર તથા દ્વારકાંનાથ ટાગોર વિગેરે આબરૂદાર ધનવાનોની મદદ મળવાથી તેમણે સને ૧૮૧૮ માં બ્રહ્મોસમાજની સ્થાપના કરી.

"પરમાત્મા એક છે અને નિરંજન નિરાકાર છે, પરમાત્માથી જીવ ભિન્ન છે, માટે તે જીવે ઇશ્વરની પ્રેમપૂર્વક સ્તુતિ ભક્તિ આચરવી અને સર્વમાં આત્મભાવ સમજવો. મૂર્તિપુજા કરવી નહિ, જાતિભેદ રાખવો નહિ, સમાનતા રાખવી અને નીતિથી ચાલવું." એ પ્રમાણે સિદ્ધાંત ઠરાવી સર્વ જાતના લોકોને આ ધર્મમાં દાખલ થવાથી છુટ મૂકી દર બુધવારે સાંજે સભા ભરી વ્યાખ્યાનોદ્વારા ધર્મ નીતિનો બોધ આપવાની વ્યવસ્થા કરી. તેથી તેમના મતમાં થોડે થોડે લોકોની વૃદ્ધિ થવા લાગી. ૧૮૨૮ માં સતિ થવાનો ચાલ બંધ કરાવવાનો કાયદો થયો તેપણ તેમના પ્રયત્નનું ફળ હતું. ઇ. સ. ૧૮૩૩ માં ઇંગ્લાંડ ગયા અને ત્યાંજ સ્વર્ગવાસી થયા. તેમના પુત્ર રામપ્રસાદે લગ્નવ્યવસ્થા નવી ઠરાવી અને દેવેન્દ્રનાથ ટાગોરે સમાજનું કામ સંભાળી લીધું. ઇ. સ. ૧૮૫૮ માં કેશવચંદ્ર સેન આ મતમાં દાખલ થયો અને તે ૧૮૬૨ માં સમાજનો આચાર્ય નીમાયો. એ બાળલગ્નનો કટ્ટો શત્રુ, પુનર્લગ્નનો હિમાયતિ, પુનર્જન્મ અને જાતિ ભેદને મિથ્યા માનનાર અને મૂર્તિપુજાનો સખત વિરોધી હતો. તેની વ્યાખ્યાન શક્તિ ઘણી ઉત્તમ હતી. સને ૧૮૬૬ માં તેમણે જુદી જુદી જાતનાં સ્ત્રી પુરૂષોનાં લગ્ન કરાવ્યાં અને

વિધવા વિવાહ કરાવવા તે પ્રવૃત્ત થયો, એ વાત દેવેન્દ્રનાથને પસંદ ન પડવાથી સમાજમાં બે ફાંટા પડયા. **આદિ બ્રહ્મોસમાજ અને ભારતવર્ષિય બ્રહ્મોસમાજ.** હવે કેશવચંદ્રે હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં સમાજનો ફેલાવો કરવા મુસાફરી કરવા માંડી. મુંબાઈમાં આવી વ્યાખ્યાનો આપ્યાં હતાં, જેના પરિણામે કેટલાએક હિંદુઓ તેના મતમાં દાખલ થયા અને **પ્રાર્થના સમાજ** સ્થાપી; જે હજુ પણ કાયમ છે અને તેની અમદાવાદ, રાજકોટ અને પુના વિગેરે સ્થળે શાખાઓ પણ છે. સને ૧૮૭૦ માં તે બ્રહ્મોસમાજનો પ્રચાર કરવા ઈંગ્લાંડ ગયો અને ત્યાં જઇને ધર્મ સંબંધી વ્યાખ્યાનો આપી લોકોને છક કરી નાંખ્યા ! પં. મેક્ષમુલરે તેમની મુલાકાત લીધી હતી અને મહારાણીશ્રી વિકટોરિઆએ પણ પોતાના મહેલમાં તેમને વનસ્પતિનું ખાણું આપ્યું હતું. લંડનમાં પણ બ્રહ્મોસમાજની સ્થાપના કરી હતી.

ઈંગ્લાંડથી આવ્યા બાદ સને ૧૮૭૮ માં પોતે પૈગમ્બરી દાવો કરવા લાગ્યો અને બાળલગ્નને ધિક્કારનાર હોવા છતાં પણ તેણે પોતાની ૧૩ વરસની પુત્રીનું લગ્ન કુચબિહારના મહારાજા સાથે કર્યું, તેથી તેનું માન ઘટી ગયું અને **સાધારણ બ્રહ્મોસમાજ** નામની ત્રીજી સમાજ સ્થાપન થઈ. ૧૮૮૪ માં કેશવચંદ્ર સેન મરણ પામ્યો ત્યાર પછી આ પક્ષ નરમ પડયો.

આ સમાજવાળાઓ પુનર્જન્મ અને કર્મ જેવા સિદ્ધાંતોને માનતા નથી, અને પોતાની બુદ્ધિને સત્ય લાગે તેટલાંજ તત્વો વેદાદિ શાસ્ત્રનાં સ્વિકારે છે. આ કારણથી ફક્ત તે પ્રાર્થના કરવાની સમાજ જેવી જ રહી છે. આ મતમાં હાલ ૬ હજાર મનુષ્યો છે.

પ્રાર્થના સમાજના અનુયાયીઓ **સુધારાવાળાને નામે** ઓળખાય છે ! અનિષ્ટકારક રિવાજો જે હિંદુઓમાં ઘર ઘાલી બેઠા છે, તેના તેઓ સખત વિરોધી છે. કેળવણી ઉપર સારો ભાવ રાખે છે, પરંતુ પશ્ચિમની વિદ્યાનો પ્રભાવ તેમના ઉપર પડી ગયો છે, તેથી તેઓ બાળબચ્ચાં અને સ્ત્રીઓને સ્વતંત્ર વિહરવા દે છે ! વિધવા વિવાહની હિમાયત કરે છે અને ગમે તેનું ખાવામાં પ્રતિબંધ માનતા નથી. સામાજિક બંધન બિલકુલ ન રાખવાથી તેમનામાં મોજશોખ અને ફેશનની ફીશીયારી વધી છે; ચહા, કોફી, બિસ્કુટ, બીડી વિગેરે નુકશાનકારક વસ્તુઓનો ઉપયોગ થવા લાગ્યો છે, અને કોઇ કોઇ સ્થળેથી તો અનાચારની

વાતો પણ બહાર આવી છે ! હિંદુ પ્રજાને રૂઢિના પંઝામાંથી છોડાવી પોતાના જેવા કરવા માટે તેઓ ઉપદેશાદિથી પ્રયત્ન કરે છે. બીજાને ઉપદેશ આપવામાં શુરાપુરા છે ખરા, પરંતુ જ્યારે તેમના પગ નીચે રેલો આવે છે ત્યારે તેઓમાંના ઘણાખરા ધીમે રહીને રૂઢિને આધિન થઇ જઇ પોતાના શબ્દો ઉપર પોતેજ પાણી ફેરવતા હોવાથી તેમના ઉપદેશની અસર ઘણી થોડીજ થાય છે. આ સમાજમાંથી વળી ઇ. સ. ૧૯૧૪–૧૫ માં **આર્યન બ્રધરહુડ** નામનો એક ફણગો ફુટેલો છે, તેના અનુયાયી જાહેરમાં જમણ કરી ગમે તે જાતવાળા સાથે ખાવાપીવામાં માન માને છે !

## આર્યસમાજ.

આ સમાજના સ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતિનો જન્મ ઇ. સ. ૧૮૨૪ માં મોરબી રાજ્યના ટંકારા ગામમાં થયો હતો, તેમનું પૂર્વાશ્રમનું નામ મૂળશંકર અને તેમના પિતાજીનું નામ અંબાશંકર હતું, તેઓ જ્ઞાતે ઔદીચ્ય બ્રાહ્મણ હતા. આઠમે વરસે તેમને જનોઈ સંસ્કાર થયા બાદ સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો હતો. એક વખતે તેમના ઘરમાં શિવરાત્રીને દિવસે પુંજા કરી શિવલિંગ ઉપર અક્ષત ચઢાવેલા હતા, તે ઉપર ઉંદરોને દોડાદોડી કરતા જોઇ તેમની મૂર્તિ ઉપરથી આસ્થા ઉઠી ગઇ અને ધર્મના સત્ય સ્વરૂપની ઉત્કંઠાએ **૧૩** વરસની નહાની ઉમ્મરે લાગ જોઈ ઘરમાંથી ચુપ ચુપ પલાયનમ: કર્યું. રસ્તામાં મળતા સાધુ સંતોની સાથે સમાગમ કરતા કરતા સિદ્ધપુર આવ્યા, ત્યાં તેમના પિતા પણ તેને શોધતા શોધતા આવી મળ્યા, તેમણે ગુસ્સે થઇ તેનાં ભગવાં વસ્ત્રો ફાડી નાંખ્યાં અને તુંબડી વિગેરે ફેંકી દેઇ સખત ચોકી પહેરાની દેખરેખ નીચે તેને ઘર તરફ લેઇ જવા લાગ્યા. પરંતુ રસ્તામાં લાગ મળતાં ફરી તેઓ છટકી ગયા. તેમના પિતાએ ઘણી શોધ કરી, પણ પત્તો ન લાગવાથી થાકીને તેઓ કર્મને દોષ દેતા ઘેર ગયા.

કાશીએ જઇ તેમણે બ્રહ્મચારી તરીકે રહી વેદાભ્યાસ શરૂ કર્યો; કેટલાક સમય પછી ચાંદોદમાં સંન્યાસીઓની સભા મળવાની વાત સાંભળી તેઓ ત્યાં આવ્યા અને જ્વાળાપુરી પાસે યોગ વિદ્યા શીખ્યા. પછી પૂર્ણાનંદ સ્વામિએ તેમને સંન્યાસ દીક્ષા આપી દયાનંદ સરસ્વતિ નામ પાડયું; આ વખતે તેમની ઉમ્મર ૨૩ વર્ષની હતી. હવે વિશેષ

જ્ઞાન મેળવવાની અભિલાષાથી મુસાફરી કરવા માંડી. રસ્તામાં વિવિધ મતાનુયાયી અનેક સાધુ સંન્યાસી મળ્યા, પરંતુ તેમના મનનું કોઇ સમાધાન કરી શક્યા નહિ. ફરતા ફરતા તેઓ મથુરાં આવ્યા અને વિરજાનંદ સ્વામિ પાસે સાત વર્ષ રહી વેદ, ભાષ્ય, ન્યાય, નિરૂક્ત, ષટદર્શન અને ઉપનિષદોનો અભ્યાસ તથા વિવિધ મતપંથોના ગ્રંથોનું અવલોકન કરી સારી કુશળતા મેળવી. મુસાફરીના સમયમાં વિવિધ મતાનુયાયી લોકો, આચાર્યો, ઉપદેશકો અને સાધુ સંન્યાસીઓની મુલાકાત થયેલી હતી તેથી મૂર્તિપુજા અને તેના અંગે ચાલતી અનિતિ, અનાચાર, દંભ અને લુચ્ચાઇ તથા જનસમાજમાં ઘર ઘાલી બેઠેલા જાતિભેદ, બાળલગ્ન, પ્રવાસ પ્રાયશ્ચિત વિગેરે હાનીકારક રિવાજો તથા અનહદ અંધશ્રદ્ધા તેમના જોવામાં આવ્યાં હતાં. આ બાબત સ્વામિ વિરજાનંદ સાથે પ્રશ્નોતર થતાં સમજાયું કે **વેદધર્મનો પ્રચાર** થાય નહિ ત્યાં સુધી આર્યોની અવન્નતિ અને અધોગતિ અટકશે નહિ. તેથી તેમની આજ્ઞાથી વેદધર્મનો પ્રચાર કરવા મેદાન પડયા. અને તા. ૧૭–૧૧–૧૮૬૯ ના રોજ કાશીમાં રાજા જયકૃષ્ણના પ્રમુખપણા નીચે ૮૦૦–૯૦૦ પંડિતોની સભામાં વાદવિવાદ ચલાવી મૂર્તિપુજા વેદ વિરૂદ્ધ છે એમ સિદ્ધ કરી વેદધર્મનો પાયો નાંખ્યો. અને **યતોભ્યુદય નિઃશ્રેયસ સિદ્ધિઃ સધર્મઃ** એ વૈશેષિક દર્શનમાં જણાવેલ ધર્મ સ્વરૂપને લક્ષમાં રાખી વેદ વિરૂદ્ધ ફેલાયલા અનિષ્ટ રિવાજો અને મત મતાંતર રૂપિ મોહજાળ તોડી આર્યોન્નતિ કરવા માટે સર્વને **વેદધર્મના** છત્ર **નીચે** લાવવા કમ્મર બાંધી નીચે પ્રમાણે ઉપદેશ આપવા માંડયો. "પરમાત્મા નિરાકાર અને સર્વ વ્યાપક છે, તે અવતાર લેતો નથી. મૂર્તિપુજા ખોટી છે. જીવ અને ઇશ્વર જુદા છે. બાળલગ્ન કરવાં એ પાપ છે. બ્રહ્મચર્ય પાળવુ એજ ઉન્નતિનું મૂળ છે. યજ્ઞાદિ ઇષ્ટ છે. પુનર્જન્મ છે. ગુણ કર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા ગણવી જોઇએ. મોક્ષ માટે વેદકાળ પ્રમાણે કર્મ, જ્ઞાન અને ભક્તિ થવી જોઇએ. વર્ણાશ્રમ પ્રમાણે વર્તણુંક રાખવી અને નિત્યકર્મ તથા સોળે સંસ્કાર દ્વિજ માત્રે કરવા જોઇએ. પુનર્વિવાહ ઇષ્ટ નથી, જેને મન કબજે ન રહે તેણે આપદ્ધર્મ સમજી [1]નિયોગ કરવામાં હરકત નથી, પરંતુ એ રીત પણ પસંદ કરવા

---

૧. ૠગ્વેદમાં નિયોગનું વિધાન છે. અને છેક પુરાણકાળની શરૂઆત સુધી એ રિવાજ પૃથ્વિના દરેક ભાગમાં અને દરેક જાતમાં પ્રચલિત હતો. (જુઓ

લાયક તો નથીજ. યજ્ઞમાં પશુ હિંસાનું વિધાન નથી. મદ્ય, માંસ અથવા હરકોઇ નીશાવાળી ચીજ વાપરનાર પતિત થાય છે. પુરાણોમાં અસં-ભવિત, અને વેદ વિરૂદ્ધ વાતો હોવાથી તે સ્વીકારવાં નહિ. સર્વ સત્ય વિદ્યાનું અને ધર્મનું મૂળ વેદ છે માટે તેજ માનનિય છે. મનુ મહારાજે ગણાવેલાં ધર્મનાં દશ લક્ષણ ધ્યાનમાં લેઈ તે પ્રમાણે વર્તણુક સુધારવી જોઇએ. અને વેદવિરૂદ્ધ જે હાનિકારક રિવાજ છે તેને તાબે રહેવું નહિ. કન્યાવિક્રય કરનાર પાપી છે. અને ટુંકામાં વેદની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ પરમ ધર્મ છે." સમાજના[2] ઠરાવેલા ૧૦ નિયમો કબુલ કરનાર ગમે તે જાતિનો હોય તોપણ યોગ્ય શુદ્ધિ સંસ્કાર કરાવે તો સમાજમાં દાખલ થઇ શકશે. આધુનિક કેળવણી ખામીવાળી છે માટે પ્રાચિન પદ્ધતિ પ્રમાણે ગુરૂકુળો સ્થાપી, વિદ્યાર્થીઓને બ્રહ્મચર્ય પળાવી તેમને વ્યહારિક, ઔદ્યોગિક અને ધાર્મિક કેળવણી આપવી જોઇએ. આ

---

એન. સાઇકિલો પીડીયા બ્રિટાનિકા આ૦ ૧૧ પૃ૦ ૫૧૧) પરંતુ લોકો ઇંદ્રિયસુખની લાલસાવાળા થતા જતા હોવાથી વ્યભિચાર અને અનાચારનો પ્રચાર વધતો જશે, એવા ભયથી ભારતના પુરાણકાળના પંડિતોએ એ રિવાજ બંધ પાડવા પ્રયત્ન કર્યો હતો. તોપણ હજુ કેટલીક જાતમાં એ રિવાજ ચાલુ છે અને તેને 'દિયરવટુ' કહેવામાં આવે છે.

૨. દશ નિયમો આ પ્રમાણે છે. (૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે. (૨) ઇશ્વર સચ્ચિ-દાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે, એની ઉપાસના કરવી, યોગ્ય છે. (૩) વેદ સત્યવિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું ભણાવવું, અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમધર્મ છે. (૪) સત્યનું ગ્રહણ કર-વામાં અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ. (૫) સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય તથા અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ. (૬) સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. અર્થાત્ શારિરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી. (૭) સર્વ સાથે પ્રિતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ. (૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ. (૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ. પરંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ. (૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

તેમના મુખ્ય સિદ્ધાંતોથી સ્પષ્ટ થાય છે કે **આર્યાભિમાન** એજ **બીજ** વેદ ઉપર **આસ્તા** એજ **શક્તિ**, અને એ બંનેથી લોકોનું **ઐકય** **કરીને** પૂર્વના આર્યોની **મહાલક્ષ્મી** પ્રાપ્ત કરવી એજ **શ્રેષ્ટત્વ**—આ મહર્ષિ દયાનંદનો **મુદ્રાલેખ** હતો.

તેમણે હવે હિંદુસ્તાનના દરેક ભાગમાં ફરી જોરશોરથી ધર્મપ્રચાર કરવા માંડયો. દરેક મતપંથવાળાઓ સાથે વાદવિવાદ ચલાવી તેમની પોલ ઉઘાડી પાડી વેદનેજ શ્રેષ્ટ સિદ્ધ કરવા લાગ્યા. તા. ૧–૩–૧૮૭૫ ના રોજ મુંબાઇમાં આર્યસમાજની સ્થાપના કરી સત્યાર્થ પ્રકાશ અને વેદોનું ભાષ્ય લખવાનું શરૂ કર્યું અને તે સાથે પુના, સંયુક્ત પ્રાંતો અને પંજાબ વિગેરે હિંદના દરેક ભાગમાં જઈ ભાષણો કરી આર્યસમાજોની સ્થાપના કરવા લાગ્યા. સને ૧૮૭૭ માં ચાંદાપુરમાં સર્વ ધર્મ પંથવાળાઓની સભામાં વાદવિવાદ ચલાવી દરેકના સડા ઉઘાડા પાડયા. ૧૮૭૮ માં ન્યુયોર્કની થીઓસોફીકલ સોસાઇટી સાથે પત્ર વ્યવહાર થયો અને તેના અગ્રેસરોએ સહરાનપુર આવી તેમની મુલાકાત લેઇ સાથે રહી કામ શરૂ કર્યું; પરંતુ મતભેદ થતાં તેઓ છુટા પડી ગયા. ત્યાંથી રાજપુતાનામાં જઇ રાજાઓને ઉપદેશ કરી દરબારમાં થતા વેશ્યાના નાચ બંધ કરાવ્યા. છેવટે જોધપુરાધિશના આમંત્રણથી ત્યાં ગયા અને ચાર માસ સુધી વિવિધ વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યાં. જેમનું મૂર્તિપુજાને લીધે ગુજરાન ચાલતું હતું, તેઓ તો સ્વામિના વિરૂદ્ધી થઇ ગયેલાજ હતા અને તે લોકોમાંથી કેટલાએકે તો તેમને મારી નાંખવા તથા ફસાવવા પ્રયત્ન કર્યા હતા, પરંતુ ઇશ્વર કૃપાથી સઘળે ઠેકાણે તેઓ બચી ગયા હતા. સ્વામિના વાકય પ્રહારની અસરથી જોધપુરાધિશે નન્નીજાન નામની વેશ્યાને કાઢી મૂકી, તેથી પોતાના પેટ ઉપર પાટુ મારનાર સંન્યાસીનો વિનાશ કરવાની દુષ્ટબુદ્ધિ તેને સુઝી; તેમાં વળી મૂર્તિપુજક વિરોધીઓની સહાયતા મળી એટલે પુછવુંજ શું ? તેણે સ્વામિના રસોઇઆને લાલચ આપી દુધમાં સાકરને બદલે કાચની બારિક ભૂકી નંખાવી તેમને પીવરાવ્યું. મહર્ષિને પાછળથી ખબર પડી, જેથી આબુ જઇ દવા કરાવી, પરંતુ કાંઇ ફાયદો થયો નહિ, અને અજમેર ગયા ત્યાંજ સંવત ૧૯૩૯ ના દીવાળીના શુભ દિવસે આર્યોન્નતિ ઇચ્છનાર–તે માટે ભગિરથ પ્રયત્ન કરનાર—**આર્યાવૃત્તનો ભાનુ** અસ્ત થયો. આ પ્રમાણે દેશના દરેક ભાગમાં

ફરી વ્યાખ્યાનો અને ઉપદેશોથી મતમતાંતર રૂપિ જાળને તોડીને વેદને પુનઃજીવન આપી સત્યનો પ્રકાશ કરવામાં પ્રાણાર્પણ કરી તેમણે અક્ષય કિર્તિ મેળવેલી છે. જોકે જનસમાજમાં લાંબા સમયથી જડ ઘાલી બેઠેલા મૂર્તિપુજા વિગેરે સંસ્કારોને લીધે તથા મૂર્તિપુજાજ જેઓનું ગુજરાનનું સાધન છે તેઓની ઉશ્કેરણી અને એવાંજ બીજાં કારણોથી લોકો તેમની વિરૂદ્ધ હતા, તેથી તેઓ જોઇએ તેવી ફતેહ મેળવી શકયા નથી—તેમની સંસ્થામાં બુદ્ધિમાન વિચારકો સિવાય વધુ માણસો જોડાયા નથી; તોપણ જે જોડાયા છે તેમણે ઘણુંજ ઉત્તમ કામ બજાવેલું છે. અને કેળવણીનો સારો પ્રચાર થતાં લોકોમાં વિચાર બુદ્ધિ જાગૃત થઇ સત્યાસત્યનું તોલન કરવાની શકિત આવશે ત્યારે આ સમાજ વધુ ફત્તેહ મેળવશે, એમ ભાસે છે.

આ સમાજની સ્થાપનાથી લોકોમાં ધર્મબુદ્ધિ અને વિચારશક્તિ જાગૃત થઇ છે. ઇંગ્રેજી ભણેલાઓની વેદ ઉપરથી આસ્થા ઉઠી ગઇ હતી, તેઓ વેદને માનતા અને સ્વધર્મને પાળતા થયા છે. પરધર્મમાં જતા લોકો અટકી પડયા છે. પરધર્મમાં દાખલ થઇ ગયેલાઓને શુદ્ધિસંસ્કાર કરી આર્ય ધર્મમાં લાવવા પ્રયત્ન થયો છે. ગૌરક્ષણી સભાઓ અને અનાથાશ્રમો સ્થાપાયાં છે. બાળલગ્નાદિ હાનિકારક રિવાજોનું જોર દિવસે દિવસે કમી થવા લાગ્યું છે, અને લગ્નોમાં થતો રંડીઓનો નાચ બંધ થયો છે. તેમના વાકય પ્રહારોથી દરેક આચાર્યોને જાગૃત થઇ શાસ્ત્રોનો અભ્યાસ કરવાની અને તેમનું અનુકરણ કરવાની ફરજ પડી છે.

હજુ આર્યસમાજે ઘણાં કામ કરવાનાં બાકી છે. [1]વેદભાષ્યનું

---

૧ મહર્ષિએ નિરૂક્તના આધારે વેદભાષ્ય કરેલું છે, છતાં પણ પુરાણોક્ત સંસ્કારવાળા વિદ્વાનો, સુધારા ઉપર વેદનું પ્રાધાન્ય સ્થાપવા તેમણે વેદ સંગતિઓને આમ તેમ ગોઠવી બુદ્ધિવિલાસ કર્યો છે,' એમ જણાવી **येनकेन प्रकारन** ઉડાવવા પ્રયત્ન કરે છે ! એ પણ તેમની બુદ્ધિની બલીહારીજ છે !!! સત્ય શોધક બાબુ અરવિંદઘોષ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ' મહર્ષિ દયાનંદની પ્રતિષ્ઠા તો જરૂર કરવી જ પડશે, કારણ કે તેઓ સહુથી પહેલાજ મનુષ્ય હતા કે જેમણે વેદની ખરી કુંચી દેખાડી છે. મિથ્યા વિચારોની ગરબડ તથા અંધકારવાળા સમયમાં તેઓજ જ્ઞાનચક્ષુવાળા હતા કે જે સત્યત્તાને જોઇ શકયા. જે બંધનોએ સમયથી સત્યને રોકી રાખી દરવાજા બંધ કર્યા હતા, તે બંધનોને તોડવાની કુંચી પ્રાપ્ત કરી તેમણે દરવાજા ખુલ્લા કર્યા અને સત્યને પ્રકાશમાં આણ્યું છે.

કામ અધુરૂં રહેલું છે તે પુરૂં કરવાની તજવીજ થવી જોઇએ. કેટલાએક ફક્ત નામના સમાજી થઇ નાહક ખંડનની વાતો બકી વિરોધભાવ વધારતા જણાય છે, તેમ થવું ન જોઇએ; પણ મહર્ષિની આજ્ઞાઓ પ્રમાણે જે દરરોજ પંચમહાયજ્ઞાદિ નિત્ય કર્મ કરતો હોય, સંસ્કારાદિ વિધિ પાળતો હોય અને સમાજના સિદ્ધાંતોને ચુસ્ત રીતે વળગી રહેતો હોય તેવાઓનેજ સમાજમાં દાખલ કરવા જોઇએ. કેટલાએક સમાજીષ્ટો પુનર્લગ્નની હિમાયત કરતા જણાય છે અને આય ન ખ્રષ્ટરહુડની સંગતથી ગમે તેનું ખાવાપીવામાં પ્રતિબંધ માનતા નથી, તે સમાજના નિયમોથી વિરૂદ્ધ હોવાથી તેનો પક્ષ કરવો ન જોઇએ. સમાજીષ્ટોને તેમની જ્ઞાતિ તરફથી કનડગત કરવામાં આવતી હોય તેમ જણાય છે, માટે ગુણકર્માનુસારે જાતિ બંધારણ અમલમાં લાવી સમાજીષ્ટોમાંજ લગ્નાદિ વ્યવહાર શરૂ કરવો જોઇએ; કે જેથી જ્ઞાતિઓની શુદ્ધ પણ ઠેકાણે આવે.

હાલમાં આ સંસ્થાના અનુયાયી ૩ લાખને અંદાજે છે, અને તેમાં દિવસે દિવસે વધારો થતો જાય છે. ઘણાક અન્ય મતાનુયાયીઓ પણ આ સંસ્થા પ્રત્યે માનની નજરે જુવે છે, કેટલાએક તેમના સિદ્ધાંતને અંતઃકરણપૂર્વક સ્વિકારે છે; પરંતુ જ્ઞાતિઓના જહાંગિરિ દોરને લીધે ખુલ્લી રીતે સમાજમાં દાખલ થતા નથી.

આ સમાજમાં પણ પંજાબ તરફ માંસપાર્ટી અને અન્નપાર્ટી એવા બે ભેદ છે. માંસ ખાનાર આર્ય ગણાયજ નહિં છતાં શા માટે તેમને આર્ય ગણવામાં આવે છે ? તે સમજાતું નથી.

ગુણ કર્માનુસારે જાતિ વ્યવસ્થાની ગોઠવણ કરવા સારૂ થોડા સમયથી મુંબાઈમાં આર્યમંડળ નામની સંસ્થા સ્થાપન થયેલી છે, પરંતુ તેનું કાંઈપણ કાર્ય વ્યવહારિક રીતે પ્રસિદ્ધિમાં આવેલું જણાતું નથી !

## [1]સત્યશોધક સમાજ.

આ સમાજના સ્થાપક જ્યોતિરાવ ફુલેનો જન્મ ઈ. સ. ૧૮૨૭ માં થયો હતો. દેશમાં ધર્મની વિવિધ જાતની ફેલાયલી મતજાળ અને ધર્મના નામે પ્રજા ઉપર થતો જુલમ વિગેરે જોઇ તેમણે ઇ. સ. ૧૮૬૮

૧ ગુજરાતના પંચમહાલ જીલ્લામાં આ નામની એક સમાજ છે તે આર્યસમાજની શાખા છે. આ સમાજની નથી.

માં પુનામાં આ સમાજની સ્થાપના કરી ઠરાવ્યું કે " પરમેશ્વર નિરાકાર છે, તેની ભક્તિથીજ મોક્ષ મળે છે. તે અવતાર લેતો નથી અને મૂર્તિપુજા નકામી છે. વેદ પુરાણાદિ સ્વાર્થી લોકોએ પોતાના સ્વાર્થ માટે બનાવ્યાં છે તેને માનવાં નહિ, પણ બુદ્ધિને સત્ય જણાય તેટલો ભાગ તેનો માનવો, જાતિભેદ નકામો છે, કોઇ ઉંચ નીચ નથી, માટે દરેક સાથે ભ્રાતૃભાવથી રહેવું અને અરસપરસ વિવાહ સંબંધ કરવો. ધર્મક્રિયા પણ અરસપરસ હાથેજ કરી લેવી. " ધાર્મિક ગુલામગિરિ નામનું પુસ્તક તેમણે બનાવેલું છે અને એ સિવાય ધાર્મિક ક્રિયાની વિધિનું પુસ્તક સમાજે બહાર પાડયું છે. આ સમાજના અનુયાયીઓ મહારાષ્ટ અને વરાડમાં છે.

## દેવસમાજ.

આ નામની એક સંસ્થા પંજાબમાં છે, અને લાહોરમાં તેનું મુખ્ય સ્થળ છે. તેનાં મૂળતત્વો બ્રહ્મોસમાજને લગભગ મળતાં છે.

## રામકૃષ્ણ મિશન.

કલકત્તામાં પરમહંસ રામકૃષ્ણદેવ નામે એક યોગી થઇ ગયા. તેમનો જન્મ તા. ૨૦-૨-૧૮૩૩ માં કામાપુકર ગામમાં થયો હતો. તેમના શિષ્ય વર્ગે આ મિશનની સ્થાપના કરી છે. એ સ્વામિનું જીવન ચરિત્ર ઘણું ચમત્કારિક છે. દશ વર્ષની નાની ઉમરથીજ તેમનામાં ધર્માનુરાગનાં લક્ષણો પ્રકટયાં હતાં, અને કોઈ યોગી કે સંન્યાસીને જોતા તો તેઓ તેની પાસે જઇને બેસતા. તેઓ કોઇ ખાસ ધર્મ પાળતા નહોતા. કોઇ વખત કાળીનું ભજન કરતા, કોઇ વખત અલ્લાનો જપ કરતા, કોઈ વખત હનુમાનની પેઠે પુંજડું ધારણ કરી રામ રામ કહેતા તો કોઇ વખતે સ્ત્રીનો વેશ ધારણ કરી ભૈરવની પુજા કરતા અને સર્વ સ્ત્રીઓને ભગવતી સમજી નમસ્કાર કરતા. તેઓ કામ દામથી બિલકુલ વિરક્ત હતા. અને ભજન કરતાં કરતાં સમાધિષ્ટ થઇ જતા. કોઇને ઉપદેશ આપતા નહિ તેમ કોઇ સભામાં હાજર પણ રહેતા નહિ. મતલબ કે કોઇ પણ જાતની પરવા રાખ્યા સિવાય રાત્રી દિવસ ઇશ્વર ભજનમાંજ નિમગ્ન રહેતા હતા. તેઓ બિલકુલ ભણેલા નહોતા, તોપણ કહેવાય છે કે તેઓ ભજન કરતા કરતા પ્રમતાવસ્થામાં આવી જતા ત્યારે કોઇ કોઇ વખત ગંભીર ગુઢ અધ્યાત્મિક વાકયો કહીને સર્વને અજાયબીમાં

ગર્ક કરી દેતા ! તેમની આવી ભક્તિ જોઇને ઘણા માણસો તેમને ગુરૂ તરીકે માનતા હતા. પરમહંસની તબીયતમાં એકાએક બિગાડો થવાથી તેમણે પોતાના ઉપદેશનું શિક્ષણ ફેલાવવા સારૂ પોતાના શિષ્યોમાંથી ૨૦ બાહોશ કેળવાયલા ગૃહસ્થોને દિક્ષા આપી હતી. તેમાં નરેન્દ્રનાથ બી. એ. મુખ્ય હતા. તેમણે ૨૩ વર્ષની ઉમ્મરે ગુરૂ પાસેથી સંન્યસ્ત દીક્ષા લેઇ વિવેકાનંદ નામ ધારણ કર્યું હતું. તે પછી થોડી મુદતમાં પરમહંસ સ્વધામ પધાર્યા. પછી તેમના ૨૦ શિષ્યોએ ધર્મચર્ચાનો ઝુંડો ઉઠાવ્યો, તેમાં સ્વામિ વિવેકાનંદ મૂખ્ય અગ્રેસર હતા. તેમણે કલકત્તામાં બરાનગરની પાસે આલમબજારમાં એક એકાંત જગ્યાએ મઠ સ્થાપી ત્યાં નિરંતર ધર્મ સંબંધી ચર્ચા કરવાનું રાખ્યું. સ્વામિ વિવેકાનંદે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી ઠેકઠેકાણે વ્યાખ્યાન આપી સારી કીર્તિ મેળવી હતી. અમેરિકામાં તેમણે જુદે જુદે ઠેકાણે ફરીને સુમારે એક હજાર ભાષણો આપ્યાં હતાં અને વેદાંત સોસાઇટી સ્થાપી લાખો લોકોને આર્ય ધર્મ પાળતા કર્યા હતા. આ મિશનનો મુખ્ય ધર્મ સિદ્ધાંત એવો છે કેઃ—"જ્ઞાન દાન કરવામાં અધીરા થાવ નહિ. પ્રથમ જ્ઞાન સંપાદન કરો. ઇશ્વરના રૂપ તથા ગુણના વિતણ્ડાવાદમાં ન પડો. ઇશ્વરને ભજો. તેના મ્હોં આગળ તમારૂં હૃદય ખોલો એટલે દૈવી પ્રકાશ તમને પાવન કરશે. મતમતાંતરો અને દેવળ દહેરાંની ઝાઝી દરકાર ન કરો, એની કાંઇ કીમ્મત નથી. કીમ્મતી વસ્તુ તો મનુષ્યમાં સત્‌નું તત્વ છે. જે પ્રમાણમાં તે મેળવી શકે તે પ્રમાણમાં તે સારો. પ્રથમ તે સંપાદન કરો. કોઇની ટીકા કરતા નહિ, કારણ દરેક મતમતાંતરોમાં કાંઇક સારૂં તો હોય છેજ. ધર્મ એટલે ફક્ત શબ્દ, નામ અથવા ભિન્ન મતોનાં તડાં નથી પણ અધ્યાત્મિક સ્થિતિ સંપાદન કરવી તે છે એવું તમારા જીવન પરથી બતાવી આપો." એ તેમના ઉપદેશનું મુખ્ય તત્વ છે. આર્ય ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓ પાળવી એ તેમનો સિદ્ધાંત છે. આશરે ૨૦૦૦૦ માણસો આ સંપ્રદાયના અનુયાયી આ દેશમાં છે. કાશીમાં રામકૃષ્ણ સેવાશ્રમ અને પાઠશાળા આ સંપ્રદાયની છે.

## સ્વામિ રામતિર્થનો વૈદિક મત.

પંજાબમાં આવેલા ગુજરાનવાળા જીલ્લાના એક નાના ગામમાં એક અતિ ગરીબ બ્રાહ્મણને ત્યાં ઈ. સ. ૧૮૭૩ માં સ્વામિ રામતિર્થનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ હિરાનંદ હતું. જન્મ પછી ત્રીજે

દિવસે તેમની માતા સ્વર્ગવાસ થયાં હતાં. નાનપણુથીજ તેમને વિદ્યાનો રાગ એટલે સુધી હતો કે રાતના બાર વાગ્યા સુધી તેઓ વાંચતા અને તેલ સારૂ અન્ન પણ વેચી નાંખતા. ૨૦ મે વરસે એમ. એ. થયા હતા અને ચાર વર્ષ પછી પ્રોફેસર થયા. સને ૧૮૯૮ ના અંત પછી એક વરસ અરણ્યમાં એકાંત જીવન ગાળી તૃષ્ણાનો ત્યાગ કરી ૨૬ મે વર્ષે સન્યાસી થયા. ઇરાનના સુફી મતવાળાઓની સાહિત્ય પ્રસાદીનું તેમણે ઉડું અધ્યયન કર્યું હતું. હિંદી, ઉરદુ અને પંજાબી કવિઓના કાવ્યોની માધુર્યતા અને રસ પણ તેમણે થોડો પીધો નહોતો. અમેરિકાના સોલ્જરોની સાથે ૪૦ મૈલ પગે દોડવાની સરત તેઓ સહેલાઈથી જીત્યા હતા. અને ગંગોતરી, જન્મોતરી તથા બદ્રિનારાયણનાં હીમથી ઢંકાયલાં ગિરિશૃંગ ઉપર માત્ર એક ધાબળી અને સાધારણ વસ્ત્ર સાથે પ્રવાસ કર્યો હતો. તેઓ કહેતા કે અનુભવ સિદ્ધ ધર્મ હું માનું છું. ટોકીયો ઇમ્પીરીઅલ યુનિવરસિટીના સંસ્કૃત અને તત્વ જ્ઞાનના આચાર્ય શ્રીયુત ડૉ. ટાકા કયુસુએ લખ્યું છે કે સ્વામિ રામતિર્થ જેવો પુરૂષ જીંદગીમાં મેં જોયો નથી. તેમણે અમેરિકા, જાપાન, ઇંગ્લાંડ વિગેરે સ્થળે ભાષણો આપી હિંદુધર્મની બાબતમાં ત્યાંના લોકોને વ્યાખ્યાનદ્વારે બોધ આપ્યો હતો. જેના પરિણામે કેટલાક લોકો ત્યાં તેમના શિષ્યો થયા હતા. અમેરિકામાંથી હિંદુસ્તાન પાછા આવતાં ઇજીપ્તની મસીદમાં મુસલમાનો સમક્ષ ફારસીમાં તેમણે ભાષણ આપ્યું હતું. તેહરી ગઢવાળની પાસે એક દિવસે ગંગામાં સ્નાન કરતાં પગ લપસી જવાથી તેમનો દેહાંત થયો હતો. એમણે આપેલા અનુભવી ઉપદેશની હકીકતનાં પુસ્તક છપાયલાં છે અને તે ઘણા લોકો ઉમંગથી વાંચે છે. એમણે ખાસ કોઇ મત સ્થાપવાનો પ્રયાસ કર્યો નથી. તોપણ તેમના તરફ પૂજ્ય બુદ્ધિ રાખનારાઓએ હરિદ્વારથી દોઢ મૈલ ઉપર રામઆશ્રમ નામનું એક વાંચનાલય ખોલેલું છે અને ત્યાં તીર્થ યાત્રા કરતાં આવી ચઢતા સાધુ સંન્યાસી વિગેરેને ભોજન આપવાનો પ્રબંધ કરેલો છે.

## શ્રેયસાધક અધિકારી વર્ગ.

ગુજરાતના નાગર બ્રાહ્મણ શ્રીમાન [1] નરસિંહાચાર્યે વિ. સ. ૧૯૩૮ માં વડોદરામાં આ ધાર્મિક સંસ્થાની સ્થાપના કરી હતી, જેમાં વિદ્વાન વર્ગના માણસો પણ દાખલ થયેલા છે. આ પંથવાળા મૂર્તિપુંજા અને

જાતિભેદ માને છે. ઇશ્વર અવતાર લેછે એમ સ્વિકારે છે. પ્રાણાયમાદિ યોગ શાસ્ત્ર ઉપર વધુ ભાવ રાખે છે, અને તેથી સિદ્ધિ મળવાનું પણ માને છે. જુના વિચારોને તે પુષ્ટિ આપે છે અને પુરાણોની હકીકતોને અધ્યાત્મ રીતે ગોઠવી તે શ્રેય કરનાર છે એમ સિદ્ધ કરવા મથે છે. જનોઇ પહેરે છે. નવા વિચારો જેને સુધારો કહેવામાં આવે છે તેને તે સ્વિકારતા નથી, પણ તેના તેઓ સખત વિરોધી માલુમ પડે છે. તત્વજ્ઞાનને મુખ્ય ગણે છે. નરસિંહાચાર્યને ભગવાન કહેતા અને હાલમાં તેમના પુત્ર ઉપેન્દ્રને પણ ભગવાન કહે છે. નરસિંહ ચતુર્દશી તથા ગુરૂપુર્ણિમાને દિવસે મોટા સંમારંભ કરે છે; તે વખતે આ મતના તમામ માણસો એકજ જગ્યાએ એકઠા થઇ ધર્મક્રિયા કરે છે. આ વર્ગ તરફથી પ્રાતઃકાળ વિગેરે ૫-૬ માસિકો બહાર પડે છે, તેમાં મુમુક્ષોને વિચારવા યોગ્ય ધર્મજ્ઞાનનો બોધ હોય છે. લગભગ ૨૦૦૦ માણસો આ વર્ગના અનુયાયી છે, અને તેમનામાં પરસપરસ ભ્રાતૃભાવ ઘણો સારો જણાય છે. ભક્તિથી મુક્તિ માને છે.

## પ્રિયતમ ધર્મસભા.

આ સભાના સ્થાપક લારખાનાના સારસ્વત બ્રાહ્મણ પ્રિયતમનો જન્મ વિ. સ. ૧૯૨૦ માં થયો હતો, તેમણે સંવત ૧૯૪૩ ના અરશામાં ઉપરના નામની એક ધર્મસભા સિંધમાં આવેલા શિકારપુરમાં સ્થાપન કરી તેમાં દાખલ થનારને માટે ૧૪ નિયમો ઠરાવ્યા છે (૧) રામનામનું સ્મરણ કરવું (૨) વિદ્યા ભણવી અને ભણાવવી (૩) દેશને સુધારવાનો પ્રયત્ન કરવો (૪) વિધિપૂર્વક શ્રાદ્ધ અને તૃપણ કરવાં (૫) માદક પદાર્થો અને માંસાદિ અશુદ્ધ પદાર્થોનો ત્યાગ કરવો (૬) સત્ય બોલવું (૭) શ્રદ્ધાથી મૂર્તિપુંજા કરવી (૮) બાળ વિવાહ ન કરવો (૯) વેદ અને પુરાણ વિગેરે હિંદુ શાસ્ત્રોને માનવાં (૧૦) ચોરી વિગેરે ગૃહિત કાર્યો ન કરવાં (૧૧) વિધવાઓ પાસે બ્રહ્મચર્ય પળાવવું (૧૨) આપણા જેવું સુખ દુઃખ સર્વનું સમજવું (૧૩) સારી વાતોનો પ્રચાર કરવો અને (૧૪) કોઇ પણ કામ યુક્તિ અને સૃષ્ટિ વિરૂદ્ધ ન કરવું. એ તેમના

---

૧. પ્રાચીન સમયનાં પ્રસ્થાનત્રય ( વેદ, ઉપનિષદ અને ગીતા) ઉપર ભાષ્ય કરનાર આચાર્ય ગણાતા. પરંતુ એ ત્રણમાંથી એક પણ ગ્રંથનું ભાષ્ય નહિ કર્યાં છતાં પણ નરસિંહાચાર્યને આચાર્ય અને " ભગવાન " પણ ગણવામાં આવે છે !

મુખ્ય નિયમો છે. હિંદુ માત્રને આ પંથમાં દાખલ થવાની છૂટ રાખેલી છે. આ ધર્મસભામાં દાખલ થનાર પાસે વરસ દિવસે અમુક ફી ઠરાવેલી છે અને ચુંટણીનું ધોરણ રાખી સભાના મેમ્બરોમાંથી ૧૮ ગૃહસ્થોને ચુંટી કાઢી તેમને ધર્મસભાના દરેક કાર્યની વ્યવસ્થા કરવાનું સોંપવામાં આવે છે. અને વરસમાં એક વખત ચુંટણી થાય છે. આ સભા તરફથી એક સ્કુલ, એક કન્યાશાળા, એક ગૌશાળા, એક લાયબ્રેરી વિગેરે ચલાવવામાં આવે છે. આ સભામાં શિકારપુર અને તેની આજુ બાજુના જિલ્લાઓમાં મળી લગભગ ૨૦૦૦ માણસો દાખલ થયેલા છે

## થીઓસોફીકલ સોસાઈટી.

રૂશિઆમાં કોઇ અમીરી કુટુંબની એક બાળા મેડમ બ્લેવેટસ્કીને સંસાર સંયોગે કોકેસસ તરફ રહેવાનું થતાં તેને કોઇ જ્ઞાનસ્થ મહાત્માનો સહવાસ સાતેક વરસ સુધી રહ્યો હતો. એટલો સમય તે ગુપ્ત થયેલી મનાતી હતી. પાછી આવ્યા પછી તેને અમેરિકા જવા આજ્ઞા થવાથી તે અમેરિકા ગઇ હતી. આ સમયે ત્યાં પ્રેતવાહનની વાત ધમધોકારે ચાલતી હતી. તેની તપાસ માટે કરનલ આલ્કોટ નામે ગૃહસ્થ ગયો હતો. ત્યાં તેમની મેડમ બ્લેવેટસ્કી સાથે મુલાકાત થતાં તેણે કર્નલને સમજાવ્યું કે ખરી યોગ સિદ્ધિ આગળ આ વાતો તદન નિર્માલ્ય છે. તેથી એ બંન્ને જણે મળી આત્મવિદ્યાની શોધ માટે ન્યુયોર્કમાં સને ૧૮૭૫ માં થીઓસોફીકલ સોસાઇટી સ્થાપન કરી. વધુ તપાસ કરતાં તેમને માલૂમ પડયું કે આર્યધર્મમાં આ વિષે જેટલું રહસ્ય છે તેટલું બીજે કોઈ સ્થળે નથી, માટે તેમણે સને ૧૮૭૮ માં આર્યસમાજના સ્થાપક મહર્ષિ સ્વામી દયાનંદ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. સ્વામિશ્રીએ તેમને જવાબરૂપે લખેલા પત્રમાં આપેલા બોધથી આનંદ પામી તા. ૨૨–૫–૧૮૭૮ ના રોજ સોસાઈટીની સભાના અધિવેશનમાં તેની યૂરોપ, અમેરિકા, વિગેરેની શાખાઓ માટે સ્વામિને આચાર્ય સંસ્થાપક અને સરદાર માનવા બાબતનો ઠરાવ પસાર કર્યો હતો. પછી અધ્યાત્મ વિદ્યાની વિશેષ માહિતિ મેળવવા માટે તે બંને જણ પોતાની માલમિલકત તજી આ દેશમાં આવ્યાં અને સ્વામિશ્રીની સાથે રહીને ધર્મના સત્ય સ્વરૂપનો લોકોને ઉપદેશ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી સાથે રહી ધર્મપ્રચાર કરવા માંડયો; પરંતુ અવતારવાદ અને મહાત્માને મેળાપ વિગેરે બાબતમાં સ્વામીશ્રી તેમને મળતા ન થવાથી તેમણે

મદ્રાસના અદિયારમાં સોસાઇટીનું મૂખ્ય સ્થળ રાખી અલગ રહીને ધર્મ પ્રચાર કરવા માંડયો.

(૧) સર્વને આત્મવત્ ગણી ભ્રાતુભાવ રાખવો (૨) સર્વ ધર્મ એકજ પરમધર્મનાં રૂપાંતર હોવાથી મૂળ એક ધર્મ કેવો હશે તેના રૂપ વિશે વિચાર કરી સર્વમયતા ગ્રહણ કરવી અને (૩) બ્રહ્માંડમાં અધ્યાત્મિક રહસ્ય શું છે ને પિંડમાં તેનો કેટલો પ્રભાવ છે એનો અભ્યાસ કરવો એટલી વાત કબુલ કરનાર ગમે તે ધર્મ કે આચાર પાળવા છતાં દાખલ થઈ શકશે એવું ઠરાવ્યું. કોઈ પણ ધર્મ, મતપંથ કે સુધારા વિગેરે ઉપર ભાવ કે દ્વેષ નહિ રાખતાં સત્ય માત્રને શોધતાં જે યોગ્ય હોય તે ગૃહણ કરવા તત્પર રહેવું એજ આ સોસાઇટીના અનુયાયીઓનું કર્ત્તવ્ય છે, તેથી સોસાઇટીના અનુયાયીઓ તમામ પ્રાચિન અર્વાચીન ધર્મ અને સાયન્સનો સૂક્ષ્મ અભ્યાસ કરે છે. આર્ય ધર્મનીજ આ સોસાઇટી મહત્તા સ્વિકારે છે ખરી, પણ તેથી બીજા ધર્મનાં તત્વો તદ્દન ખોટાં છે એમ ગણતા નથી, અને તેને પણ યુક્તિ પ્રયુક્તિથી આર્યધર્મનાં તત્વો સાથે બંધ બેસાડી સર્વ ધર્મની એકતા બતાવવા પ્રયત્ન કરે છે. આ સોસાઇટીના પેટામાં એક ગુપ્ત મંડળ ( પૂર્વના તારાનું મંડળ ) છે અને તેઓ સોસાઇટીના અગ્રેસરોને હિમાલયમાં વસતા કુટહુમી લાલસિંહ નામનો મહાત્મા આવી મળી જાય છે અને ધર્મબોધ કરી જાય છે એવું માને છે ! ! કર્નલ આલ્કોટ અને મેડમ બ્લેવેટસ્કીના સ્વર્ગવાસ પછી આ સોસાઇટીના પ્રેસિડેન્ટ તરીકે હાલમાં એનીબિસાંટ નામની એક વિદુષી બાઇ કામ કરે છે. તા. ૫-૪-૧૮૯૫ ના દિવસે હિંદુ તથા પારસીઓ વિગેરે આશરે ૫૦ ગૃહસ્થોએ તેમની મુલાકાત મુંબાઇમાં લીધી હતી. તે વખતે જે પ્રશ્નોત્તર થયા હતા તે ઉપરથી આ સોસાઇટીના ધર્મતત્વો ઉપર સારો પ્રકાશ પડતો હોવાથી તેનો સાર અત્રે આપીએ છીએ.

'વિચાર, ઉચ્ચાર અને આચાર ત્રણે શુદ્ધ રાખવા, સર્વ ધર્મોના સાધારણ મત જેવાજ થીઓસોફીના મત છે. બ્રહ્મવિદ્યા અને ગુહ્યવિદ્યા આ દેશમાં પ્રાચિનકાળમાં હતી, તેનુંજ પુનર્જીવન કરવાનો સોસાઇટીનો પ્રયત્ન છે. સંસારિક વાતોથી અલિપ્ત રહેવાથીજ અધ્યાત્મિક ઉન્નતિ થઇ શકે છે. મુકત સ્થિતિ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી જીવાત્માને સર્વ વિકારોનો અનુભવ લેવાની ફરજ હોવાથી જુદી જુદી યોનીમાં જન્મ

લેવા પડે છે. સર્વ સંસાર પુરૂષ તથા પ્રકૃતિના સંયોગથી ઉત્પન્ન થયો છે, અને તે બંને અનાદિ છે. અદ્વૈત્ત જે પરબ્રહ્મ તે સાચું છે, પણ સંસારોત્પત્તિ માટે તેનેજ પુરૂષ પ્રકૃતિ એવું દ્વૈત્ત રૂપ પ્રાપ્ત થાય છે. વેદાંતમાં શ્રાદ્ધ વિધિ નથી, પરંતુ મૃત મનુષ્યનો જીવાત્મા પાછો જન્મ પામે ત્યાં સુધી કામલોકમાં સ્વકર્મ બંધનોને લીધે રોકાઇ રહેલો હોય છે, તેને ત્યાંથી છૂટવા માટે શ્રાદ્ધથી ઘણી મદદ થાય છે! મંત્રોની ધ્વનિને ગતિ, રંગ અને રૂપ હોવાથી તેમાં એક પ્રકારનું સામર્થ્ય પણ છે; પરંતુ મંત્ર પ્રયોગ એકાગ્રચિતે અને જ્ઞાનપૂર્વક થતો ન હોવાથી મંત્રસિદ્ધિ થતી નથી! બીજાના કલ્યાણ માટે તેને તેના દોષ દેખાડવાથી જે દુઃખ ઉત્પન્ન થાય તેમાં પાપ નથી, પરંતુ ન દેખાડવામાં પાપ છે. ધર્મશાસ્ત્રોમાં ( ઘણું કરીને પુરાણોમાં ) રૂપકો કે વાર્ત્તારૂપે કેટલીક જગ્યાએ વિચાર જણાવેલા છે, ત્યાં શબ્દાર્થ ભણી નજર રાખવી નહિ; પરંતુ તેમાંનું સત્ય રહસ્ય જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. જેવા મનુષ્યના વિચાર તેવાં તેનાં કર્ત્તવ્ય અને તેવું તેનું નસીબ બંધાય છે માટે માણસ પોતેજ પોતાના નસીબનો રચનાર છે. નસીબના ભરૂસે આળસુ થઇ બેસી રહેવું એ મૂર્ખતા છે. ઇશ્વર મનુષ્યાદિ દેહ ધારણ કરી જગતના કલ્યાણ માટે અવતાર લે છે અને મહાત્માઓ ગુપ્ત રીતે હાલ અસ્તિત્વ ભોગવે છે!!” વિગેરે. આવી રીતે તેમનો ધર્મ સિદ્ધાંત જોતાં એકાદ બે વિવાદગ્રસ્ત બાબતોને બાજૂએ રાખીએ તો આ મંડળીના ઉદ્દેશ અને કાર્ય ઘણાં ઉત્તમ જણાય છે. પણ તેમના ગુપ્ત મંડળની હકીકતથી લોકોમાં કાંઇ કાંઇ જાતની શંકાઓને સ્થાન મળેલું છે. એ ગુપ્ત મંડળવાળા આ સોસાયટીના અગ્રેસરોને મહાત્મા વારંવાર મળે છે એમ માને છે, એટલુંજ નહિ પણ બુદ્ધ, કૃષ્ણ, ઇસુખ્રિસ્તિ, જરથોસ્ત, મૈત્રેય, વિગેરે નામ તથા શરીર ધારણ કરનાર મહાત્માઓ મૂળ એકજ આત્મા જૂદે જૂદે રૂપે હતા, તેજ આત્માએ આ સમયે મદ્રાસના એક થીઓસોફીસ્ટ પેન્શનર નારાયણ આયરને ત્યાં પુત્ર રૂપમાં જન્મ લીધો છે, તેનું હાલ નામ જે, કૃષ્ણમૂર્તિ છે. અને તે પોતાનું જગતને ઉપદેશ કરવાનું પૂર્વ મહાજન્મોનું કર્ત્તવ્ય કરનાર છે એમ માને છે. એક લેખકે તો તેના સર્વ પૂર્વ જન્મોનું વૃત્તાન્ત પણ લખી કાઢયું છે. થીઓસોફીસ્ટો પોતાની માન્યતા તથા દિવ્ય શકિત ઉપરાંત તેમની આ અસાધારણ માન્યતા માટે કશું કારણ આપી શકયા નથી! સદરહુ કૃષ્ણમૂર્તિને ઓકસફર્ડની

વિશ્વવિદ્યાલયમાં ભણવા મુકી ગ્રેજ્યુએટ કરવાનો વિચાર એન્ની બિસાંટનો થવાથી તેણે ઈ. સ. ૧૯૧૧ માં તેના બાપને સમજાવી તેને ઇંગ્લાંડ લઇ ગઇ હતી; પણ લેટબીડર સિવાય બીજા કોઇને તે સોંપાય એમ ન હોવાથી પાછો હિંદુસ્તાન લાવી ફરીથી લેટબીડર સાથે ઇંગ્લાંડ મોકલ્યો હતો. આ ગુપ્ત મંડળની માન્યતાની બાબતમાં સોસાઇટીના અનુયાયીઓમાં મતભેદ ઉત્પન્ન થતાં ઘણી ચકચાર ચાલી હતી, એટલુંજ નહિ પણ કૃષ્ણ મૂર્તિના બાપે પણ પોતાનો છોકરો કબજે લેવા સારૂ મદ્રાસની હાઇ કોર્ટમાં એન્ની બિસાંટ ઉપર દાવો કર્યો હતો. તા. ૧૫ મી એપ્રીલ સને ૧૯૧૩ ના દિવસે " છોકરો તેના બાપને સોંપવો અને લેટબીડર ઘણો અનિતિમાન પુરૂષ છે " વિગેરે મતલબનો કેસનો ચુકાદો થયો હતો. આથી આ સોસાયટી તરફ જનસમાજનું વલણ અને માન કંઇક અંશે કમી થવા પામ્યાં હતાં. સદરહુ કૃષ્ણમૂર્તિએ વિદ્યાર્થી અવસ્થામાંજ મહાત્માઓની પ્રેરણાથી 'એટ ધી ફીટ ઓફ માસ્ટર્સ' નામનું પુસ્તક લખેલું છે અને એન્ની બિસાંટ પણ પોતે પૂર્વ જન્મમાં હિંદવાની હતી એમ જણાવે છે!!

ગુપ્ત મંડળની માન્યતા ઉપરથી ઉહાપોહ થયા પછી પ્રમુખ એની બિસાંટે ખુલાસો કર્યો હતો કે, ગુપ્ત મંડળની માન્યતા સોસાઇટીના તમામ અનુયાયીઓએ સ્વીકારવી એવું કાંઇ બંધન નથી ' તેથી શાંતિ થઇ ગઇ. આ સોસાઈટી તરફથી ઘણા ગ્રંથો બહાર પડયા છે. અને તે સર્વ જ્ઞાનના ભંડાર રૂપ તથા વિચારકો માટે ધર્મ રહસ્યનો માગ બતાવનારા છે. આ સોસાઇટીમાં દાખલ થનારને ગમે તે ધર્મ કે મત પંથ પાળવાની છૂટ હોવાથી આ મતના હિંદમાંજ ૨૫૦૦૦ સુમારે માણસો છે. અને ૧૫૦ થી વધુ શાખાઓ છે. યુરોપ, અમેરિકા, જાપાન, વિગેરે દેશોમાં પણ તેની શાખાઓ છે. કેળવણી ઉપર ઘણો ભાવ રાખે છે અને કેટલીક કોલેજો અને હાઇસ્કુલો ચલાવે છે. કાશીમાં જે હિંદુ વિશ્વવિદ્યાલય સ્થાપન થઇ છે તે પણ આ સોસાયટીના પ્રમુખ એન્ની બિસાંટના ઉપદેશ અને મહેનતનુંજ ફળ છે.

## આનંદ સભા.

આ નામની એક સભા બીજનોર જીલ્લાના ધામપુર ગામમાં છે. અને કાલ્પી, પુખરાયા, કાનપુર, વિગેરે ગામમાં તેની શાખાઓ છે. તેનો સ્થાપક જામનગરનો બ્રાહ્મણ જેણે સાધુ થઇ મુક્તાશ્રમીની આનંદ-

દેવ નામ રાખેલું છે, તે છે. આ સભાનો સિદ્ધાંત એવો છે કે સભાના પ્રત્યેક મેમ્બરે દરરોજ એકાંતમાં બેસીને સર્વના આત્મા અંતર્યામી આનંદ દેવને પોતાનાથી અભિન્ન જોવા. દેહમંદિરમાં સર્વ તિર્થ છે. અને આનંદદેવ રચિત રામાયણ, આનંદ વિલાસ વિગેરે પુસ્તકોનું પઠન પાઠન કરવું! મનને શુદ્ધ રાખવું, રામચંદ્રની ભક્તિ કરવી, ગાયોની રક્ષા કરવી અને નિશાવાળી ચીજો તથા નાચ તમાસાથી દુર રહેવું. પુત્રીનું ૧૪ મે અને પુત્રનું ૨૦ મે વર્ષે લગ્ન કરવું. દર અઠવાડિયે અને દર માસે સભા ભરીને કુરીતિના નિવારણાર્થે, હુન્નર કળાની વૃદ્ધિ અર્થે અને પ્રેમના પ્રચાર માટે વિચારો કરવા. સભામાં દરેક એક એક મુઠી અન્ન લઇને જવું અને તે એકત્ર કરી તેમાંથી સાધુ સંતોને જમાડવા. દરેક મેમ્બરે પોતાની પેદાશમાંથી દર રૂપિએ અડધો આનો સભાને આપવો અને શુભ અશુભ પ્રસંગે ખર્ચ ન કરતાં નાણાં સભાને આપવાં સભાએ નાણામાંથી આનંદદેવ રચિત પુસ્તકો ખરીદી લોકોમાં વહેંચવાં.

## ફ્રીમેશન.

આ નામનો એક સંપ્રદાય હસ્તિમાં છે. અને તેમાં દુનિયાના તમામ ભાગના સારા સારા શ્રીમંતો, અમીર ઉમરાવો, રાજા મહારાજાઓ, અને વિચારક વિદ્વાનો છે, એમ કહેવાય છે. આ સંપ્રદાયની તમામ પ્રવૃત્તિઓ ગુપ્ત રાખવામાં આવે છે. તેથી અજવાળામાં આવેલ નથી. કહે છે કે આ સંપ્રદાયમાં દાખલ થવા ઈચ્છનારને આ સંપ્રદાયના બે અનુયાયીઓ "આ માણુસ આ સંપ્રદાયમાં દાખલ થવા લાયક છે અને તેને દાખલ કરવામાં આવશે તો તે સંપ્રદાયના નિયમો પ્રમાણે બરાબર ચાલશે એટલુંજ નહિ પણ તેની કંઇ પણ હકીકત જાહેરમાં જણાવશે નહિ એવી અમને સંપૂર્ણ ખાત્રી છે." આવી મતલબનું સરટીફીકેટ આપે તોજ દાખલ કરવામાં આવે છે, અને સંપ્રદાયની હકીકત પ્રકાશમાં નહિ લાવવા બાબત તેને સખત કસમ લેવા પડે છે. આ સંપ્રદાય કયારે અને કેવા સમય સંજોગોમાં ઉદ્ભભવ્યો અને તેનો મૂળ સ્થાપક કોણુ હશે તે પણ જાણવામાં આવ્યું નથી, પણ ઇ. સ. ના ૧૬ મા સૈકામાં યુરોપમાંથી તે ઉદ્ભભવેલો છે. એમ અનુમાન થાય છે. અને ફક્ત એટલી હકીકત બહાર આવેલી છે કે આ સંપ્રદાય વાળાઓએ આપસ આપસમાં ભ્રાતુભાવથી રહેવું અને એક બીજાને સુખ દુઃખમાં પૂર્ણ મદદગાર થવું એજ તેનો મૂખ્ય સિદ્ધાંત છે.

## ઉપસંહાર.

**द्रष्ट्वारूपे व्याकरोत्सत्यानृते प्रजापतिः ।**
**अश्रद्धामनृतेऽदधाच्छ्रद्धां सत्ये प्रजापतिः ॥**

( યજુ. ૧૯–૭૭ )

"સર્વ જગતના કર્તા પ્રજાપતિ ઉપદેશ કરે છે કે સર્વ મનુષ્યોએ સર્વ બાબતમાં અને સર્વ કાળમાં સત્યમાંજ પ્રિતિ કરવી જોઇએ, અસત્યમાં કદી પણ નહિ."

આ ઇતિહાસ અત્રે પુરો થાય છે, હવે ઉપસંહારમાં શું લખવું? ધર્મની બાબતજ ગહન, વિવાદગ્રસ્ત અને કઠણ હોવાથી તે બાબતમાં અમુક અભિપ્રાય જણાવવો એ નકામો છે. માટેજ અખા ભકતે કહ્યું છે કે—

**"અખા એ અંધારો કુવો, ઝઘડો ભાગી કોઇ ન મૂઓ."**

તોપણ આ ઇતિહાસ ઉપરથી એટલું તો ફલિત થાય છે કે દેશકાળ, લોકસ્થિતિ, અને સમય સંજોગાનુસારે થયેલા ફેરફારો–રૂપાંતરો–બાદ કરીએ તો પૃથ્વિ ઉપર ચાલતા સર્વ ધર્મનાં મૂળતત્વો ઘણે ભાગે એકજ –વેદને મળતાંજ–માલૂમ પડે છે; અર્થાત્ સર્વ ધર્મનું મૂળ [1]વેદજ જણાય છે. તેની પવિત્ર આજ્ઞાઓનો ભંગ થવાથીજ વેદના (અધોગતિ)

૧. ડૉ. વેલંટાઇન લખે છે કે 'સંસ્કૃત ભાષાજ સર્વ ભાષાઓની માતા છે; સ્કેઝલ લખે છે કે સંસ્કૃત જેવી પૂર્ણ ભાષા પૃથ્વિમાં કોઇ નથી, ડબલ્યુ. સી. ટેલર લખે છે કે યુરોપની તમામ ભાષાઓ સંસ્કૃતમાંથીજ નીકળી છે અને તેની બરોબરી કરે તેવી કોઇ ભાષા નથી. સર્વોત્તમ સંસ્કૃત ભાષામાં ફક્ત વેદ એકલોજ ધર્મગ્રંથ છે. આ અને એવાં બીજાં અનેક કારણોથી વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે વેદ ધર્મ ઉપરથી ખાલ્ડીયન ધર્મ અને તેના આધારે આસિરિઆનો ધર્મ થયો. જ્યોર્જ સ્મિથ અને ડૉ. સાયન્સના જણાવ્યા પ્રમાણે આસિરિઆના ધર્મના આધારે યાહુદી ધર્મ પુસ્તક કેબાલા અને કેબાલા ઉપરથી બાઇબલ બન્યું છે. મહાત્મા ઈસુએ ભારતમાંથીજ ધર્મ શિક્ષણ મેળવી ક્રિશ્ચિયન ધર્મ સ્થાપ્યો હતો અને ક્રિશ્ચિયન ધર્મનું જ્ઞાન મેળવી હજરત મહમદ પેગમ્બરે મુસલમાન ધર્મનો પાયો નાંખ્યો હતો, તેમનું ला इलाह इल्लिल्लाह એ સુત્રજ આર્ય ધર્મના एको ब्रह्मનોજ અનુવાદ છે. રૂગ્વેદના પહેલા મંત્રના આધારે જરથોસ્ત ધર્મ સ્થાપ્યો હતો, અને જૈન, બૌદ્ધ, વિગેરે તો વેદ ધર્મનાં સમયાનુસાર રૂપાંતરજ છે. ભારતમાં ચાલતા હિંદુ ધર્મના તમામ સંપ્રદાય અને મતપંથો તો વેદની શાખારૂપજ છે. ફ્રીમેશનો પણ ગુંઠણીએ પડી અગ્નિની સ્તુતિ કરે છે. મતલબ કે સર્વ ધર્મનું મૂળ વેદધર્મજ છે એમાં હવે શંકાનું સ્થાન રહ્યુંજ નથી.

થઇ છે, એટલું તો કહેવુંજ પડે છે. અમે તો "વિવિધ વાની રજુ કરી, વાંચકવૃંદ સમક્ષ; તેથી ભોગી જન નીજ ભાવતું, ભાવે કરશે ભક્ષ." એ તો નક્કીજ છે.

પરંતુ **सन्त परीक्ष्यान्यतर भद्रजन्ते मूढः पर प्रत्यय नेय बुद्धिः** એ કવિ શિરોમણિ કાળીદાસ પંડિતની ઉક્તિ લક્ષમાં લેઇ સત્યાસત્યની પરીક્ષા કરી સત્યનો સ્વિકાર અને અસત્યનો પરિત્યાગ કરનારને ધન્ય છે, ગ્રાહક શક્તિની તેમાંજ પરીક્ષા છે.

સર્વમાન્ય, સર્વ પૂજય સત્ય તો એકજ હોવું જોઇએ, અને છે. તેને કાળ કે સ્થાન કાંઇ અસર કરી શકતું નથી. ત્રણે કાળમાં અને સર્વ સ્થળે તે એકજ રૂપે રહે છે. તેને કોઈ સમ નથી અને વિષમ પણ નથી, તેમ તેને શરમ કે સિફારસની પણ જરૂર પડતી નથી. સત્ય પોતેજ એવું છે કે તે આપોઆપ સૂર્ય પ્રકાશવત્ સ્પષ્ટ દેખાઇ આવે છે. તેનેજ ગ્રહણ કરી શકાય તો જેટલો વિરોધ ભાવ છે તે નાશ પામે. સત્યને જયાં હોય ત્યાંથી અને જેવું હોય તેવું ગ્રહણ કરવું એજ [1]બુદ્ધિમાનનું કામ છે.

પરમકૃપાળુ પરમાત્મા ! અમારા દેશબંધુઓના હૃદયમાં સત્યાસત્યની પરીક્ષા કરવાની બુદ્ધિ જાગૃત કરે, એવી તે દયાળુ પ્રભુ પ્રત્યે અંતઃકરણપૂર્વક વિનંતિ કરી આ ઉપસંહાર પૂર્ણ કરતાં ભૂલચુકની માફી ચાહું છું. ઇત્યોમ્




---

૧. આ દેશનું જોઇને યૂરોપિયનોએ (૧) અન્નફળ શાકનો અહાર, (૨) અપવાસ અને (૩) અગ્નિદાહ એ ત્રણ બાબતો લીધી છે. આનું નામ બુદ્ધિમાનપણું. સારાસારનો વિચાર કર્યા વગર યૂરોપિયનોના શીકલની (પહેરવેશની) વાંદર નકલ કરવામાં આ દેશના લોકો બહાદુર છે, પણ અક્કલની નકલ કરવામાં નહિજ ! આંધળું અનુકરણ તો ઉન્નતિને બદલે અવન્નતિજ કરનાર છે, તેનો પણ કોઈ વિચાર કરતું નથી ! !

પૃથ્વિ જેમ વાતાવરણથી ઘેરાયલી છે, તેમ મનુષ્ય જાતિ પણ સ્વાર્થના આવરણથી વિંટાયલી છે; માટે પોતાનું કાર્ય કરવા માણસને મનોવૃત્તિ રહે છે. પરંતુ, જે માણસ કાર્યોમાંથી પરવારી અગર તે કાર્યોની સાથે પરહિતના કાર્યમાં લક્ષ આપી પોતાની શક્તિ મુજબ સહાય કરે છે તેને [illegible]વાદ ઘટે છે.

× × × × ×

દરેક ચીજના સ્થુલ અને સૂક્ષ્મ એવા બે અર્થ [illegible]માં આછા થઇ શકે છે. સ્થુલ અર્થ લેવો એ તો સ્હેજ છે, પરંતુ સ્થુલ ન લેતાં સૂક્ષ્મ લેવો–કચરામાંથી તત્વ કાઢી લેવું–ખરૂં રહસ્ય સમજી લેવું–એમાંજ અક્કલની તારીફ છે. દરેક તુચ્છ ચીજમાં પણ કાંઇક સારૂં તત્વ સમાયલું હોય છેજ, અને બુદ્ધિમાન પુરૂષ તેનેજ ગ્રહણ કરે છે.

---